

# ॥ श्रीविवेकभास्कर द्वितीयरश्मि ॥

प्रणेता


पूज्यपाद् ब्रह्मनिष्ठ महाराज श्रीमन्नथुरामशर्मा

બીલખા-કાઠીઆવાડ.


પોતાના સદ્ગત પિતા શ્રી ર[illegible]મજી [illegible]લજીના

સ્મરણાર્થે પ્રકટ કરનાર

કૃષ્ણદાસ રથા[illegible]જી વર્મા

લોખંડના વેપારી, કરાચી-સિંધ

---

भुवि भासयन् भानु पुज्यश्राज्यांधकारहा ।

अ[illegible]ऽयं हि सच्चे विवेकभास्करः ॥

---




પ્રથમાવૃત્તિ :: :: પ્રતિ ૧૦૦૦

શક ૧૮૫૨ :: સંવત ૧૯૮૭ :: સન ૧૯૩૧

પડતર મૂલ્ય કાચું પૂંઠું રૂ. ૦-૮-૦ પાકું પૂંઠું રૂ. ૦-૧૨-૦



पूज्यपाद ब्रह्मविद्वरिष्ठ महात्मा श्रीमन्नथुरामशर्मा

प्राकट्य सं. १९१४ना आश्विन सुदि ४



# ॥ श्रीविवेकभास्कर द्वितीयरश्मि ॥

प्रणेता


पूज्यपाद ब्रह्मनिष्ठ महाराज श्रीमन्नथुरामशर्मा

બીલખા-કાઠીઆવાડ


પોતાના સદ્‌ગત પિતા શ્રીશ્યામજી વહાલજીના

સ્મરણાર્થે પ્રકટ કરનાર

કૃષ્ણદાસ શ્યામજી વર્મા

લોખંડના વેપારી, કરાચી-સિંધ

---

भुवीव भासयन् भानुः पुण्यज्ञाड्यांधकारहा ।
अभीतिदस्तथाऽयं हि सत्त्वे विवेकभास्करः ॥

---




પ્રથમાવૃત્તિ :: :: પ્રતિ ૧૦૦૦

શક ૧૮૫૨ :: સંવત્ ૧૯૮૭ :: સન ૧૯૩૧

પડતર મૂલ્ય કાચું પૂંઠું રૂ. ૦-૮-૦ પાકું પૂંઠું રૂ. ૦-૧૨-૦

# શ્રદ્ધાંજલિ

આ સ્થૂલદેહના જનક પરલોકવાસી મારા પૂજ્ય પિતા શ્રીશ્યામજી વહાલજીનું સ્મરણ કરતાં અંતર આનંદથી ઉભરાય છે. જેમની કૃપાએ હું આ ઉત્તમ મનુષ્યજન્મ પામ્યો, ને જેમાં સાક્ષાત્ ઈશ્વરસ્વરૂપ સદ્‌ગુરુનું શરણ મળતાં ભવ-પારને પામવા સુભાગી થયો. તેમનું પુણ્યનામ, શ્રીઅંતર્યામી પ્રભુના નિઃશ્વાસરૂપ આ ઉત્તમ ગ્રંથસાથે જોડી તેમના ઋણથી મુક્ત થવા ઇચ્છું છું, અને પરમાત્માભિન્ન શ્રીસદ્‌ગુરુના ચરણકમળમાં સવિનય પ્રણામપૂર્વક યાચું છું કે હે ભગવન્ ! જે જ્ઞાનરવિનો પ્રકાશ આ પુસ્તકમાં કર્યો છે તે પ્રકાશ મારા પૂજ્ય પિતાશ્રીનો આત્મા જ્યાં હોય ત્યાં તેમના અંતઃકરણમાં નાંખી તે દ્વારા તેમના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનરૂપ અંધકારને હરી, તે આપના અંશરૂપ આત્માને આપના સચ્ચિદાનંદસ્વરૂપથી અભિન્ન કરી લેવા કૃપા કરશો.

લિ૦ શ્રીમન્નાથપાદપદ્માનુરક્ત

દાસાનુદાસ

**કૃષ્ણદાસ શ્યામજી વર્મા**

ૐ

# ઉપોદ્ઘાત

સુંદર શાસ્ત્રીય શુભ વિચારો એ પરમપવિત્ર ને પરમ-ધન છે.

સુંદર શાસ્ત્રીય શુભ વિચારો એ દૈવી અમૃત છે.-પરમાત્માનો પ્રસાદ છે.

સુંદર શાસ્ત્રીય શુભ વિચારો એ પરમાત્માનાં સ્ફુરણો છે.-પરમાત્માના પાર્ષદો છે.

સુંદર શાસ્ત્રીય શુભ વિચારો જેમને પ્રિય લાગે છે તેઓ પુણ્યશાળી જીવો છે.

સુંદર શાસ્ત્રીય શુભ વિચારો જેમણે હૃદયગત કર્યા તેમણે ઉત્તમ પ્રાપ્ત કરવાયોગ્ય ઘણુંક પ્રાપ્ત કર્યું.

સુંદર શાસ્ત્રીય શુભ વિચારોનાં ઝરણાં જેમના નિર્મળ અંતઃકરણમાં વહ્યાં કરે છે તેઓ પરમ ભાગ્યશાળી છે.-પરમાત્માના કૃપાપાત્ર છે.

સુંદર શાસ્ત્રીય શુભ વિચારોને જેઓ આચરણમાં મૂકી શકે છે તેઓ પોતાના ને જગત્‌ના કારણરૂપ પરમાત્માભણી વહન કરી રહ્યા છે.

સુંદર શાસ્ત્રીય શુભ વિચારો એટલે વિવેક-જડચેતનની, ધર્માધર્મની, પવિત્રાપવિત્રની, શુભાશુભની, યોગ્યાયોગ્યની, સત્યાસત્યની, પુણ્યપાપની, હિતાહિતની, હેયોપાદેયની, ભલા-

બલની ને કર્તવ્યાકર્તવ્ય આદિની સમજ. પુણ્યકર્મવડે પરમાત્માની કૃપાથી અંશતઃ પણ પ્રાપ્ત થયેલો એ વિવેક જિજ્ઞાસુને સત્સંગમાં ને શાસ્ત્રાભ્યાસમાં રુચિ ઉપજાવી ભવસાગરના નાવરૂપ શ્રીસદ્ગુરુચરણારવિંદને પ્રાપ્ત કરાવે છે. એ વિવેક એ પ્રમાણે જેમ પુણ્યશાળી જીવને બ્રહ્મથી અભિન્ન એવા આત્માના જ્ઞાનનો માર્ગદર્શક છે તેમ અભ્યાસવડે ચડતી કોટિને પામેલો એટલે રાગવિરાગના, ગ્રાહ્યાગ્રાહ્યના, સત્યાનૃતના, જ્ઞાનાજ્ઞાનના, સુખદુઃખના, નિત્યાનિત્યના, જડચેતનના, દૃગ્દૃશ્યના ને આત્માનાત્મ આદિના સ્વરૂપને બહુ સ્પષ્ટપણે જણાવનારો એ વિવેક આત્મજ્ઞાનને પામેલા મહાપુરુષના અંતઃકરણને પરમશાંત ને પરમસુખી રાખનારો, ને જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનો અનુભવ કરાવવામાં તેમને બહુ સાહાય્ય આપનારો તેમનો પરમ સુહૃત્ છે.

વિવેક સત્ત્વગુણનું કાર્ય છે. જેટલો જેટલો અંતઃકરણમાં સત્ત્વગુણ વધારે તેટલો તેટલો વિવેક વધારે. સ્વાભાવિકરીતે વિવેકપાસે સુખ ને સુખનાં ઉપકરણો આકર્ષાય છે, અને દુઃખ ને દુઃખનાં ઉપકરણો તેનાથી દૂર જાય છે. જેમણે સુખી થવું હોય તેમણે પોતાના અંતઃકરણમાં શાસ્ત્રીય ઉપાયોવડે સત્ત્વગુણની વૃદ્ધિ કરી વિવેકને બળવાન્ કર્યે રાખવો જોઇએ.

હૃદયપ્રકાશરૂપ એ વિવેકવડે મનુષ્ય ઉપકારકઅપકારકને સ્પષ્ટ જોઇ શકે છે. વિવેક વ્યવહાર ને પરમાર્થ બંનેમાં મનુષ્યનું રક્ષણ કરનારો ને તેની ઉન્નતિ કરનારો છે. એ

વિવેક સૂર્યજેવો છે. સૂર્યોદય થતાં જેમ મનુષ્ય પ્રાણિ-પદાર્થને સ્પષ્ટ જોઇ શકે છે તેમ વિવેકનો ઉદય થતાં મનુષ્ય કાર્યાકાર્યને સ્પષ્ટ જોઈ શકે છે. સૂર્ય જેમ વિશ્વના અંધકારને શીઘ્ર દૂર કરી યથાર્થ વસ્તુદર્શન કરાવે છે તેમ વિવેક મનુષ્યના હૃદયગત અંધકારને શીઘ્ર દૂર કરી તેને પ્રત્યેક પ્રસંગે વાસ્તવિક દર્શન કરાવે છે. એ વાસ્તવિક દર્શનવડે વિવેકી મનુષ્ય અશુભના, અસત્યના, હેયના ને અકર્તવ્યના હાનિકર માર્ગથી પાછો વળી શુભના, સત્યના, ઉપાદેયના ને કર્તવ્યના લાભપ્રદ માર્ગે ગમન કરે છે. સૂર્યોદય થતાં જેમ ભૂતપ્રેત, રાક્ષસ, ચોર ને શ્વાપદ આદિ દુઃખદ પ્રાણીઓ શીઘ્ર પલાયન કરી જાય છે તેમ વિવેકનો ઉદય થતાં અંતઃકરણમાં દીર્ઘકાળથી થાણું નાંખીને પડેલા કામક્રોધાદિરૂપ અનેક મનોવિકારો ને દુષ્ટ વિચારોરૂપ મહાવૈરીઓ અંતઃકરણમાંથી શીઘ્ર નાસી જાય છે. વિવેક પિતાની પેઠે પોષનારો, માતાની પેઠે સંભાળનારો ને મિત્રની પેઠે સાહાય્ય આપનારો છે. મનુષ્ય જેમ જેમ વિવેકના અભ્યાસમાં વૃદ્ધિ કરતો જાય છે તેમ તેમ મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનારી આસુરી સંપત્તિ તેના અંતઃકરણમાંથી દૂર થતી જાય છે, ને મોક્ષમાર્ગમાં ઉતાવળે ગતિ કરાવનારી દૈવી સંપત્તિ તેના અંતઃકરણમાં પ્રાપ્ત થતી જાય છે. વધારે શું? પૂર્વે કહ્યા પ્રમાણે મહાવિચારોરૂપ એ વિવેક પરમાત્માની સમીપ લઈ જનારો પરમાત્માનો પ્રિય પ્રતિહાર છે.

યોગ્યતા પ્રાપ્ત કર્યા વિના મનુષ્યથી કોઈ પણ વિષય-નું જ્ઞાન મેળવી શકાતું નથી. વેદાંતજ્ઞાનમાં પ્રવેશ કરવાની યોગ્યતા મેળવવામાટે મનુષ્યે વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્-સંપત્તિ ને મુમુક્ષુતા એ **ચાર સાધનો*** સિદ્ધ કરવાં જોઈએ. એ સાધનોમાં તથા ભિન્ન ભિન્ન પ્રકારની દૈવી સંપત્તિ આદિ શુભગુણોરૂપ અન્ય સાધનોમાં વિવેક પાયારૂપ મુખ્ય સાધન છે. તે સર્વ સાધનોના મૂળરૂપ છે. પ્રત્યેક સાધન સિદ્ધ કરવા-માં એનો ઉપયોગ છે. વિવેક સર્વ સાધનોને મોખરે ચાલ-નારો તેમનો નાયક છે. સર્વ સાધનોમાં તે વ્યાપીને રહે-નારો છે. જે જિજ્ઞાસુમાં જેટલા પ્રમાણમાં વિવેકની બલ-વત્તરતા તેટલા પ્રમાણમાં તે જિજ્ઞાસુ અન્ય સાધનોની સિદ્ધિ કરી શકે છે.

સંપૂર્ણ વિવેક વસ્તુસ્વભાવ, વસ્તુસ્થિતિ કે વસ્તુગતિનું સમ્યગ્દર્શન કરાવીને અંતઃકરણને શાંત ને સમભાવયુક્ત કરતો છતો સર્વ માનસ દુઃખોને સંપૂર્ણપણે નિવારવા સમર્થ છે, અને અંતઃકરણમાં ધૈર્ય તથા સહનશીલતારૂપ મનોબળ પ્રકટાવીને તે શારીરિક સંતાપને પણ બહુ ઓછા કરી નાંખનારો છે.×

---

* એ ચાર સાધનોવિષે વિસ્તારથી જાણવામાટે પૂજ્યચરણ મહાત્માશ્રીપ્રણીત શ્રીઉપદેશગ્રંથાવલિનો "**ચાર સાધનો**" એ નામનો ૪૪મો અંક જુઓ.

× "સુખ દુઃખ ભુક્તે સર્વે, જ્ઞાની મૂરખ દોય;
જ્ઞાની ભુક્તે મોજસેં, મૂરખ ભુક્તે રોય." ૧

પૃથ્વીને પાવન કરનારા બ્રહ્મવેત્તા પુરુષોને ઉપર જણાવેલો મહાવિવેક સ્વભાવસિદ્ધ થયેલો હોય છે. તેઓ સર્વાત્મભાવને પામેલા હોવાથી તેમનો કોઇ વૈરી નથી. મહાવિવેકવડે તેમણે અજાતશત્રુપદ પ્રાપ્ત કરેલું છે. મહાવિવેકીને રાગદ્વેષક્લેશ નથી. મહાવિવેકી સર્વદા નિર્ભય છે. મહાવિવેકી આ વિશ્વમાં વસતા છતા બ્રહ્મલોકમાં વિલસે છે. તેમનો આનંદ અખંડિત છે. તેઓ સર્વદા પરમાનંદી છે. તેઓ અલુપ્ત જ્ઞાન–પ્રકાશ–ને પ્રાપ્ત થયેલા હોય છે. મહાવિવેકીનું અંતઃકરણ સમભાવરૂપ જળથી સર્વદા શીતળ હોય છે. આશાતૃષ્ણાનો સદાને માટે એમના અંતઃકરણમાંથી ઉચ્છેદ થયેલો હોય છે. ચિંતા ખેદ કે પશ્ચાત્તાપરૂપ માનસસંતાપ તેમની પાસે ક્યારે પણ આવી શકતો નથી. એમના અંતઃકરણમાં કૃતકૃત્યતાનો, પ્રાપ્તપ્રાપ્યતાનો ને જ્ઞાતજ્ઞેયતાનો અવધિ છે. મહાવિવેકીની સર્વ દિશાઓ આનંદથી ભરપૂર છે. તેમને સર્વ દિશાએથી આનંદ વરસે છે. મહાવિવેકીને સર્વદા અખંડાનંદરૂપ મહાસાગરમાં અખંડાનંદરૂપે વસીને અખંડાનંદનો અનુભવ કરવા સિવાય અન્ય કશું કર્તવ્ય નથી.

"**सर्वेषां तु पदार्थानामभ्यासः कारणं परम्**" ( સર્વ પદાર્થોનું–સર્વ વાતની સિદ્ધિનું–અભ્યાસ એજ પરમ કારણ છે. ) એ શાસ્ત્રવચનમાં કહ્યા પ્રમાણે સાધકને, વર્તનમાં મૂકવારૂપ અભ્યાસવડે ક્રમાત્ ઉપર વર્ણવેલી મહાદશાને પ્રાપ્ત કરાવનાર–સાધકમાંથી સિદ્ધ બનાવનાર–મહાવિચારો-

રૂપ વિવેકનો મહિમા અગાધ છે–અવર્ણ્ય–છે. **શ્રીવિવેક-ભાસ્કર**ના પ્રથમરશ્મિની પેઠે આ **દ્વિતીયરશ્મિ** પણ એવા મહાવિચારોથી ભરપૂર છે. અત્યંત આશ્ચર્યરૂપ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવનારા વિવિધ સુંદર-અતીવ સુંદર શાસ્ત્રીય શુભ વિચારો આમાં પંક્તિએ પંક્તિએ ઊભરાય છે. ખરેખર મહાવિચારોરૂપ વિવેકનો આ કોઇ અલૌકિક નિધિ છે. પૂજ્યચરણ સદ્ગુરુદેવના મહાપ્રસાદરૂપ–અનુપમ અમૂલ્ય અધ્યાત્મબોધરૂપ—મહાવિચારોનો—મહાવિવેકનો–મહિમા પ્રથમરશ્મિના પ્રકાશનસમયે તેઓશ્રીના આ દીનદાસે ઊભરાતે હૃદયે બાલવત્ ગાયો છે, એટલે અહીં તેની પુનરુક્તિ ન કરતાં તે બહુઉપકૃતભાવે તેનું સ્મરણ કરે કરાવે છે, ને કૃપાસિંધુ સદ્ગુરુદેવે પોતાશ્રીના અગાધ જ્ઞાનરૂપ વિવેકભાસ્કરનો આ દ્વિતીયરશ્મિ પ્રકટાવવા* મહાદયા દર્શાવી તેથી આનંદોલ્લાસને અનુભવે છે.

સુંદરમાં સુંદર, શુભમાં શુભ ને હિતતમમાં હિતતમ વિચારોને–ઉપદેશને–દર્શાવનારી ભગવતી શ્રુતિમાતા આત્માન્વેષણ કરનારા સાધકોપ્રતિ કૃપા કરીને વદે છે કે:–

**“ तावदेव निरोधव्यं यावद्धृदि गतं क्षयम्।**
**एतज् ज्ञानं च ध्यानं च शेषो न्यायस्य विस्तरः ॥”**

---

* કરાચીમાં પ્રકટ થતા “હંસ”નામક માસિક પત્રમાં “જિજ્ઞાસુઓને સદ્ઉપદેશ” એ મથાળાનીચે આ ઉપદેશ લાંબા સમયથી પ્રસિદ્ધ થાય છે.

(મનનો ત્યાંસુધી પ્રયત્નવડે નિરોધ કરવો કે તે જ્યાંસુધી હૃદયમાં જઇ ક્ષય પામી જાય. એમ કરવું એ જ્ઞાન છે, એ ધ્યાન છે, બાકી બીજું યુક્તિઓના વિસ્તારરૂપ છે.)

દીનદયાળ સદ્‌ગુરુદેવે આ જ્ઞાનમય રશ્મિદ્વારા કરેલા ભવ્ય ઉપદેશનો સાર પણ ઉપરના શ્રુતિમાતાના આદેશને મળતોજ છે. એ સારરૂપ ઉપદેશનો નિષ્કર્ષ નીચે પ્રમાણે સમજી શકાયઃ—

**જગત્‌થી નેત્રો વીંચો, ને અંદર ઊઘાડો. મહા-દુઃખમાંથી પરમસુખમાં જાઓ. જીવ મટીને શિવ થાઓ.**

સૌને માટે દ્વાર ખુલ્લાં છે, પણ,—

"અધિકારીને આવશે સમજણ ને સાન."

રસિયા રસને માણશે, નીરસને રસ ન્હોય;
રસબસ રસમાં તે થશે, જે શિર સદ્‌ગુરુ સ્હોય. ૧

કરુણાના ભંડારરૂપ શ્રીદક્ષિણામૂર્તિ-સદ્‌ગુરુદેવની કૃપાથી સર્વે સાધકબંધુઓ વાસ્તવિક રસિક થઇ આ મહાવિવેક-રૂપ–મહાજ્ઞાનરૂપ–મહાપ્રસાદનું બહુભાવપૂર્વક આસ્વાદન કરો, ને તેવડે અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતારૂપ વાસ્તવિક પુષ્ટિને અધિક પ્રમાણમાં પ્રાપ્ત કરી પરમાનંદનો અનુભવ કરો એવી શુભભાવનાપૂર્વક વિરમું છું. ॐ तत्सत्

શ્રીઆનંદાશ્રમ, બીલખા. | श्रीनाथसद्‌गुरुबाल
માર્ગશીર્ષવદિ ૩, ૧૯૮૭ | माणिक्यधर्मा

ॐ

## મુમુક્ષુએ પ્રાતઃકાળમાં પાઠ કરવાયોગ્ય

# પ્રાતઃસ્મરણસ્તોત્ર

પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વં,
સચ્ચિત્સુખં પરમહંસગતિં તુરીયમ્ ।
યત્સ્વપ્નજાગરસુષુપ્તમવૈતિ નિત્યં,
તદ્બ્રહ્મ નિષ્કલમહં ન ચ ભૂતસંઘઃ ॥ ૧ ॥

પ્રાતર્ભજામિ મનસો વચસામગમ્યં,
વાચો વિભાંતિ નિખિલા યદનુગ્રહેણ ।
યન્નેતિ નેતિ વચનૈર્નિગમા અવોચુઃ,
તં દેવદેવમજમચ્યુતમાહુરગ્ર્યમ્ ॥ ૨ ॥

પ્રાતર્નમામિ તમસઃપરમર્કવર્ણં,
પૂર્ણં સનાતનપદં પુરુષોત્તમાખ્યં ।
યસ્મિન્નિદં જગદશેષમશેષમૂર્તૌ,
રજ્જ્વાં ભુજંગમ ઇવ પ્રતિભાસિતં વૈ ॥ ૩ ॥

શ્લોકત્રયમિદં પુણ્યં લોકત્રયવિભૂષણમ્ ।
પ્રાતઃકાલે પઠેદ્યસ્તુ સ ગચ્છેત્પરમં પદમ્ ॥ ૪ ॥

ઇતિ શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્યશ્રીશંકરાચાર્યવિરચિતં
પ્રાતઃસ્મરણસ્તોત્રમ્

---

સૂચનાઃ—જે શબ્દોમાં રેફ, અનુસ્વાર, માત્રા, વિસર્ગ, હ્રસ્વ અગર જો કોઈ અક્ષર ઊડી ગયો હોય તે સુધારીને વાંચવું.

१५ ६०७



# ॥ श्रीविवेकभास्कर ॥

## ॥ द्वितीयरश्मि ॥

### મંગલ

### દોહરો

વિવેકરવિના ઉદયથી, પરમાનંદ પમાય;
દુઃખ દૂર થઈ જાય એમ, કહે વેદ મુનિરાય.

સમર્થ સદ્ગુરુના બ્રહ્મોપદેશવડે બ્રહ્મજ્ઞાનરૂપ પરમાદિત્ય મુમુક્ષુના અંતઃકરણમાં ઉદય થતાં અવિદ્યારૂપી રાત્રિ વા અવિવેકરૂપ અંધકાર દૂર થઈ જાય છે, જડચેતનરૂપ અંધારાઅજવાળાનો ભેદ તેને સ્પષ્ટ સમજાય છે, અસત્ય પ્રાણિપદાર્થને સત્ય માનવારૂપ મલનું ભક્ષણ કરનારી અંતઃકરણની અપવિત્ર વૃત્તિઓરૂપ પ્રેતો સંતાઈ જાય છે, શ્રુતિઓના ઉપદેશરૂપ પહેરેગીરો પ્રયોજન નહિ રહેવાથી સૂઈ જાય છે, કામ, ક્રોધ ને લોભાદિરૂપ ચોરો ભય પામીને નાસી જાય

છે, ઇંદ્રિયોના પૃથક્સદ્ભાવરૂપ તારાઓ આત્મરૂપ આકાશમાં દેખાતા બંધ થાય છે, અને સ્થૂલ ને ચંચલ મનોરૂપ ચંદ્રમા સૂક્ષ્મ ને સ્થિર થવારૂપ પ્રકાશહીન ને ક્ષીણ થાય છે.

જેમ રાત્રિના ઘાટા અંધારામાં આખું જગત્ અંધકારમય પ્રતીત થાય છે તેમ જ્ઞાનીને જ્ઞાનકાલમાં આખું જગત્ બ્રહ્મમય પ્રતીત થાય છે.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણને તથા ઇંદ્રિયોને વિવેક, વિરાગ, શમ ને દમવડે વશ કર્યાં હોય તોપણ મનુષ્યના મનમાં તીવ્ર રાગદ્વેષ ઉપજાવનારા પ્રાણીઓથી ને પદાર્થોથી તેણે સર્વદા શુદ્ધબુદ્ધિથી ઘણામાં ઘણું દૂર રહેવું.

અસંગ ને અભોક્તા આત્માને મુમુક્ષુએ દેહાદિનો સંગી ને વિષયોનો ભોક્તા નજ માનવો જોઇએ.

મુમુક્ષુએ સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ કે અભોક્તા આત્માને વિષયોનો સાચો ભોક્તા માનવાથી આત્માનું હનન કરવાજેટલું તેને પાપ લાગે છે, અને બ્રહ્મના વિવર્તરૂપ પ્રાણિપદાર્થને વાસ્તવિક ભોગ્ય માનવાથી બ્રહ્મનું હનન કરવાજેટલું પાપ તેને લાગે છે.

અહીં સર્વત્ર બ્રહ્મજ ભરપૂર છે. બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ આંખ ઊઘાડીને જોવાજેવું નથી એમ મુમુક્ષુએ ધૈર્ય ને જાગૃતિથી નક્કી કર્યા કરવું જોઇએ.

સર્વત્ર અખંડૈકરસ બ્રહ્મજ સર્વ પ્રાણિપદાર્થના વાસ્તવિકરૂપે વા અધિષ્ઠાનરૂપે રહેલું છે. મુમુક્ષુની ચિત્તવૃત્તિએ

તેનું સ્પષ્ટ દર્શન કરવું જોઇએ. એ દર્શન સ્વાભાવિક થાય તો ચિત્તવૃત્તિ ઘણો સંતોષ ને સુખ અનુભવે છે.

અનાદિકાલથી જિજ્ઞાસુના ચિત્તમાં રહેલા રાગદ્વેષ વશીકારવૈરાગ્યવડે તેણે દૂર કરવા જોઇએ. સર્વ દૃશ્યને મિથ્યા જાણવાથીજ તેના લાભાલાભથી ચિત્તમાં હર્ષશોક ઉપજતા નથી. મુમુક્ષુએ વિવેકભાસ્કરને પોતાના ચિત્તમાં સર્વદા પ્રકાશવા દેવો, કે જેથી અજ્ઞાન, દ્વૈત ને કામાદિ ચોરો મુમુક્ષુના ચિત્તમાં પ્રવેશ કરી પોતાનું કામ કરી શકે નહિ.

મુમુક્ષુએ પોતાની બુદ્ધિની અત્યંત વિશુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા કરી તેને સર્વત્ર સર્વદા સ્વાભાવિક બ્રહ્મદર્શનવાળી કરવી. નેત્રમાં જેમ રૂપનું દર્શન કરવાનું સ્વાભાવિક બલ છે તેમ તેણે પોતાની બુદ્ધિમાં બ્રહ્મનું દર્શન કરવાનું સ્વાભાવિક બલ પ્રકટાવવું જોઇએ.

દશે દિશાઓ અને તેમાં અજ્ઞાનીને પ્રતીત થતા પ્રાણિપદાર્થો જ્યાંસુધી બ્રહ્મરૂપે સ્પષ્ટ પ્રતીત ન થાય ત્યાંસુધી મુમુક્ષુએ બ્રહ્માકારવૃત્તિ કરવાનો સદાગ્રહપૂર્વક સતત પ્રયત્ન કરવો જોઇએ.

ત્રણ કાલ ને તેમાં અજ્ઞાનીને પ્રતીત થયેલા, થતા ને થવાના પ્રાણિપદાર્થો બ્રહ્મરૂપે સ્પષ્ટ પ્રતીત ન કરી શકાય ત્યાંસુધી પોતાની બુદ્ધિને બ્રહ્માકાર કરવાનો શુભપ્રયત્ન સદાગ્રહપૂર્વક મુમુક્ષુએ કરવો જોઇએ.

સર્વ પ્રાણિપદાર્થનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે. પરિ-

ચ્છિન્નતાવાળા સર્વ દશ્યને મુમુક્ષુએ અપરિચ્છિન્ન બ્રહ્મ-રૂપેજ જોવું. જેમ તરંગો, પરપોટા ને વમળ જલથી ભિન્ન નથી તેમ સ્થાવરજંગમરૂપ સર્વ દશ્ય બ્રહ્મથી ભિન્ન નથી. લોઢાનાં કાર્યો લોઢારૂપ છે, પીતળનાં કાર્યો પીતળરૂપ છે, તાંબાનાં કાર્યો તાંબારૂપ છે, માટીનાં કાર્યો માટીરૂપ છે, રૂપાનાં કાર્યો રૂપારૂપ છે, અને સોનાનાં કાર્યો સોનારૂપ છે, તેમ બ્રહ્મમાં પ્રતીત થતાં તેનાં વિવર્તકાર્યો બ્રહ્મરૂપજ છે. શાસ્ત્રનાં વચનોથી ને શાસ્ત્રાનુકૂલ યુક્તિઓથી પોતાના શરીરની અંતર અને પોતાના શરીરની બહાર સર્વત્ર અખંડૈકરસ બ્રહ્મનેજ જોવાનો પ્રયત્ન મુમુક્ષુએ સર્વદા આદરપૂર્વક કર્યા કરવો. અખંડૈકરસ અદ્વૈતબ્રહ્મના દઢ દર્શનવિના પ્રતીત થતું દ્વૈત નિવૃત્ત થતું નથી, અને પ્રતીત થતા દ્વૈતની નિવૃત્તિ થયા વિના ભયશોકાદિની નિવૃત્તિ ને પરમાનંદની અવિચ્છિન્ન પ્રાપ્તિ થતી નથી.

ઉત્તરદિશા અને તેમાં અજ્ઞાની મનુષ્યોને પ્રતીત થતા પ્રાણિપદાર્થો વસ્તુતાએ બ્રહ્મજ છે. ઈશાનકોણ અને તેમાં અજ્ઞાની મનુષ્યોને. પ્રતીત થતા પ્રાણિપદાર્થો પણ વસ્તુતાએ બ્રહ્મજ છે. પૂર્વદિશા અને તેમાં અજ્ઞાની મનુષ્યોને પ્રતીત થતા પ્રાણિપદાર્થો પણ વાસ્તવિકરીતે બ્રહ્મજ છે. અગ્નિ-કોણ અને તેમાં અજ્ઞાનીને પ્રતીત થતા પ્રાણિપદાર્થો પણ જ્ઞાનીની દૃષ્ટિએ બ્રહ્મજ છે. દક્ષિણદિશા અને તેમાં અજ્ઞાની મનુષ્યોને પ્રતીત થતા પ્રાણિપદાર્થો પણ શાસ્ત્રીયદૃષ્ટિએ

બ્રહ્મજ છે. નૈર્ઋતકોણ અને તેમાં અજ્ઞાની માણસોને પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થો પણ આર્ષદૃષ્ટિએ બ્રહ્મજ છે. પશ્ચિમ-દિશા અને તેમાં અજ્ઞજનોને પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થો પણ બ્રહ્મવેત્તાની દૃષ્ટિએ બ્રહ્મજ છે. વાયવ્યકોણ અને તેમાં અબુધજનોને પ્રતીત થનારા પ્રાણિપદાર્થો પણ આત્મવેત્તાને બ્રહ્મરૂપજ જણાય છે. ઊર્ધ્વદિશા અને તેમાં અજ્ઞને જણાતા પ્રાણિપદાર્થો પણ જ્ઞાનનિષ્ઠની દૃષ્ટિએ બ્રહ્મજ છે. અધોદિશા અને તેમાં અજ્ઞાનીને જણાતા પ્રાણિપદાર્થો પણ બ્રહ્મનિષ્ઠ-ની દૃષ્ટિએ બ્રહ્મજ છે.

ભૂતકાલ ને તે કાલમાં થઇ ગયેલા પ્રાણિપદાર્થો તેમના વાસ્તવિકરૂપ બ્રહ્મથી ભિન્ન નહોતા. વર્તમાનકાલ ને તેમાં રહેલા પ્રાણિપદાર્થો તેમના વાસ્તવિકરૂપ બ્રહ્મથી ભિન્ન નથી. ભવિષ્યકાલ ને તેમાં પ્રતીત થવાના પ્રાણિપદાર્થો તેમના વિવર્તો-પાદાનકારણરૂપ બ્રહ્મથી ભિન્ન હોવાના નથી.

દેશ તથા કાલ અવિદ્યાના બલથી બ્રહ્મમાં કલ્પાય છે. અવિદ્યા, દેશ ને કાલ બ્રહ્મમાં કલ્પિત હોવાથી તે બ્રહ્મથી ભિન્ન નથી. જેમ છીપમાં કલ્પાયેલું રૂપું છીપથી ભિન્ન નથી, ને દોરડીમાં કલ્પાયેલો સાપ દોરડીથી ભિન્ન નથી, તેમ બ્રહ્મમાં કલ્પાયેલાં અવિદ્યા, દેશ ને કાલ બ્રહ્મથી ભિન્ન નથી. બ્રહ્મવેત્તાઓ આ઼હીં બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુને સત્યરૂપે જોતા નથી.

મુમુક્ષુએ અજ્ઞાનનું ને વિષયાનુરાગનું જ્ઞાનવિરાગરૂપ ખડ્ગ-

વડે છેદન કરી નાંખવું. અજ્ઞાનના મહિમાથીજ મહામલિન એવા પોતાના સ્થૂલદેહમાં તથા અન્ય પ્રાણીના સ્થૂલદેહમાં ઘાટો રાગ ઉદય પામે છે. એ અજ્ઞાનના બલથીજ બહુવિધ દુઃખ આપનારા શબ્દાદિ પાંચ વિષયોમાં ને તેનાં સાધનોમાં મનુષ્યને ઘાટી પ્રીતિ પ્રકટે છે. એ અજ્ઞાનના બલથીજ રાગ-દ્વેષને વશ થઈ મનુષ્ય પોતાનું મનુષ્યપણું ભૂલી પશુની પેઠે વર્તવા લાગે છે, અર્થાત્ તે ન ખાવાયોગ્ય પદાર્થો ખાવા લાગે છે, ન પીવાયોગ્ય પદાર્થો પીવા લાગે છે, ન સુંઘવાયોગ્ય પદાર્થો સુંઘવા લાગે છે, ન સાંભળવાયોગ્ય શબ્દો સાંભળવા લાગે છે, ન સ્પર્શ કરવાયોગ્ય વસ્તુનો સ્પર્શ કરે છે, ન જોવા-યોગ્ય પદાર્થાદિ જોવા લાગે છે, અને ન બોલવાયોગ્ય શબ્દો બોલવા લાગે છે.

ઇંદ્રિયોવડે જે જે જણાય તે સર્વને મુમુક્ષુએ તેના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ તે રૂપે જોવાનો સ્વભાવ પાડવો.

મુમુક્ષુ જ્યારે શ્રદ્ધા, પ્રીતિ, ધૈર્ય, સાવધાનતા ને દૃઢતાથી પોતાના પવિત્ર અંતઃકરણને ભૂમામાં સુસ્થિર કરવા સમર્થ થાય છે ત્યારે તે મુમુક્ષુ પૂર્વ નહિ અનુભવેલી શાંતિને તથા પૂર્વે નહિ અનુભવેલા સુખને પોતાના અંતઃકરણમાં અનુભવવા ભાગ્યશાલી થાય છે. જો તેના મનમાં કોઇ દેવના દર્શનની કે બીજા કોઇ પ્રાણિપદાર્થની કામના હોય તો ભૂમાને આશરે રહેલી માયા તેની કામનાનુસાર પરિણામ પામી તેને ઇચ્છિત દેવરૂપે પ્રતીત થાય છે, વા ઇચ્છિત

પ્રાણિપદાર્થરૂપે પ્રતીત થાય છે. ઉત્તમ મુમુક્ષુ તો ભૂમાનો સાક્ષાત્કાર કરી દુઃખથી પર પરમાનંદરૂપ ભૂમામાં અભેદભાવે સ્થિતિ કરે છે. તેમને ભૂમાથી ભિન્ન કાંઇ પણ સત્યરૂપ કે સુખરૂપ પ્રતીત થતું નથી.

દ્રષ્ટાના વિષયભૂત સર્વ દૃશ્ય અસત્ય, માત્ર અવિચારથીજ રમણીય જણાનારું, અપવિત્ર, ન્યૂનાધિક દુર્ગંધયુક્ત, તેમાં ભોગ્યપણાની બુદ્ધિ રાખી તેને ભોગવનારાને પરિતાપ પમાડનાર, ક્ષણે ક્ષણે પરિણામ પામનારું, નાશ પામવાના સ્વભાવવાળું, સાતિશયપણાવાળું, ભોક્તાના અંતઃકરણમાં દુર્વાસના વધારનારું, ભોક્તાના અંતઃકરણમાં સ્થૂલતા, ચંચલતા, વ્યાકુલતા ને દીનતા વધારનારું, ભોક્તાના અંતઃકરણની વૃત્તિને આત્માની અભિમુખ નહિ થવા દેનારું, ભોક્તાને નિજાનંદનો અનુભવ નહિ થવા દેનારું, ભોક્તાને જન્મમરણના પ્રવાહમાં વહેવરાવનારું, અને ભોક્તાના જીવનને નિર્માલ્ય કરી નાંખનારું છે, આવા વિવેકવડે મુમુક્ષુઓ દૃશ્યમાં ઘાટી પ્રીતિ કરતા નથી.

બ્રહ્મના સુદૃઢ અપરોક્ષાનુભવવડે અંતઃકરણમાં રહેલા અનાદિ અજ્ઞાનને નિવૃત્ત કરવું, વારંવાર પરમાદરપૂર્વક બ્રહ્મસ્વરૂપની ભાવના ચાલુ રાખી દૃશ્યમાં રહેલી સત્યપણાની બુદ્ધિ, દેહાદિમાં રહેલી આત્માની બુદ્ધિ અને શબ્દાદિ વિષયોમાં તથા તેનાં ઉપકરણોમાં રહેલો રાગ દૂર કરવાં, અને અંતઃકરણને તથા ઇંદ્રિયોને અંતર્મુખ કરવાવડે અંતઃકરણનો તથા ઇંદ્રિયોનો બાહ્યવેગ દૂર કરવો.

અંતઃકરણ જેમ ઘટાકાર, પટાકાર, સુખાકાર ને દુઃખાકાર થાય છે તેમ મુમુક્ષુએ બ્રહ્મવિચારવડે વા બ્રહ્મધ્યાનવડે પોતાના અંતઃકરણને બ્રહ્માકાર કરવું જોઇએ. મનુષ્યનું અંતઃકરણ જ્યારે બ્રહ્માકાર થાય છે ત્યારે તે મનુષ્ય કૃતાર્થ થઇ કર્તવ્યના અવધિને પામે છે.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણને શુભવિચારના તથા શુભકર્મના સેવનવડે પવિત્ર તથા બ્રહ્મધ્યાનવડે સ્થિર કરી પછી તેની સૂક્ષ્મતા વધારી તેને ઋતંભરાપ્રજ્ઞાવાળું—સત્યરૂપ બ્રહ્મને ગ્રહણ કરનારી પ્રજ્ઞાવાળું—કરવું. ઋતંભરાપ્રજ્ઞાની પ્રાપ્તિ થવાથી તે જ્ઞાની પુરુષ સ્થાવરજંગમ સર્વને તેના અધિષ્ઠાનભૂત બ્રહ્મરૂપે જુએ છે. તેમને દશે દિશાઓ પરમપ્રકાશરૂપ બ્રહ્મથી ભરેલી પ્રતીત થાય છે. તેમને સર્વ દશ્ય ઇંદ્રજાલના જેવું મિથ્યા પ્રતીત થાય છે, ને એક બ્રહ્મજ સત્યરૂપે પ્રતીત થાય છે. તેમને નામરૂપાદિ સર્વ વિકલ્પોમાં નિર્વિકલ્પરૂપ બ્રહ્મનું દર્શન થાય છે.

અનુકૂલ વિષયમાં રહેલા રાગનાં ને પ્રતિકૂલ વિષયમાં રહેલા દ્વેષનાં મૂલ મનુષ્યના અંતઃકરણના ઊંડાણમાં રહેલાં છે. તે બંનેનાં મૂલને દૃઢવિવેકરૂપ હાથાવાળા તીવ્રવિરાગરૂપ ત્રિકમવડે ખોદી કાઢવાં જોઇએ. મુમુક્ષુ જ્યાંસુધી પોતાના હૃદયમાંથી રાગદ્વેષના મૂલને ખોદી કાઢવા સમર્થ થતો નથી ત્યાંસુધી તે શાંત ને સુખી થઈ શકતો નથી.

જ્યાંસુધી પોતાના સચ્ચિદાનંદઘનસ્વરૂપનું દૃઢ અ-

પરોક્ષજ્ઞાન મનુષ્યને ન થાય ત્યાંસુધી તેનું અંતઃકરણ ભેદજ્ઞાનથી રહિત થઈ શકતું નથી, ભેદજ્ઞાનની નિવૃત્તિ થયા વિના તેના અંતઃકરણમાંથી અનુકૂલપણાની ને પ્રતિકૂલપણાની ભ્રાંતિ દૂર થતી નથી, અને અનુકૂલપણાની ને પ્રતિકૂલપણાની ભ્રાંતિ દૂર થયા વિના તેના અંતઃકરણમાંથી રાગદ્વેષની નિઃશેષ નિવૃત્તિ થઈ શકતી નથી.

કુસંગથી દૂર રહેવું, કુવિચારથી મનને મોકળું રાખવું, નેત્રને કુદર્શનથી રહિત રાખવું, વાણીને અનુચિત નજ બોલવા દેવી, અને સર્વ પ્રકારનાં ભૂલભરેલાં કર્મોથી બચવું એ મુમુક્ષુનું તથા અદૃઢ જ્ઞાનીનું આવશ્યક કર્તવ્ય છે.

અનાદિકાલથી મનુષ્યના મનમાં નિવાસ કરી રહેલો વિષયાનુરાગ સામાન્ય વિવેકવિરાગથી દૂર થતો નથી. તીવ્રવિવેકનો ને તીવ્રવિરાગનો દીર્ઘકાલ, અંતરાયવિના, આદરપૂર્વક અભ્યાસ કરવામાં આવે તોજ તે વિષયાનુરાગ મનમાંથી દૂર થઈ મોક્ષસાધકનું મન વિષયોભણી દોડતું ને ઇંદ્રિયોમાં ક્ષોભ પ્રકટાવતું અટકે છે.

સર્વ દૃશ્ય વિષયો અસત્ય, કુત્સિત ને દુઃખદ છતાં મન ને ઇંદ્રિયો અવિદ્યાને વશ થઈ તે વિષયોને તેવા માનતાં નથી, ને તેના ભણી ખેંચાયા કરે છે.

પોતાના અંતઃકરણમાં સત્ત્વગુણનો વધારો કરી મુમુક્ષુએ પોતાના અંતઃકરણને તેજસ્વી, પ્રસન્ન, પ્રશાંત ને

નિર્ભય રાખવું. સચ્ચિદાનંદાદિ જે બ્રહ્મના સ્વભાવ છે તે સ્વભાવો પોતાના અંતઃકરણમાં પ્રતિબિંબિત કરવા સર્વદા પ્રયત્નશીલ રહેવું એ મુમુક્ષુનું મુખ્ય કર્તવ્ય છે. સાધનવિના સાધ્યની પ્રાપ્તિ થતી નથી એ અવ્યભિચારી નિયમ છે. જો બ્રહ્મસ્વરૂપનો દૃઢ અપરોક્ષાનુભવ કરી આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારના તાપની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરવી હોય તો મુમુક્ષુએ અવકાશ મેળવી પવિત્ર ને એકાંત સ્થલમાં પવિત્ર આસનપર પરમાદરથી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું ધ્યાન કરવું જોઇએ; વા અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો વિચાર કરવો જોઇએ. આવો શુભપ્રયત્ન દીર્ઘ સમય વચ્ચે અંતરાય પાડ્યા વિના વા વિપરીતપ્રવૃત્તિ સેવ્યા વિના અડગ શ્રદ્ધા ને પરમપ્રીતિથી કરવામાં આવે તો તે મુમુક્ષુને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

જે મુમુક્ષુએ વેદાંતશાસ્ત્રના ઉપદેશનું મનન એકાંતસ્થલે બેસી અંતઃકરણની એકાગ્રતાપૂર્વક કર્યું નથી તેમને દ્વૈતનો વા ભેદનો બાધ (તેના મિથ્યાપણાનો પ્રત્યક્ષ નિશ્ચય) અને અદ્વૈતના વા અભેદના સત્યપણાનો દૃઢ નિશ્ચય થતો નથી. તે વેદવાક્યોનો, સ્મૃતિવાક્યોનો, પુરાણવાક્યોનો દર્શનવાક્યોનો અને પૃથિવીપરના ભિન્નભિન્ન મતપંથોનો શાસ્ત્રીયરીતે સુસ્થિર સમન્વય કરી શકતા નથી. એ સર્વના યથાયોગ્ય સમન્વયવિના તેના અંતઃકરણમાંથી પ્રમેયગત

સંશયો દૂર થતા નથી, અર્થાત્ તેના અંતઃકરણમાં જીવના સ્વરૂપનો, આત્માના સ્વરૂપનો, ઈશ્વરના સ્વરૂપનો, બ્રહ્મના સ્વરૂપનો, મોક્ષના સ્વરૂપનો ને મોક્ષનાં સાધનોના સ્વરૂપનો ન્યૂનાધિક સંશય રહે છે, અને એ સંશયોના સદ્ભાવથી તેને એક, અદ્વિતીય, અસંગ, સૂક્ષ્મતમ ને વિભુ બ્રહ્મસ્વરૂપનું દૃઢ પરોક્ષજ્ઞાન થઈ શકતું નથી, ને તેને અભાવે તે બ્રહ્મધ્યાન કે બ્રહ્મવિચાર કરી શકતો નથી.

તાત્પર્યનો નિર્ણય કરનારા છ હેતુઓસહિત વેદાંતશાસ્ત્રનું શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષપાસેથી, વિવેકાદિ ચાર સાધનો પ્રાપ્ત કરી, શ્રદ્ધાપ્રીતિપૂર્વક શ્રવણ કર્યા વિના વેદાંતશાસ્ત્રના ઉપદેશનું મનન કરવાનું સામર્થ્ય મુમુક્ષુને પ્રાપ્ત થતું નથી. ઉપક્રમોપસંહારની એકતા, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ ને ઉપપત્તિ એ વેદાંતશાસ્ત્રનો નિર્ણય કરનારા છ હેતુઓનાં નામો છે. એ છ હેતુઓસહિત વેદાંતશાસ્ત્ર શ્રદ્ધાપ્રીતિથી સ્થિર મને સાંભળવામાં આવે તો વેદાંતશાસ્ત્રનો ઉપદેશ મુમુક્ષુને યથાયોગ્ય સમજાય છે. ગ્રંથના આદિમાં જે વિષયનું પ્રતિપાદન કરવાની પ્રતિજ્ઞા કરી હોય, ને ગ્રંથના અંતમાં તે વિષય સિદ્ધ કરી બતાવ્યાનું કથન હોય, તે ઉપક્રમોપસંહારની એકતા કહેવાય છે. ગ્રંથમાં જે વિષય વિવિધયુક્તિઓથી વારંવાર પ્રતિપાદન કર્યો હોય તે અભ્યાસ કહેવાય છે. ગ્રંથનો અસાધારણ વિષય વા વિષયની અલૌકિકતા એ અપૂર્વતા કહેવાય છે. ગ્રંથનું પ્રયોજન ફલ કહેવાય છે. ગ્રંથમાં

આવેલાં સ્તુતિનિંદાનાં વચનો અર્થવાદ કહેવાય છે, અને ગ્રંથમાં યુક્તિઓવડે અને દૃષ્ટાંતોવડે વિષયનું પ્રતિપાદન કર્યું હોય તે ઉપપત્તિ કહેવાય છે.

વેદાંતશાસ્ત્રના આરંભમાં ને વેદાંતશાસ્ત્રના અંતમાં એક અદ્વૈત બ્રહ્મનું નિરૂપણ કરેલું હોવાથી વેદાંતશાસ્ત્ર એક અદ્વૈત બ્રહ્મનો મુખ્ય ઉપદેશ કરે છે એમ નક્કી થાય છે. વેદાંતશાસ્ત્રમાં અનેકવાર એક અદ્વૈત બ્રહ્મનું નિરૂપણ કરેલું જોવામાં આવે છે તેથી વેદાંતશાસ્ત્રનું મુખ્ય તાત્પર્ય એક અદ્વૈત બ્રહ્મને જણાવવામાં છે એમ નિશ્ચય થાય છે. વેદાંતશાસ્ત્રમાં જીવબ્રહ્મના લક્ષ્યાર્થના અભેદનું પ્રતિપાદન કરેલું જોવામાં આવે છે, તેનું એ પ્રતિપાદન અપૂર્વ વા અલૌકિક છે. એ અપૂર્વતા પણ વેદાંતશાસ્ત્ર જીવબ્રહ્મનું વાસ્તવિક સ્વરૂપ એકજ છે એવો બોધ કરે છે એમ નિશ્ચય કરાવે છે. વેદાંતશાસ્ત્રના શ્રવણાદિનું ફલ એક અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન છે, માટે એ ફલના કથનવડે પણ વેદાંતશાસ્ત્ર એક અદ્વૈત બ્રહ્મનો બોધ કરનાર છે એમ નક્કી થાય છે. વેદાંતશાસ્ત્રમાં ભેદની નિંદા ને અભેદની સ્તુતિ જોવામાં આવે છે એ સ્તુતિનિંદાનાં વચનરૂપ અર્થવાદવડે પણ વેદાંતશાસ્ત્ર એક અદ્વિતીય–ભેદશૂન્ય–બ્રહ્મનોજ પ્રધાનપણે ઉપદેશ કરે છે એવો નિશ્ચય થાય છે. વેદાંતશાસ્ત્રમાં શ્રુતિસ્મૃતિને અનુસરતી સુયુક્તિઓવડે ને લોકપ્રસિદ્ધ દૃષ્ટાંતોવડે કાર્યોનો કારણથી અભેદ જણાવી એક

અદ્વિતીય બ્રહ્મનું નિરૂપણ કરેલું જોવામાં આવે છે તેથી એ ઉપપત્તિરૂપ હેતુવડે પણ વેદાંતશાસ્ત્રનું તાત્પર્ય એક અદ્વિતીય બ્રહ્મમાં પ્રધાનપણે છે એમ નક્કી થાય છે.

વેદાંતશાસ્ત્રના તાત્પર્યનો નિર્ણય કરનારાં એ છ લિંગો-સહિત વેદાંતશાસ્ત્રનું આદરપૂર્વક શ્રવણ કરવાથી વેદાંત-શાસ્ત્રનું તાત્પર્ય સર્વ પ્રાણિપદાર્થના વાસ્તવિક સ્વરૂપભૂત એક અદ્વિતીય બ્રહ્મના નિરૂપણમાં છે એમ સ્પષ્ટ સમજાઇ વેદાંતશાસ્ત્ર દ્વૈતનું પ્રતિપાદન કરતું નથી, પણ અદ્વૈતનુંજ પ્રતિપાદન કરે છે એવો દૃઢ નિશ્ચય થાય છે, ને વેદાંત-શાસ્ત્ર દ્વૈતનું પ્રતિપાદન કરતું હશે કે અદ્વૈતનું પ્રતિપાદન કરતું હશે એવો સંશય રહેતો નથી.

વિવેક, વૈરાગ્ય, શમ આદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધનો પ્રાપ્ત કર્યા વિના વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવાની યોગ્યતા આવતી નથી, માટે જે મનુષ્ય વેદાંત-શાસ્ત્રનું શ્રવણ કરવા ઇચ્છતો હોય તેણે એ વિવેકાદિ સાધનો પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરવાં જોઇએ. ઇંદ્રિયોવડે પ્રતીત થતું સર્વ જગત્ ક્ષણે ક્ષણે પરિણામ પામનારું ને વિનાશી છે, અને તેના આધારભૂત ચેતન જે બ્રહ્મ તે અપરિણામી ને અવિનાશી છે એવી દૃઢ સમજ તે વિવેક કહેવાય છે. એ વિવેકની પ્રાપ્તિ કરી હોય તોજ વૈરાગ્યની પ્રાપ્તિ કરી શકાય છે. પ્રતીત થતું સર્વ દૃશ્ય પરિણામી, વિનાશી, ન્યૂનાધિક મલિન ને તેમાં રાગ રાખનારને પરિતાપ

ઉપજાવનારું છે એવી દૃઢ સમજ થતાં એવી સમજવાળાને સવ દૃશ્યમાં પૂર્વે જે ઘાટો રાગ રહેતો હોય તે રાગ દૂર થવા લાગે છે, અર્થાત્ તેના અંતઃકરણમાં વિમલ વૈરાગ્યનો ઉદય થાય છે.

સર્વ દૃશ્ય અસત્ય, જડ, તુચ્છ ને દુઃખરૂપ છે એવો દૃઢ નિશ્ચય થાય ત્યારેજ મનુષ્યનું મન દૃશ્યમાં સ્વાભાવિક રાગરહિત થાય છે. જ્યાંસુધી મનુષ્યનું મન વિષયોમાં ને તેનાં સાધનોમાં રાગવાળું હોય ત્યાંસુધી તે મનુષ્યનું મન વિષયોનું ને તેનાં સાધનોનું જાણે અજાણે વારંવાર ચિંતન કર્યાજ કરે છે, અને તેની ઇંદ્રિયો પણ પોતપોતાના વિષયોભણી વેગપૂર્વક દોડ્યાજ કરે છે. તેના શરીરના સર્વ અવયવો પણ ન્યૂનાધિક ક્ષોભવાળા રહે છે. વિષયાનુરાગવડે જેનું અંતઃકરણ, જેની ઇંદ્રિયો ને જેનું શરીર ક્ષોભવાળું રહેતું હોય તે મનુષ્ય શાંત ને સુખી રહી શકતો નથી, પણ વ્યાકુલ ને દુઃખી રહે છે એ વિનાકહેજ વિવેકી મનુષ્ય સમજી શકે એમ છે. વિમલવિરાગની અચલ પ્રાપ્તિ કર્યાં વિના માત્ર અનુકૂલ વિષયના સેવનથી શાંતિની ને સુખની આશા રાખવી તે આકાશપુષ્પના સુગંધની આશા રાખવાસમાન છે. જ્યારે મનુષ્યના અંતઃકરણમાં વિમલ વિરાગ સ્થિર થાય ત્યારેજ તે સાચી શાંતિ ને સાચું સુખ મેળવવાનો અધિકારી થાય છે.

મનુષ્યનું અંતઃકરણ જ્યાંસુધી દૃશ્ય પ્રાણિપદાર્થના

રાગથી ચંચલ રહે છે ત્યાંસુધી તે મનુષ્ય પ્રભુભક્તિ કે વેદાંતનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવા સમર્થ થતો નથી. વિષયાનુરાગી મનુષ્યને શ્વાનની ઉપમા અપાય છે. મરી ગયેલા પશુ આદિના શરીરના ભક્ષણમાં જેમ શ્વાન આનંદ માને છે તેમ રાગી મનુષ્ય જડ ને કુત્સિત વિષયોના સેવનમાં આનંદ માને છે.

જેમ ગીધ માંસના સડેલા કટકાપર ત્રુટી પડે છે તેમ વિષયાનુરાગી મનુષ્યનું મન તુચ્છ વિષયોમાં રમ્યપણાની ભ્રાંતિવડે નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા રૂપાદિ વિષયોઉપર ત્રુટી પડે છે.

વિષયોનું અત્યંત વિરસપણું જાણ્યા છતાં જે દુર્મતિ મનુષ્ય પુનઃ વિષયોમાં ઘાટો અનુરાગ કરે છે તે મનુષ્ય મનુષ્ય નહિ, પણ ગર્દભ છે એમ વિદ્વાનો કહે છે.

અનાદિકાલથી જીવ વિષયોનું સેવન કર્યા કરે છે, છતાં તેને હજીસુધી સંતોષ થયો નથી, તો હવે પછી તેને વિષયસેવનથી સંતોષ થશે તેની શી ખાત્રી ?

જેમ ખારું પાણી પીવાથી તરષ્યા મનુષ્યની તૃષા શાંત થતી નથી, પણ ઊલટી તેની તૃષા વધે છે, અને જેમ બળતા અગ્નિમાં સાગનાં સૂકાં લાકડાં, ઘી કે તેલ નાંખવાથી તે અગ્નિ શાંત થતો નથી, પણ ઊલટી તે અગ્નિની જ્વાલાઓ વધારે નીકળવા લાગે છે તેમ ઇંદ્રિયોને ઇચ્છિત વિષયો આપ્યા કરવાથી મન શાંત થતું

નથી, પણ ઊલટું તે વિશેષ વ્યાકુલ થાય છે. ગાયન સાંભળવાથી, વાજાંના ધ્વનિઓ સાંભળવાથી ને સ્તુતિના શબ્દો સાંભળવાથી શ્રોત્રને તૃપ્તિ થતી નથી, પ્રાણીઓનાં રૂપાળાં ને કોમલ મનાતાં શરીરોનો તથા રૂપાળા ને કોમલ મનાતા પદાર્થોનો સ્પર્શ કરવાથી ત્વચાને તૃપ્તિ થતી નથી, પ્રાણીઓનાં ને પદાર્થોનાં નાનાવિધરૂપો જોવાથી નેત્રને તૃપ્તિ થતી નથી, ષડ્રસનો વારંવાર સ્વાદ લેવાથી રસનાને તૃપ્તિ થતી નથી, અને બહુવિધ સુગંધનો અનુભવ કરવાથી નાસિકાને તૃપ્તિ થતી નથી. વિષયના સેવનથી શાંતિની આશા રાખવી તે મનોરાજ્યના ભોજનથી ક્ષુધા દૂર કરવાની આશા રાખવાસમાન છે.

જ્યાંસુધી વિષયતૃષ્ણારૂપી દાવાનલ મનુષ્યના અંતઃકરણમાં બળ્યા કરતો હોય ત્યાંસુધી તેને પોતાના શરીરની અંતર કે શરીરની બહાર ક્યાંઇ પણ શીતલતા પ્રતીત થતી નથી. જે ઝાડના કોતરમાં નિરંતર અગ્નિ બળતો હોય તે ઝાડ જેમ લીલું ન રહે તેમ જે હૃદયમાં દૃશ્યાનુરાગ જાગ્રત્ હોય ત્યાં શાંતિ નજ હોય. શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં જે ઘાટો અનુરાગ મનુષ્યના મનમાં રહેલો છે તે ઘાટો અનુરાગ વિષયોમાં રહેલા દોષોનો દૃઢ સાક્ષાત્કાર કર્યા વિના દૂર થઇ શકતો નથી. સર્વ વિષયો ને તેનાં ઉપકરણો ક્ષણે ક્ષણે પરિણામ પામનારાં, વિનાશ પામનારાં, વાસ્તવિક સત્તાવિનાનાં, અસત્ય,

તેમાં રાગ રાખનારને દુઃખ આપવાના સ્વભાવવાળાં, તેમાં રાગ રાખનાર મનુષ્યના અંતઃકરણમાં ક્ષોભ ઉપજાવી પરમાનંદરૂપ આત્માનો અનુભવ નહિ થવા દેનારાં, તેમાં રાગ રાખનારને દીન બનાવનારાં, તેમાં રાગ રાખનારને વ્યાકુલ ને અકૃતાર્થ રાખનારાં, અને સાચી શાંતિ ને સાચા સુખની પ્રાપ્તિમાં મોટા વિઘ્નરૂપ છે.

કાચો ઘડો વા પતાસું જેમ જલમાં ઓગળતાં જાય છે તેમ મનુષ્યનું શરીર ક્ષણે ક્ષણે ક્ષીણ થતું જાય છે. દર્ભની અણીપર કે કમલપત્રપર પડેલા ઝાકળના ટીપાજેવું મનુષ્યજીવન ક્ષણિક છે. તેમાં નિત્યપણાની બુદ્ધિ રાખવી ઉચિત નથી. સંધ્યાની રતાશના જેવું ને વીજળીના ઝબકારાજેવું યૌવન અલ્પકાલ રહેનારું છે. પ્રિય પ્રાણિપદાર્થનો સંયોગ પ્રારબ્ધાધીન હોવાથી તેની દીર્ઘકાલની સ્થિતિમાટે વિશ્વાસ રાખી શકાય એમ નથી. અંજલિમાંનું જલ જેમ ઉત્તરોત્તર ઓછું થતું જાય છે તેમ મનુષ્યનું આયુષ્ ક્ષણે ક્ષણે ઘટતું જાય છે. સંસારના સર્વ વૈભવ અશાશ્વત છે. શ્રીમંતો કોઈ નિમિત્તથી કંગાલ થઈ ગયેલા જોવામાં આવે છે. રાજાઓ કોઈ કારણથી રાજ્યભ્રષ્ટ થયેલા સાંભળવામાં કે જોવામાં આવે છે. રોગાદિવડે મરણ થવાથી મોટું કુટુંબ થોડાં માણસોવાળું થયેલું જોવામાં આવે છે. ઉત્તમ પ્રકારનાં વાહનોમાં બેસીને ફરનારા તથા મોટી હવેલીઓમાં રહેનારા મનુષ્યો મંદપ્રારબ્ધકર્મનો ઉદય થવાથી પગે ચાલતા તથા

સાધારણ ઘરોમાં રહેતા જોવામાં આવે છે. વિશ્વમાં અવિકારી ને અપરિણામી આત્માવિના કોઈ પણ પદાર્થ અવિનાશી, અપરિણામી કે સુખરૂપ નથી.

વિષયસેવનથી કોને સંતોષ થયો છે? અત્યારસુધી કોઈને વિષયસેવનથી સંતોષ થયો હોય એમ જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી, અને ભવિષ્યમાં એમ જોવામાં કે સાંભળવામાં આવવાનો લેશ પણ સંભવ નથી. વિવેક, શમ, દમ, દોષદર્શન ને ત્યાગવિના મનુષ્યના અંતઃકરણમાં અચલ સંતોષ પ્રકટતો નથી. વિષયમાં સંપૂર્ણ સંતોષ વા તૃપ્તિ થયા વિના મનુષ્યના અંતઃકરણને સાચી શાંતિનો ને સાચા સુખનો અનુભવ થતો નથી. મનુષ્યને વિષયોપભોગથી તૃપ્તિ થતી નથી, પણ વિવિધ વિષયોને ભિન્ન ભિન્ન પ્રકારે ભોગવવાની તેની તૃષ્ણા વધતી જાય છે. વિષયોપભોગની તૃષ્ણા વધવાથી મનુષ્યનું મન વ્યાકુલ રહ્યા કરે છે. જે મનમાં વ્યાકુલતા હોય તે મનમાં શાંતિ ને સુખ ક્યાંથી હોય? વિષયોપભોગ શાંતિના ને સુખના હેતુરૂપ નહિ છતાં મનુષ્યોનો મોટો ભાગ તેને ઇચ્છે છે તેનું કારણ તેમના અંતઃકરણમાં રહેલી અવિદ્યા છે. એ અવિદ્યાના સદ્ભાવથી અજ્ઞાની મનુષ્યોનાં અંતઃકરણો દુઃખના સાધનરૂપ વિષયોપભોગને સુખના સાધનરૂપ માને છે.

સાચી શાંતિ ને સાચું સુખ આત્મામાં રહેલું છે, આ

સત્યવાત નહિ સમજવાથીજ વિષયી ને પામર મનુષ્યો આત્માથી ભિન્ન શબ્દાદિ વિષયો ને તે વિષયોનાં સાધનાદિ સાધનોને ઇચ્છે છે, ને તેને પ્રાપ્ત કરવાને બની શકે તેટલો પ્રયત્ન તેઓ રાતદિવસ કર્યા કરે છે. આવી ઇચ્છા ને આવો પ્રયત્ન તે મનુષ્યોને શાંતિ ને સુખ નહિ આપતાં તેમને વ્યાકુલતાની ને દુઃખની સાથે જોડે છે. દેશ, કાલ ને વસ્તુથી વિભાગ પામતા એટલે પરિચ્છિન્ન વિષયો શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ આપવાના સામર્થ્યવાળા નથી, પણ દેશ, કાલ ને વસ્તુના વિભાગથી રહિત અપરિચ્છિન્ન આત્માજ શાશ્વત શાંતરૂપ ને શાશ્વત સુખરૂપ હોવાથી તેમાં પોતાના અંતઃકરણને સ્થિર કરનારને શાશ્વતી શાંતિ ને સાચું સુખ આપવાના સામર્થ્યવાળો છે. આ વાત વિષયી ને પામર જનોને સમજાતી નથી તેથી તેઓ આત્મામાં પોતાના અંતઃકરણને સ્થિર કરવા શ્રદ્ધા, ઉમંગ, ધૈર્ય ને જાગૃતિથી પ્રયત્ન કરતા નથી, અને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ મેળવવા ભાગ્યશાલી થતા નથી.

જ્યાંસુધી મનુષ્યનું મન દૃશ્યને સુખના સાધનરૂપ માની તેના ભણી રાગપૂર્વક ખેંચાયા કરે ત્યાંસુધી તે અંતર્મુખ થઈ શકે નહિ, અને જ્યાંસુધી તે અંતર્મુખ થઈ શકે નહિ ત્યાંસુધી તે આત્મસ્વરૂપને જાણી શકે નહિ, ને જ્યાંસુધી તે આત્મસ્વરૂપને જાણી શકે નહિ ત્યાંસુધી તે આત્મસ્વરૂપભૂત પવિત્ર ને નિરવધિ સુખને પ્રાપ્ત કરી શકે નહિ. આત્મસ્વરૂપભૂત

પરમાનંદ પામર ને વિષયી જનોને અજ્ઞાત છતાં પણ આત્મજ્ઞ પુરુષોને તે જ્ઞાત છે. તેમને આત્મા પરમાનંદના મહાસાગરરૂપ જણાય છે, ને સર્વ વિષયોના આનંદો તે મહાસાગરના ટીપાજેવા જણાય છે. જેમને પોતાના આત્માનો દૃઢ સાક્ષાત્કાર થયો તેમને બધા આનંદો પ્રાપ્ત થયા એમ જાણવું. એ આત્માનંદની પ્રાપ્તિ કર્યાં વિના રાજાઓ દુઃખી છે, ધનાઢ્યો દુઃખી છે, જુવાનો દુઃખી છે, રૂપાળાં માણસો દુઃખી છે, ભણેલા દુઃખી છે, વર્ણાભિમાની દુઃખી છે, આશ્રમાભિમાની દુઃખી છે, સ્ત્રીઓ દુઃખી છે, ને પુરુષો પણ દુઃખી છે.

અનાદિકાલથી પોતાના કર્મને વશ થઈને આ સંસારમાં ભ્રમણ કરતો જીવ સુખને શોધ્યા કરે છે, પણ તેને સત્યસુખને તથા તેની પ્રાપ્તિનાં સાચાં સાધનોને જણાવનારા મહાપુરુષની પ્રાપ્તિ નહિ થવાથી તે દૃશ્ય પ્રાણિપદાર્થમાં સુખ રહેલું છે એમ પૂર્વસંસ્કારથી સમજે છે, ને પોતે સુખના સાધનરૂપ માનેલા દૃશ્ય પ્રાણિપદાર્થને મેળવવા તે ઉદ્યમી રહે છે. આવો ભૂલભરેલો પ્રયત્ન તે અનંતકાલથી કર્યા કરે છે, છતાં તે સ્થાયી સુખ મેળવી શકતો નથી, ને હૃદયની અતૃપ્તિવડે તે દુઃખાનુભવ કર્યા કરે છે. જેમ કાંકચના રસનું કે લીંબડાના રસનું પાન કરનારને કડવાશનુંજ ભાન થાય છે, મધુરપણાનું ભાન થતું નથી, તેમ દુઃખરૂપ દૃશ્ય વિષયોના સેવનથી જીવને દુઃખનુંજ ભાન થાય છે, સુખનું ભાન થતું નથી. જીવની ઉપર જણાવેલી

ભ્રમણા દૂર ન થાય ત્યાંસુધી તે સત્યસુખને તથા સત્ય-સુખનાં સાધનોને જાણી શકતો નથી.

પશ્વાદિના મૃતશરીરને ગીધ આદિ માંસભક્ષક પ્રાણીઓ ચુંથ્યા કરે છે તેજ મૃતશરીરને જો રાજહંસ ચુંથે તો પછી ગીધ આદિ માંસભક્ષક પ્રાણીઓમાં ને રાજહંસમાં શો ફેર રહ્યો ?

ગામનાં ભુંડો જેવી રીતે મનુષ્યોના મલનું ભક્ષણ કરે છે તેવીજ રીતે જો વનરાજ મનુષ્યોના મલનું ભક્ષણ કરે તો પછી ગામમાં વસતાં ભુંડોમાં ને વનરાજમાં શો ફેર રહ્યો ?

અણસમજુ બાલક જેમ મલમૂત્રને ચુંથ્યા કરે છે તેમજ જો વયોવૃદ્ધ મનુષ્ય પણ મલમૂત્રને ચુંથ્યા કરે તો પછી અણસમજુ બાલકમાં ને વયોવૃદ્ધ મનુષ્યમાં શો ફેર રહ્યો ?

મલિન ખાબોચીઆમાં કે ક્ષુદ્ર નદીઓમાં ભમતાં બગલાં-ઓ જેમ માછલાંઓ આદિને પકડી તેનું ભક્ષણ કર્યા કરે છે તેમજ જો નિર્મલ ને વિશાલ માનસસરોવરમાં ભ્રમણ કરતો હંસ માછલાંઓ આદિને પકડી તેનું ભક્ષણ કર્યા કરે તો પછી બગલામાં ને હંસમાં શો ફેર રહ્યો ?

વિવેકહીન રાગી મનુષ્ય જેમ સ્ત્રી, પુત્ર ને ધનાદિમાં લુબ્ધ છે તેમજ જો પોતાને વિવેકી ને વિરાગી માનનાર મનુષ્ય પણ વિનાશી પ્રાણિપદાર્થમાં લુબ્ધ રહે તો પછી વિવેકહીન રાગી મનુષ્યમાં ને પોતાને વિવેકી ને વિરાગી માનનાર મનુષ્યમાં શો ફેર રહ્યો ?

પામર ને વિષયી મનુષ્યો જેમ શબ્દાદિ વિષયો ને

તેનાં સ્ત્રીધનાદિ સાધનોમાં પરમાદરવાળા રહે છે તેમજ જો પોતાને જિજ્ઞાસુ માનનાર મનુષ્ય પણ શબ્દાદિ વિષયોમાં ને તેનાં સ્ત્રીધનાદિ સાધનોમાં પરમાદરવાળો રહે તો પછી તે જિજ્ઞાસુ એવા નામને યોગ્ય કેમ ગણાય ?

અવિવેકી ને વિષયાનુરાગી મનુષ્યો જેમ અસત્, જડ ને દુઃખરૂપ દૃશ્યને સત્ય, ચેતન ને સુખરૂપ માની તેને મેળવવામાં ને ભોગવવામાં ઉમંગી રહે છે તેવીજ રીતે જો પોતાને જિજ્ઞાસુ માનનાર પણ વર્તે તો પછી અવિવેકી તથા વિષયાનુરાગીમાં અને જિજ્ઞાસુમાં કોઇ પણ પ્રકારનો ભેદ રહેજ નહિ.

ખાખરાના વનમાં રહેનારી ને અત્યંત કડવા પીતપાપડા ખાનારી ખીસકોલીને જેમ આંબાના વનમાં રહેવાનું તથા પાકી મધુર કેરી ખાવાનું રુચે નહિ, ઊકરડાપર રઝળનારાં ને વિષ્ઠાનું ભક્ષણ કરનારાં ભુંડોને જેમ સુંદર બાગમાં ફરવાનું ને લીલું ઘાસ ખાવાનું રુચે નહિ, મલિન સ્થલોમાં ફરનાર ને મલિન કચરો ખાનાર ગધેડાંઓને જેમ સારાં સ્થલોમાં ફરવું ને શાકર ખાવી ગમે નહિ, અને લીંબોળીઓ ખાનાર કાગડાને જેમ દ્રાક્ષ ખાવી ગમે નહિ, તેમ પામર ને વિષયી જનોને વિષયો ને વિષયોનાં સાધનોજ રુચિકર લાગે છે, પણ નિષ્કામ કર્મો, પ્રભુભક્તિ, યોગાનુષ્ઠાન અને વેદાંતશાસ્ત્રનું શ્રવણમનનાદિ રુચતાં નથી. હંસને પ્રકાશ ગમે, પણ ઘૂડને અંધારુંજ ગમે, એ લોકપ્રસિદ્ધ વાત છે.

શાસ્ત્રીયદૃષ્ટિએ વિચાર કરતાં વિષયો કુત્સિત છે એમ જણાય છે, છતાં અનાદિકાલની ભ્રમણાથી બહિર્મુખ અંતઃ-કરણવાળા તથા બહિર્મુખ ઇંદ્રિયોવાળા મનુષ્યોને વિષયો રમણીય જણાય છે. વિષયસેવનના અંતમાં ભોક્તાનું મન તે વિષયમાં રાગરહિત વા સંતુષ્ટ થાય છે, પણ તે રાગરહિત-તા વા સંતોષ તે રાગી મનુષ્યના અંતઃકરણમાં ચિરકાલ રહેતાં નથી. ભોગવડે પાડેલા સંસ્કારો પુનઃ વિષયોમાં રમ-ણીયપણાની ભ્રાંતિ ઉપજાવી અંતઃકરણમાં ને ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવે છે. અંતઃકરણ ને ઇંદ્રિયો રાગરૂપ ક્ષોભને વશ થઈ તે વિષય ભોગવવા જે પ્રવૃત્તિ કરવી ઉચિત જણાય તે પ્રવૃત્તિ કરે છે, ને તે અંતઃકરણ વિષયભોગવડે પોતાનામાં તે વિષયના બલવાન્ સંસ્કારો પાડે છે. આમ વિષયેચ્છા-વડે વિષયસેવન ને તેવડે વિષયભોગના સંસ્કાર પડે છે.

સાપે ગળવા માંડેલું દેડકું જેમ મૂર્ખાઇથી માખીનું ભક્ષણ કરવા પ્રયત્ન કરે છે તેમ કાલે ગળવા માંડેલા મનુષ્યો અજ્ઞાનથી વિષયોનું સેવન કરવા પ્રવૃત્ત થાય છે.

જ્યારે મનુષ્યના અંતઃકરણમાં વિવેકરૂપ સૂર્યનો ઉદય થાય છે ત્યારેજ તેના અંતઃકરણમાંથી વિષયાનુરાગરૂપ રાત્રિ દૂર થાય છે.

વિષયસેવનથી મનુષ્યના શરીરનું, ઇંદ્રિયોનું ને અંતઃ-કરણનું સાત્ત્વિકબલ હણાય છે, છતાં મનુષ્યોનો મોટો ભાગ જે વિષયસેવનમાં રત રહે છે તે મહામોહનો મહિમા છે.

મનુષ્યોનો મોટો ભાગ શરીરને, ઇંદ્રિયોને અને મનને રાજી રાખવા સતત પ્રયત્ન કરે છે, પણ પોતાના જીવાત્માના ઉદ્ધારમાટે તેઓ યોગ્ય પ્રયત્ન કરતા નથી એ પણ મહામોહનોજ મહિમા છે.

આકાશમાં હજારો તારાઓ તથા સેંકડો ચંદ્રમા ઉદય પામે, અને પૃથિવીપરનાં સર્વ વનોમાં આગ લગાડવામાં આવે તોપણ રાત્રિ દૂર થતી નથી, પણ જ્યારે સૂર્યનો ઉદય થાય છે ત્યારેજ રાત્રિ દૂર થાય છે, તેમ નાનાપ્રકારનાં લૌકિક કર્મોથી તથા નાનાવિધ શાસ્ત્રોક્ત કર્મોથી અજ્ઞાન દૂર થતું નથી, પણ જ્યારે મનુષ્યના અંતઃકરણમાં વિવેકનો આવિર્ભાવ થાય છે ત્યારેજ તેના અંતઃકરણમાંથી અજ્ઞાન દૂર થાય છે.

મનુષ્યનું સ્થૂલશરીર ક્ષીણ થાય છે, તેના દાંતો પડી જાય છે, તેના વાળ ધોળા થઇ જાય છે, તેના શરીરની ત્વચાપર કરચલીઓ પડે છે, તેની કર્મેંદ્રિયો ને જ્ઞાનેંદ્રિયો બલહીન થાય છે, અને તેની સ્મરણશક્તિ મંદ થાય છે, પણ વિવેકના અભાવે તેની વિષયતૃષ્ણા ક્ષીણ થતી નથી.

અહીંના કોઇ પણ પ્રાણિપદાર્થો જીવની સાથે જતા નથી, તે સૌ અહીંજ રહે છે; સગાંવહાલાં પણ જીવની સાથે જતાં નથી; છતાં અવિવેકને લીધે તેમાં રહેલી મનુષ્યના મનની મમતા દૂર થતી નથી.

મનુષ્યોનો મોટો ભાગ આ લોકના સુખરૂપ કોડીઓ

મેળવવામાં ને પરલોકના સુખરૂપ શંખલા મેળવવામાં જેટલો આતુર રહે છે તેટલો આતુર તે આત્મરૂપ ચિંતામણિ મેળવવામાં રહેતો નથી એ બહુ ખેદની વાત છે.

મનુષ્યોનો મોટો ભાગ લૌકિકસુખરૂપ ખાટી છાશ પ્રાપ્ત કરવા સર્વદા પ્રયત્નશીલ રહે છે, પણ આત્મસુખરૂપ માખણ પ્રાપ્ત કરવા તે લેશ પણ પ્રયત્ન કરતો નથી એ અતિશોકની વાત છે.

મનુષ્યના અંતઃકરણમાં રહેલો અજ્ઞાનરૂપ અંધકાર બહારના સૂર્યના ઉદયથી દૂર થતો નથી, પણ જ્યારે મનુષ્યના અંતઃકરણમાં વિવેકરૂપ સૂર્યનો ઉદય થાય છે ત્યારેજ તે અંધકાર દૂર થાય છે.

સુંદર નગરીઓ ઊજડ થઇ જાય છે, ચણેલી મોટી હવેલીઓ પડી જાય છે, ખીલેલાં ફૂલો કરમાઇ જાય છે, ઉદય પામેલા સૂર્યચંદ્રાદિ અસ્ત થઇ જાય છે, સુંદર દેખાતી જુવાની જોતાજોતામાં ચાલી જાય છે, શરીરનું સૌંદર્ય જોતાજોતામાં જતું રહે છે, જન્મેલાં સર્વ પ્રાણીઓ મરણનું શરણ ગ્રહણ કરે છે, જે ઘરોમાં ઘણાં માણસો વસતાં હોય ત્યાં સમય જતાં કોઈ માણસ જોવામાં આવતું નથી, જ્યાં લક્ષ્મીના પ્રતાપથી વિવિધ વૈભવ જોવામાં આવતા હોય ત્યાં સમય બદલાતાં ભોક્તાઓના પાપસંસ્કારોના ઉદયવડે દારિદ્ર્યે પોતાનું થાણું નાંખેલું જોવામાં આવે છે, અને જે મહેલોમાં કે હવેલીઓમાં રાતદિવસ નૃત્ય, ગીત ને વાજીંત્ર ચાલુ રહેતાં હોય,

તથા વિવિધ ખાનપાનને વ્યાવહારિક આનંદની છોળો ઊછળી રહેતી હોય તે મહેલોમાં ને હવેલીઓમાં સમય જતાં દિવસે કાગડાઓનો પોકાર ને રાત્રે ઘૂડોના ભય ઉપજાવનારા શબ્દો સંભળાય છે, અને કાનકરડીઆંએ તેમાં પોતાનો નિવાસ કરેલો જોવામાં આવે છે, અથવા તે મહેલોનાં ને હવેલીઓનાં નામનિશાન પણ જોવામાં કે સાંભળવામાં આવતાં નથી. આખું વિશ્વ ક્ષણે ક્ષણે પરિણામ પામનારું છે. અહીં બ્રહ્મવિના કોઇ પણ પ્રાણી કે કોઇ પણ પદાર્થ અપરિણામી ને અવિનાશી નથી.

આ પૃથિવીરૂપ રંગભૂમિપર ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ એવા ત્રણ પ્રકારના વૈભવવાળા રાજાઓ આવ્યા, રહ્યા, ને તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ ચાલ્યા ગયા;ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ એવા ત્રણ પ્રકારના બુદ્ધિવિભવવાળા પ્રધાનો આવ્યા, રહ્યા, ને ચાલ્યા ગયા; ઉત્તમ પ્રકારના શરીરબલવાળા, મધ્યમ પ્રકારના શરીરબલવાળા ને સાધારણ પ્રકારના શરીરબલવાળા પહેલવાનો આવ્યા, રહ્યા, ને ચાલ્યા ગયા; એકએકથી અધિક સંપત્તિવાળા મોટા મોટા શ્રીમંતો આવ્યા, રહ્યા, ને ચાલ્યા ગયા; અને એકએકથી અધિક રૂપવાળાં સ્રીપુરુષો આવ્યાં, રહ્યાં, ને ચાલ્યાં ગયાં. એમાંનાં કેટલાંકનાં નામો મનુષ્યોના સ્મૃતિપટપર રહ્યાં છે, અને ઘણાંનાં નામો મનુષ્યોના સ્મૃતિપટપર રહ્યાં નથી. જે ક્ષણિક છે તેમાં સ્થિરપણાની મતિ રાખીને જે મનુષ્ય તેને વિશ્વાસે

રહે છે તે અવશ્ય ઠગાય છે.

તમે બાહ્યવૈભવનો વિશ્વાસ ન કરો, સ્થૂલશરીરનો વિશ્વાસ ન કરો, શરીરના બલનો ને તેના રૂપનો વિશ્વાસ ન કરો, ઇંદ્રિયોનો વિશ્વાસ ન કરો, ને મનનો પણ વિશ્વાસ ન કરો, માત્ર સચ્ચિદાનંદઘનસ્વભાવવાળા તમારા આત્માનોજ વિશ્વાસ કરો.

દ્રવ્ય સ્થાયી નથી, સત્તા સ્થાયી નથી, શરીર સ્થાયી નથી, સગાંવહાલાંઓનાં શરીરો સ્થાયી નથી, પ્રિયજનોનો સમાગમ સ્થાયી નથી, પ્રિય માનવામાં આવતાં પ્રાણીઓ ને પદાર્થો સ્થાયી નથી, અને ઇંદ્રિયોના તથા અનુકૂલ વિષયોના સંયોગથી અનુભવાતાં વિષયસુખો સ્થાયી નથી. એ સર્વ વીજળીના ઝબકારાજેવાં ક્ષણવાર રહેનારાં મનાય છે.

સળગી ઊઠેલા છાપરાઉપર સૂઈ રહેનારો મનુષ્ય જેમ મૂર્ખ ગણાય છે તેમ જે મનુષ્ય શરીરનું ક્ષણિકપણું ભૂલી પોતાના પારમાર્થિક કર્તવ્યમાં પ્રમાદ કરે છે તે પણ મૂર્ખ ગણાય છે.

સમુદ્રાદિના તરંગો ચપલ છે, વાયુ ચપલ છે, અગ્નિની જ્વાલાઓ ચપલ છે, મર્કટ ચપલ છે, વીજળી ચપલ છે, ઘાસપર પડેલું ઝાકળનું ટીપું ચપલ છે, યૌવન ચપલ છે, રૂપ ચપલ છે, ઇંદ્રિયો ચપલ છે, ને મન ચપલ છે. અહીં આત્માજ ચપલતારહિત છે, અન્ય સર્વ ચપલ છે.

દૃશ્ય મિથ્યા છતાં સત્યરૂપે પ્રતીત થાય છે, દૃશ્ય

કુત્સિત છતાં રમણીય પ્રતીત થાય છે, દૃશ્ય પરિણામી ને વિનાશી છતાં અપરિણામીજેવું ને અવિનાશીજેવું પ્રતીત થાય છે, દૃશ્યનો સ્વભાવ દુઃખદ છતાં સુખદજેવો પ્રતીત થાય છે, અને દૃશ્ય સત્ય નહિ છતાં સ્પષ્ટ પ્રતીત થાય છે, ને દૃશ્યના આધારભૂત બ્રહ્મ સત્ય છતાં તે પ્રતીત થતું નથી. અવિવેકીને અવળું દર્શન દુઃખપ્રદ ન જણાય, પણ વિવેકીને તો અવળું દર્શન સંતોષ નજ આપે. તેને તો જ્યારે સવળું દર્શન–જેવું છે તેવું દર્શન–થાય ત્યારેજ સ્થાયી સંતોષ થાય.

વિષયતૃષ્ણા મહારોગ મનાય છે. એ મહારોગથી અવિવેકી મનુષ્યો સર્વદા પીડાય છે. જ્યાંસુધી વિવેકરૂપ રસાયનનું સંતોષરૂપ અનુપાનની સાથે સેવન કરવામાં ન આવે ત્યાંસુધી મનુષ્યનો વિષયતૃષ્ણારૂપ મહારોગ દૂર થતો નથી.

દિવસોપછી દિવસો ને માસોપછી માસો ચાલ્યા જાય છે–તીવ્રગતિવાળો કાલ બહુ ઊતાવળે ચાલ્યો જાય છે. શરીરાદિ ક્ષીણ થાય છે, પણ મનુષ્યના મનની તૃષ્ણા વિવેકવિરાગને દૃઢ કર્યા વિના ક્ષીણ થતી નથી. દૃશ્યની તૃષ્ણા મનુષ્યને રાંક બનાવે છે. વિષયતૃષ્ણાથી પરાભવ પામેલું મન વ્યાકુલ ને કંગાલ થઇ તુચ્છ વિષયનુંજ ચિંતન કર્યા કરે છે, અને બ્રહ્મધ્યાન, બ્રહ્મસ્મરણ ને બ્રહ્મસંકીર્તન કરવામાં પ્રવૃત્ત થઇ શકતું નથી. સ્થૂલવિષયના ચિંતનમાં ને સ્થૂલવિષયના સેવનમાં મગ્ન થયેલું મન શાસ્ત્રસંસ્કારવાળી બુદ્ધિની આજ્ઞાને અનુસરતું નથી, પોતાના સદ્‌ગુરુની આજ્ઞાને

અનુસરતું નથી, અને સત્શાસ્ત્રોના ઉપદેશનું સ્મરણ તથા અનુસરણ પણ કરતું નથી.

જેમ ધનુષ્પરથી છૂટેલું બાણ અને બંદુકમાંથી છૂટેલી ગોળી લક્ષ્યભણી વેગથી ગતિ કરે છે, ગીધ સમળી ને કાગડા જેમ પક્ષ્વાદિના શબભણી વેગથી પડે છે, બિલાડી ને બગલો જેમ ઉંદરભણી ને માછલાંભણી વેગથી ધસે છે, સાપ જેમ દેડકાભણી કે ઉંદરભણી વેગથી ચાલે છે, અને સિંહ વ્યાઘ્ર દીપડો ને ચીતો જેમ હરણ આદિની પછવાડે વેગથી દોડે છે તેમ બહિર્મુખ મન ને બહિર્મુખ ઇંદ્રિયો શબ્દાદિ વિષયોભણી વેગથી દોડે છે. ઇંદ્રિયોને ને અંતઃકરણને વિષયોભણી વેગવાળાં ન થવા દેવા જિજ્ઞાસુએ ઘણામાં ઘણું ધૈર્ય ને ઘણામાં ઘણી જાગૃતિ રાખવાં જોઇએ. અધૈર્ય ને પ્રમાદ જિજ્ઞાસુના મોટા શત્રુઓ છે. શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં સર્વદા દોષદર્શન જાગ્રત્ રાખ્યા વિના ઇંદ્રિયોમાં ને અંતઃકરણમાં અનાદિ-કાલથી રહેલો ઘાટો વિષયાનુરાગ દૂર થતો નથી. વિષય-ચિંતનથી ને વિષયસેવનથી મનુષ્યના અંતઃકરણમાં પડેલા વિષયના સંસ્કારો, અનુકૂલ વિષયનું સામીપ્ય થયે તે વિષયમાં રહેલા દોષોનું વિસ્મરણ થઈ જતાં બલવાન્ થઇ જાય છે, તેથી તેમાં રમણીયપણાનો ને સુખદપણાનો ભ્રમ વેગવાળો થઈ જાય છે, અને અંતઃકરણ ને ઇંદ્રિયો તે વિષયના સેવનમાં નિમગ્ન થઇ જાય છે. અંતઃકરણમાં જો વિવેક ને દોષદર્શન સતત જાગ્રત્ રહે તોજ અનુકૂલ વિષયના સામીપ્યમાં મનુષ્યનું

અંતઃકરણ ને ઇંદ્રિયો ક્ષોભ પામતાં નથી, ને તે વિષયભણી ખેંચાતાં નથી.

વિવેકના ને વૈરાગ્યના સદાગ્રહવાળા સતત અભ્યાસથી જ્યારે વિવેકનો ને વૈરાગ્યનો પરિપાક થાય છે ત્યારેજ તે મનુષ્યનું અંતઃકરણ વિષયોમાં રમણીયપણું ને સુખદપણું નથી એમ સ્પષ્ટ સમજી શકે છે, અને પોતાના પરાક્પ્રવણપણાને દૂર કરી પ્રત્યક્પ્રવણપણાવાળું થાય છે. સંસારભણી ઢળેલા અંતઃકરણવાળો જીવાત્મા જન્મમરણના પ્રવાહમાં તણાયો જાય છે, અને અખંડૈકરસબ્રહ્મભણી ઢળેલા અંતઃકરણવાળો જીવાત્મા બ્રહ્મનો સાક્ષાત્કાર કરી બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરે છે.

જિજ્ઞાસુના અંતઃકરણની વૃત્તિ જે જે પ્રાણિપદાર્થભણી જાય તે તે પ્રાણિપદાર્થનો સ્થૂલ, સૂક્ષ્મ ને કારણભાગ જે માયારૂપ–કલ્પિત–છે તેનો બાધ કરી તેના પ્રત્યક્તત્ત્વરૂપ વાસ્તવિક સ્વરૂપને જોવાના સામર્થ્યવાળી થાય એવો પ્રયત્ન જિજ્ઞાસુએ કરવો જોઇએ.

હે મુમુક્ષુઓ! તમે સ્થૂલપ્રદેશ મૂકી, ઊંડા ઊતરી, સૂક્ષ્મપ્રદેશમાં જાઓ; સૂક્ષ્મપ્રદેશ મૂકી, વધારે ઊંડા ઊતરી, કારણપ્રદેશમાં જાઓ; અને હવે જાગૃતિ ને નિર્ભયતા રાખી, કારણપ્રદેશ મૂકી, બહુ વધારે ઊંડા ઊતરી, અધિષ્ઠાનરૂપે નિરતિશય વ્યાપક ને નિરતિશય સુખરૂપ પ્રદેશમાં જાઓ, અને ત્યાંજ સર્વદા નિવાસ કરો.

પરમપવિત્ર,પરમસુખરૂપ, પરમસૂક્ષ્મ,વ્યાપક,ત્રિકાલાતીત, પરમપ્રકાશરૂપ, સર્વદા સ્વરૂપાવસ્થિત, સર્વ વસ્તુઓના વાસ્તવિકસ્વરૂપભૂત, મહાસત્તારૂપ, બધા પ્રાણિપદાર્થોને સત્તા આપનાર, બધાં પ્રાણીઓનાં અંતઃકરણોમાં ને જ્ઞાનેંદ્રિયોમાં ન્યૂનાધિક જ્ઞાનની પ્રતીતિ કરાવનાર, સર્વ પ્રાણીઓમાં ન્યૂનાધિક આનંદનું ભાન કરાવનાર, અવ્યય, અનાદ્યનંત, સ્વાત્મારામ, પૂર્ણકામ, એક, અદ્વય, ભેદશૂન્ય, વિષયોની ને વિષયોનાં સાધનોની સ્પૃહાથી રહિત, કૂટસ્થનિત્ય, નિરુપમ, અપ્રમેય, અમાપ ને સમગ્ર જગત્‌ના વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મનો અપરોક્ષ અનુભવ પ્રાપ્ત કરવામાટે મુમુક્ષુએ દીર્ઘકાલ નિરંતર પરમાદરથી ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

ચામજૂની પેઠે મનુષ્યના અંતઃકરણને બહુ ચોંટી રહેલાં વિષયવાસના દૃશ્યાદૃશ્ય વિષયોના અસત્યપણાનો, સારરહિતપણાનો ને બંધકપણાનો પરિપકવ નિશ્ચય અંતઃકરણમાં સુસ્થિર રાખ્યા વિના દૂર થતી નથી. વિષયો આપાતરમણીય છે, અને તે ગંધર્વનગરના પદાર્થોના જેવા, સ્વપ્નના પદાર્થોના જેવા ને મનોરાજ્યના પદાર્થોના જેવા મિથ્યા છે એમ બોલવાથી કે ઉપરટપકે અલ્પસમય એમ જાણવાથી વા તે ઇંદ્રવારણાના જેવા ઉપરથી રમણીય ને અંતરથી તુચ્છ છે એમ સાંભળવાથી, એમ કહેવાથી, કે ઉપરટપકે કેટલોક સમય એમ જાણવાથી મનુષ્યના અંતઃકરણમાં ચિરકાલથી

સ્થિર થઇ રહેલી રૂપાદિ વિષયની વાસના નિર્મૂલ થઈ શકતી નથી. અનાદિકાલથી મનુષ્યે અનુકૂલ ને રમણીય માનેલા વિષયોનું સામીપ્ય થયે બહુધા ઘણા મનુષ્યોના અંતઃકરણમાં રહેલા વિવેક, વૈરાગ્ય ને ધૈર્ય દૂર થઈ જઈ તેમનાં અંતઃકરણો ને ઇંદ્રિયો ક્ષોભયુક્ત થઈ વિષયાભિમુખ થઇ જાય છે. એ વેલા મનુષ્યના અંતઃકરણમાં આ વિષય રમણીય ને સુખરૂપ છે એવી બલવતી ભ્રાંતિ ઉપજી તેના અંતઃકરણમાં રહેલા વિષયના કુત્સિતપણાના ને દુઃખદપણાના નિશ્ચયને દૂર કરી નાંખે છે, અને તેના અંતઃકરણને તથા ઇંદ્રિયોને તે વિષયમાં રમમાણ કરી દે છે.

શબ્દાદિ વિષયો ને તેનાં ઉપકરણો ( સાધનો ) તીક્ષ્ણ વિષના જેવાં જીવલેણ છે એવો પાકો નિશ્ચય જ્યાંસુધી મુમુક્ષુના મનમાં સર્વદા સુસ્થિર ન રહે ત્યાંસુધી તે મુમુક્ષુ પોતાના મનમાં અનાદિકાલથી રહેલો સ્થૂલસૂક્ષ્મ વિષયાનુરાગ ને વિષયસેવન ત્યજી શકતો નથી.

જેમ સ્વસ્થમનવાળા મનુષ્યની મૃત્યુપ્રદ વિષભક્ષણમાં લેશ પણ અભિરુચિ ને પ્રવૃત્તિ સંભવતાં નથી તેમ શુદ્ધ મુમુક્ષુતાવાળા મુમુક્ષુના મનમાં પરમપવિત્ર ને નિરવધિ નિજાનંદને આચ્છાદન કરનાર વિષયસેવનમાં લેશ પણ અભિરુચિ ને પ્રવૃત્તિ સંભવતાં નથી. વિમલ વિવેકનો અંતઃકરણમાં સંપૂર્ણ આવિર્ભાવ થયા વિના વિષયમાં સ્વાભાવિક ઉદાસીનતારૂપ વિમલ વિરાગ મનુષ્યના અંતઃકરણમાં આવિ-

ર્ભાવ પામી શકતો નથી.

જેમ વેગવાળો વાયુ દીપકને ઓલવી નાંખે છે તેમ વિષયતૃષ્ણારૂપ પ્રબલ વાયુ જ્ઞાનદીપને, યોગદીપને અને ભક્તિ-દીપને ઓલવી નાંખે છે, માટે મોક્ષેચ્છુએ પોતાના અંતઃ-કરણમાં પ્રદીપ્ત કરેલા જ્ઞાનદીપને, યોગદીપને અને ભક્તિદીપ-ને ઓલાવા નહિ દેતાં તેમાંના કોઈ એક દીપને જો સતત પ્રદીપ્ત રાખવો હોય તો તેનું વિમલવિરાગરૂપ ઝંઝા-વાતરક્ષક ફાનસથી રક્ષણ કરવું જોઇએ.

જેમ સદાચાર પાળનાર પવિત્ર બ્રાહ્મણાદિના મનમાં મનુષ્યાદિનાં મલ, મૂત્ર ને શવના શરીરનો સ્પર્શ કરવાની લેશ પણ ઇચ્છા પ્રકટતી નથી તેમ વિવેકવડે સંસારથી ઉદાસ થયેલા મનુષ્યના મનમાં વિષયેચ્છાને જાગ્રત્ કરનાર પ્રાણીના દર્શનની ને તેના શરીરનો સ્પર્શ કરવાની લેશ પણ ઇચ્છા પ્રકટતી નથી.

નાસ્તિક, અર્થકામની તૃષ્ણામાં ડુબેલા, અસત્ય ભાષણ કરનારા, બુદ્ધિહીન, (મૂર્ખ,) અતિલોભી–અયોગ્યમાર્ગે ધન મેળવવાની તૃષ્ણા રાખનારા--ને નીચહૃદયવાળા મનુષ્યનો સંગ મુમુક્ષુએ સેવવો નહિ. એવા મનુષ્યનો સંગ રાખનાર મનુષ્ય જ્ઞાન, યોગ કે ભક્તિ અને તેનું મોક્ષરૂપ ફલ પ્રાપ્ત કરી શક્તો નથી.

ધાટી વિષયતૃષ્ણાથી જ્યારે મનુષ્યનાં લૌકિકશાસ્ત્રીય વિવેકરૂપ નેત્ર પોતાનું કામ કરવાને અસમર્થ થઇ જાય છે

ત્યારે તે મનુષ્ય લાભાલાભનું, હિતાહિતનું, સેવ્યાસેવ્યનું, કર્તવ્યાકર્તવ્યનું, સુખદુઃખનાં સાધનોનું, ઉપકારકઅપકારકનું ને પોતાની પ્રવૃત્તિના પરિણામનું ભાન ભૂલી જાય છે, માટે મુમુક્ષુએ વિષયદોષદર્શનવડે પ્રકટતા તીવ્ર વિરાગવડે પોતાના અંતઃકરણમાં રહેલી વિષયતૃષ્ણા નિઃશેષ નિવૃત્ત કરી દેવી જોઈએ.

મનુષ્યના શરીરની અંતર અને બહાર પરમાત્મા વિરાજી રહેલા છે, અને તે મનુષ્યના અશુભ વિચારને તથા તેની અશુભ પ્રવૃત્તિને ધિક્કારનારા ને તેનું અશુભફલ આપનારા સર્વદા સમર્થ દેવાધિદેવ છે એમ સમજી અભ્યુદયની ને નિઃશ્રેયસની ઇચ્છા રાખનાર મનુષ્યે તેમનાથી બહુજ ડરી અશુભ વિચારનો ને અશુભ પ્રવૃત્તિનો દૃઢતાપૂર્વક સદાને માટે પરિત્યાગ કરવો જોઇએ.

મનની નબળાઇનો શુભનિશ્ચયની સ્થિરતારૂપ શુભમનોબલને પ્રાપ્ત કર્યા વિના સર્વથા પરિત્યાગ કરી શકાતો નથી. એકવાર મનુષ્યના મનમાં સત્ત્વગુણના વધારાથી વિષયો ને વિષયોનાં ઉપકરણો શાસ્ત્રાદિનાં વચનોથી ને સ્વાનુભવથી અસત્ય, અપવિત્ર, અમંગલ ને અપકારક વા દુઃખદ લાગે, અને પુનઃ જ્યારે મનમાં તમોગુણમિશ્ર રજોગુણ બલવાન્ થાય ત્યારે તેના તે વિષયો ને તેનાં તે વિષયોનાં ઉપકરણો તે મનુષ્યને ભ્રાંતિવડે સત્ય, પવિત્ર, રમણીય ને ઉપકારક વા સુખદ પ્રતીત થાય, ને મન તથા ઇંદ્રિયો તે વિષયને ને

તેના ઉપકરણને પ્રાપ્ત કરવા વેગવાળાં થાય, અને તેને મેળવી ભોગવવા લાગે, તે મનુષ્યના મનની નબળાઈ કહેવાય છે. પોતાના મનની એ નબળાઈનો ને સૂક્ષ્મસ્થૂલ વિષયાનુરાગનો અત્યંત પરિત્યાગ કરવામાટે જિજ્ઞાસુએ વિષયમાં રહેલા મિથ્યા-પણું, કુત્સિતપણું ને મનને તથા ઇંદ્રિયોને પોતાનામાં બાંધી રાખવાપણું એ દોષોનો પોતાના અંતઃકરણમાં સતત સાક્ષાત્કાર રાખવો જોઇએ. તેણે તેનું કદીપણ તિરોધાન નજ થવા દેવું જોઇએ. તેણે પોતાના મનને તથા ઇંદ્રિયોને પ્રાયશઃ આત્માભિમુખ રાખવાં જોઇએ. તેણે આદરપૂર્વક નિત્ય નિરંતર બ્રહ્મભાવનાનો અભ્યાસ કરી તેના પરિપાકવડે અનાદિકાલથી પોતાના મનમાં રહેલી વિષયવાસનાને દગ્ધબીજભાવને પમાડવી જોઇએ, અને તેણે બ્રહ્મના દૃઢ સાક્ષાત્કારવડે પોતાના મનમાં રહેલા અનાદિકાલના અજ્ઞાનને નિવૃત્ત કરવું જોઇએ.

અપકવ મનનો મુમુક્ષુએ ક્યારેય લેશ પણ વિશ્વાસ નજ કરવો. અપકવ મન કોઈવેલા વિષયોના અત્યંત વિરસ-પણાનો નિશ્ચય કરે છે, અને વળી કોઈવેલા તે વિષયોને અત્યંત સુખ દેનારા માની તેના સેવનમાં લુબ્ધ થઈ જાય છે.

જે પુરુષ શબ્દાદિ વિષયોથી ને તેનાં સાધનાદિ સાધનોથી સુખ મેળવવા ઇચ્છે છે તે મનુષ્ય રેતીમાંથી તેલ કાઢવાની ઇચ્છા રાખનારાજેવો, વા કાંકચમાંથી ગળપણ મેળવવાની ઇચ્છા રાખનારના જેવો વા ઝાકળના જલવડે તૃષા મટાડવા-ની ઇચ્છા રાખનારના જેવો, વા વિષ્ઠામાંથી સુગંધ મેળવ-

વાની ઇચ્છા રાખનાંરના જેવો વા અગ્નિવડે પોતાના શરીરમાંની ગરમી નિવૃત્ત કરવાની ઇચ્છા રાખનારના જેવો, વા બરફવડે પોતાના શરીરને જણાતી ટાઢને દૂર કરવાની ઇચ્છા રાખનારના જેવો, વા પથ્થરના ભક્ષણવડે પોતાની ક્ષુધાની નિવૃત્તિ કરવાની ઇચ્છા રાખનારના જેવો, વા ગળે મોટી શિલા બાંધી ઉંડી મહાનદી તરવાની ઇચ્છા રાખનારના જેવો, અથવા વિષનું પાન કરીને અમર થવાની ઇચ્છા રાખનારના જેવો મૂર્ખ છે.

પોતાના પરમાનંદસ્વરૂપના અજ્ઞાનથી ને પ્રતીત થતા ને અનુકૂલ મનાતા પ્રાણિપદાર્થોના સત્યપણાની ને સુખદપણાની અનાદિકાલની ભ્રાંતિથી અજ્ઞાની મનુષ્યના મનમાં, અનુકૂલ માનેલા વિષયોની ને વિષયોના સાધનની ઘાટી તૃષ્ણા રહે છે. એ તૃષ્ણા તે મનુષ્યના મનમાં, ઇંદ્રિયોમાં ને શરીરમાં ક્ષોભ ઉપજાવી દુઃખાનુભવ કરાવ્યા કરે છે. એવા મનુષ્યનું અંતઃકરણ વિષયતૃષ્ણાથી તપ્યા કરે છે, તેની ઇંદ્રિયો ચંચલ રહ્યા કરે છે, તેનાથી પોતાનો પ્રાપ્તવ્યવહાર ઉત્તમ પ્રકારે કરી શકાતો નથી, તેનાથી શાસ્ત્રોક્ત કર્મ સ્થિર મને વિધિવત્ કરી શકાતાં નથી, તેનાથી માતાપિતાની, પોતાના સદ્ગુરુની ને બ્રહ્મજ્ઞ મહાપુરુષોની વિનયપૂર્વક સેવા કરી શકાતી નથી, તેનાથી પરમાત્માની નવધાભક્તિમાંની કોઇ એક કે અનેક ભક્તિ વા અનન્યભક્તિ કરી શકાતી નથી, તેનાથી ચિત્તસ્થિરતાના હેતુભુત યોગનાં યમાદિ અંગોનું અનુષ્ઠાન કરી શકાતું નથી, અને

તેનાથી બ્રહ્મનો અને તેની પ્રાપ્તિનાં સાધનોનો ઉપદેશ કરનાર વેદાંતશાસ્ત્રોનું શ્રદ્ધાપ્રીતિથી શ્રવણમનન કરી શકાતું નથી. આવી રીતે વિષયતૃષ્ણાને વશ થયેલો મનુષ્ય પોતાનું ઐહિક જીવન સુખમય કરી શકતો નથી, સ્વર્ગનાં સુખો મેળવી શકતો નથી, અને દુઃખરહિત પરમાનંદરૂપ મોક્ષ પણ મેળવી શકતો નથી. વિષયતૃષ્ણાથી જેનાં વિવેકરૂપ નેત્રો ફૂટી ગયાં છે એવા વિષયાંધ મનુષ્યને હિતાહિતનું, પવિત્રતાઅપવિત્રતાનું ને કર્તવ્યાકર્તવ્યનું લગારે ભાન રહેતું નથી.

મુમુક્ષુએ જો પોતાના અંતઃકરણમાં રહેલી વિષયવાસનાનો સંપૂર્ણ પરિત્યાગ કરી સાચા વીતરાગી થવું હોય તો તેણે પોતાના પ્રાણાપાનને નાભિને બરડાની કરોડભણી ખેંચાણ કરવાવડે, પોતાના મનને પોતાના હૃત્પદ્મને બરડાની કરોડભણી ખેંચવાવડે, નેત્રને પાછાં વાળવાવડે, વાણીને પાછી વાળવાવડે અને ઉપસ્થને મૂલબંધવડે બરડાની કરોડભણી ખેંચવાવડે હૃદયસ્થ આત્માની ભણી રાખવાં જોઈએ. વિષયો અતિગ્રાહજેવા (મોટા મગરજેવા) મહાપ્રબલ છે. તે મનુષ્યની ઇંદ્રિયોરૂપ તથા મનોરૂપ મીનને બલાત્કારથી પોતાના ભણી ખેંચે છે, ને તેને પોતાનામાં રમમાણ કરી દેવારૂપ તેનું ભક્ષણ કરી જાય છે. જિજ્ઞાસુ મનુષ્ય જો સતત ઘણામાં ઘણું ધૈર્ય ને ઘણામાં ઘણી જાગૃતિ રાખી ઉપર જણાવેલો પ્રયત્ન સેવે તોજ તે પોતાની ઇંદ્રિયોરૂપ તથા મનોરૂપ મીનનું વિષયોરૂપ મહાપ્રબલ અતિગ્રાહથી રક્ષણ કરી શકવા સમર્થ થઇ શકે છે.

જ્યારે મનુષ્યનું મન તથા તેની ઇંદ્રિયો વિષયોમાં ઘાટા અનુરાગવાળાં થઈ જાય છે ત્યારે તે ઉન્મત્ત મનુષ્યજેવાં થઈ જાય છે, ને તે સાત્ત્વિક બુદ્ધિનું કહ્યું લગારે માનતાં નથી. મુમુક્ષુએ પોતાના જીવનના મુખ્ય ઉદ્દેશનું તથા પોતાના પવિત્ર કર્તવ્યનું સતત સ્મરણ રાખી પોતાની ઇંદ્રિયોને તથા મનને વશ રાખવા ઘણામાં ઘણો પ્રયત્ન ધૈર્ય ને સાવધાનતા રાખીને કરવો. એમાં લગારે અધૈર્યને કે પ્રમાદને વશ નજ થવું. મનમાં કુવૃત્તિ કે ઇંદ્રિયોમાં કુવેગ ઊઠે કે તુરતજ તે કુવૃત્તિને કે કુવેગને વશ થવાથી થનારા અનિષ્ટ ફલના વિચારનો પ્રવાહ ચાલુ કરી તે કુવૃત્તિને તથા કુવેગને પ્રશાંત કરી દેવાં. જીવાત્માને તે કુવૃત્તિને કે તે કુવેગને વશ કદીપણ નજ થવા દેવો.

દુષ્ટ મહામોહરૂપ રાજા ને તેના કામક્રોધાદિરૂપ દુષ્ટ સેનાપતિઓ ઘણા છલબલથી ભરેલા છે, માટે મુમુક્ષુએ વિવેક, બ્રહ્મચર્ય ને ક્ષમા આદિને બલવાળાં કરવા સર્વદા અસાધારણ પ્રયત્નશીલ રહેવું જોઈએ.

પરમકૃપાલુ, પરમોદાર ને ભક્તવત્સલ પરમાત્મામાં પોતાને પરમાત્માનો ભક્ત માનનાર મનુષ્યે નિઃસીમ વિશુદ્ધ પ્રેમ રાખવો, ને પોતાના હૃદયને પ્રભુમય કરી દેવું. પ્રાપ્તવ્યવહારને અંગે કોઈ દૃશ્ય પ્રાણિપદાર્થપર પ્રેમ રાખવો પડે તો તેના ઉપર ઉપયોગપૂરતો સાધારણ પ્રેમ રાખવો, પણ તેમાં પોતાના હૃદયને બાંધી ન દેવું. આ ક્ષણભંગુર ને અચિંત્ય

રચનાવાળા જગત્માં વિવેકી મનુષ્યે પ્રેમ રાખવાયોગ્ય, પોતાના ત્રિવિધતાપથી સંતપ્ત હૃદયને વિશ્રાંતિ આપવાયોગ્ય, પોતાનું સર્વસ્વ ઉમળકાપૂર્વક અર્પણ કરી દેવાયોગ્ય, પોતાનું હૃદય મસ્તક ને હસ્ત ઊલટથી ચરણકમલમાં ધરી દેવાયોગ્ય, તેમનાજ થઈ જવાયોગ્ય, અને તેમને પોતાના કરી લેવાયોગ્ય એક પરમાનંદસ્વભાવવાળા, સ્વાત્મારામ, મુદિતવદન ને પ્રશાંત પરમાત્માજ છે. પરમપ્રીતિથી પોતાના હૃદયરૂપ વા જીવભાવરૂપ બલિ પરમાત્માના ચરણારવિંદમાં ધરવાથીજ તેઓ પ્રસન્ન થાય છે.

તમારી પાસે સર્વલોકાધિપતિ પ્રભુને તેમની અપાર મહત્તાને અનુસાર ધરવાયોગ્ય કોઈ પણ ઉત્તમ નૈવેદ્ય, ઉત્તમ મુખવાસ, ઉત્તમ ચંદન, ઉત્તમ પુષ્પમાલા, ઉત્તમ વસ્ત્રોપવસ્ત્ર, ઉત્તમ અલંકાર ને ઉત્તમ આસન ન હોય તો તેની તમે લેશ પણ ચિંતા ન કરશો, માત્ર તમે જો તમારા હૃદયને સંપૂર્ણ નિષ્કપટભાવે સદાને માટે પૂર્ણપણે તેઓશ્રીને અર્પણ કરશો તો તેઓશ્રી અવશ્ય પરમ સંતોષ પામશે, ને તમારા ઉપર પરમાનુગ્રહ દર્શાવશે.

પ્રભુ તમારા બાહ્યવૈભવને, તમારી સંપત્તિને, તમારા મહાલયને, તમારા શરીરના રૂપલાવણ્યને, તમારા વચને, તમારા કુટુંબને, તમારા શરીરબલને, તમારી વિદ્યાને અને તમારા બુદ્ધિબલને આશ્ચર્યવડે ચકિત થઇને જોતા નથી, પણ તેઓ તમારા હૃદયનો વિશુદ્ધ ને અનન્ય પ્રેમ તથા

તમારા હૃદયની દીનતા ને આજ્ઞાપાલકતાને આશ્ચર્યથી ચકિત થઈને જુએ છે, અને તમારા હૃદયને પોતાનું નિવાસસ્થાન કરવા ઇચ્છે છે.

દેવ, ગુરુ ને રાજાનાં ખાલી હાથે દર્શન કરવાં નહિ એવો શિષ્ટાચાર છે તેથી તમારી પાસે કાંઇ નથી એમ માની તમે દેવાધિદેવ પરમાત્માનાં ખાલી હાથે દર્શન કરવા સંકોચ પામો છો? તમે લગારે સંકોચ ન પામો. તેઓ પૂર્ણકામ, અનેક બ્રહ્માંડના અધિપતિઓના અધિપતિ, સર્વપ્રકારના દ્રવ્યોનાં અધિષ્ઠાત્રી લક્ષ્મીના પતિ, સર્વવિદ્યાના નિધિ, સર્વજ્ઞ, અતુલબલ, સર્વસૌંદર્યસારનિધિ, નિરવધિ પરાક્રમી, સ્વતંત્ર, સ્વાત્મારામ ને આશુતોષ છે. તેઓશ્રીને તમારી પાસેથી કોઇ પણ પ્રકારની કાંઇ પણ ન્યૂનાધિક ભેટ લેવાની લેશ પણ ઇચ્છા નથી, તેમજ તમારા પૂજનની કે તમારા પ્રણામની પણ તેઓશ્રી લેશ પણ આશા રાખતા નથી. તેઓ વિગતતૃષ્ણ ને પર્યાપ્તકામ હોવાથી તમારી પાસેથી કઇ વસ્તુની આશા રાખે? માત્ર તમે વિનમ્ર થઈ તેઓશ્રીનાં દેવાદિએ વંદન કરેલાં ચરણકમલમાં દીર્ઘ નમસ્કાર કરો, ને સંકોચાતા સંકોચાતા તમે તેમને તમારું હૃદય અર્પણ કરી દ્યો.

શું તમારે પરમપવિત્ર પરમોત્કૃષ્ટ પરમાત્માનાં તેમના પરમાહ્લાદક પ્રાસાદમાં પહોંચી દર્શન કરવાં છે? જો તમારા મનમાં તેવી શુભેચ્છા હોય તો તે આવકારદાયક છે. ચાલો, હું તમને ત્યાં લઈ જઈ તેઓશ્રીનાં દર્શન કરાવું. તમે જાણો

છો કે જો મોટાનાં દર્શન કરવાં હોય તો તેવી ઇચ્છા રાખનારે શ્રમ સહન કરવામાટે ને ન્યૂનાધિક અર્પણ કરવામાટે તૈયાર રહેવું જોઈએ. શું તમારી તેવી તૈયારી છે ? જો તમારી તેવી તૈયારી હોય તો સાંભળો. તમારે અસત્ય, વચનભંગ ને કાયરતા ન રાખવાં, પણ સત્યતા, વચનપાલકતા ને શૂરતા રાખવાં. જો તમારામાં આ શુભગુણો હોય, વા હવે પછી જો એ શુભ ગુણોનું દઢતાથી સેવન કરવાની તમારી અચલ શુભેચ્છા હોય તો હવે કેડ બાંધીને સાબદા થાઓ, ઢીલ ન કરો. માર્ગમાં બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર ને ઈશ્વરના પ્રાસાદો આવશે. પ્રથમ વિશ્વોત્પાદક બ્રહ્માનો શુદ્ધ રૂપાનો જળહળી રહેલો ભવ્યપ્રાસાદ તમારા જોવામાં આવશે. ત્યાં તમારે તમારા સ્થૂલશરીરમાં રહેલી અહંતાને અને સ્થૂલશરીરના સંબંધમાં રહેલી મમતાને અર્થાત્ તમારે તમારા દેહાભિમાનને તથા સર્વપ્રકારના સ્થૂલ પ્રાણિપદાર્થમાં રહેલા રાગદ્વેષને અર્પણ કરવા પડશે. પછી તમારાથી રૂપ, યૌવન, ધન, સત્તા, વિદ્યા, કુટુંબ, બુદ્ધિબલ, વર્ણ, આશ્રમ ને શરીરબલનું અભિમાન રાખી શકાશે નહિ. સ્થૂલદેહ હું છું એવી મિથ્યા સમજ પણ તમારે મૂકી દેવી પડશે. જે જે સ્થૂલ પ્રાણિપદાર્થ તમારા જોવામાં કે સાંભળવામાં આવે તેમાં તમારાથી રાગ રાખી શકાશે નહિ, અર્થાત્ ઐહિક સુખાશા ત્યજવી પડશે, ને તેમનો દ્વેષ પણ તમારાથી કરી શકાશે નહિ. જો તમે એ પ્રમાણે બલિ આપી શકશો તો તમે

બ્રહ્માના અનુગ્રહને પાત્ર થઈ તેમની સીમાનું ઉલ્લંઘન કરી આગળ જઇ શકશો.

પશ્ચાત્ વિશ્વરક્ષક શ્રીવિષ્ણુનો સુવર્ણનો દેદીપ્યમાન પ્રાસાદ આવશે. દેવો ભેટ ધર્યા વિના કદીપણ પ્રસન્ન થતા નથી એ તમારા જાણવામાં હશે. અહીં તમારે કર્મેંદ્રિયોમાં રહેલી, જ્ઞાનેંદ્રિયોમાં રહેલી, અંતઃકરણમાં રહેલી ને પ્રાણમાં રહેલી આત્માની બુદ્ધિનું, મનોરાજ્યવડે ને કલ્પનાવડે પ્રાપ્ત થતા કલ્પિત સુખભોગનું ને અંતરિક્ષલોકનું તથા ત્યાં પ્રાપ્ત થતાં સુખોની લાલસાનું અને સ્વર્ગની ને સ્વર્ગમાં પ્રાપ્ત થતાં સુખોની લાલસાનું બલિ આપવું પડશે, અર્થાત્ શ્રીવિષ્ણુના તેજોમય પ્રાસાદના ઉમરાઉપર એ સર્વને તમારે નિવેદન કરી દેવાં પડશે. જો તમે ઉમળકાવાળા શુદ્ધ ભાવથી એમ કરી શકશો તો તમારા ઉપર શ્રીવિષ્ણુ અનુકંપા દર્શાવશે, ને તમે તેમની મર્યાદાનું અતિક્રમણ કરી આગળ વધવા ભાગ્યશાલી થશો.

ત્યારપછી તમે આગળ વધશો એટલે વિશ્વસંહારક શ્રીરુદ્રનો વૈડૂર્યમણિઓથી બનેલો અત્યંત મનોહર પ્રકાશથી પ્રકાશતો પ્રાસાદ આવશે. અહીં પણ તમારે કાંઇક અવશ્ય અર્પણ કરવું પડશે. એ અત્યંત ચળકી રહેલા પ્રાસાદના તેજોમય ઉમરાઉપર તમારે તમારા હૃદયના ઉંડાણમાં રહેલી સૂક્ષ્મવિષયવાસનાઓ, પૃથક્પણાનું અવ્યક્ત અભિમાન, નિદ્રાજન્યસુખની લાલસા, પ્રિયના વિયોગથી ને અપ્રિયની પ્રાપ્તિ-

થી પ્રકટતો માનસપરિતાપ, ( શોક, ) પ્રતિકૂલ પ્રસંગના આગમનથી કંપ તથા પ્રસ્વેદ ઉપજાવનાર ત્રાસરૂપ ભય, અને મહર્લોકના તથા જનલોકના સુખની લાલસા મુંઝાયા વિના પરમપ્રેમથી મૂકી દેવી પડશે. જે તમારું નથી તે તમારે મૂકવું એમાં ક્લેશ પામવાનું તમારે કાંઇ પણ કારણ નથી. સંહારકસત્તા તમારી પાસેથી લઇ લે તેના કરતાં તમે તેમને તે સર્વ પ્રસન્નતાથી અર્પણ કરી દ્યો તેમાં તમને સંતોષજન્ય ઉત્તમ સુખ છે. જો તમે કાંઇ પણ ખેદ કે ભય પામ્યા વિના આમ કરી શકો તો શ્રીરુદ્ર તમારા ઉપર બહુ પ્રસન્ન થશે, ને તમે તેમની સીમાનું અતિક્રમણ કરી આગળ વધવા સુભાગી થશો.

ત્યાંથી આગળ ચાલતાં શ્રીઇશ્વરનો વજ્રમણિમય પ્રાસાદ આવશે. જો તમારે તે પ્રાસાદનું અતિક્રમણ કરી આગળ જવું હોય તો તમારે તે પ્રાસાદના તેજસ્વી ઉમરા-ઉપર સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણે શરીરોમાં અનાદિકાલથી રહેલી અહંતામમતા, જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ અંતઃકરણ-ની ત્રણે અવસ્થાઓમાં ચિરકાલથી રહેલી અહંતામમતા અને વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ એ ત્રણ શરીરોના ને ત્રણ અવસ્થા-ઓના અભિમાનીઓમાં દીર્ઘકાલથી રહેલી અહંતામમતા પ્રસન્નતાપૂર્વક ધરી દેવી પડશે. જ્યાંસુધી તમે સ્થૂલ, સૂક્ષ્મ ને કારણરૂપ જડ દ્રવ્યની સાથેની એકપણાની ભ્રાંતિને સંપૂર્ણ નહિ ત્યજી શકો ત્યાંસુધી તમે અહીંથી આગળ વધી સદા-

શિવનેપ્રાપ્ત કરી કૃતાર્થ થવાના નથી. સ્થૂલશરીરમાં સ્થૂલરૂપે, સૂક્ષ્મશરીરમાં સૂક્ષ્મરૂપે (અંકુરરૂપે) ને કારણશરીરમાં બીજ-રૂપે દુઃખો રહેલાં છે. એ ત્રણે દુઃખો મનુષ્યને પ્રતિકૂલ પ્રતીત થાય છે, ને તે તેના પરિત્યાગને ઇચ્છે છે, જો તમારે આધ્યાત્મિકાદિ ત્રિવિધ દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરવી હોય તો તમારે ત્રણ શરીરોની સાથેની, અંતઃકરણની ત્રણ અવસ્થાઓની સાથેની ને ત્રણ શરીરના ત્રણ અભિમાનીઓની સાથેની એકપણાની ભ્રાંતિ ધૈર્ય, જાગૃતિ ને પ્રસન્નતાવડે સદાને માટે મૂકી દેવી જોઈશે. અનાદિ-કાલની એ ભ્રાંતિનો નિઃશેષ પરિત્યાગ કરવામાટે દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક આત્મામાં ચિત્તવૃત્તિને સ્થિર કરવાનો અભ્યાસ ને આ લોકના તથા સ્વર્ગાદિના વિષયોમાં દૃઢ વિરાગ પ્રાપ્ત કરવા જોઇએ. ઘણા કાલથી જડની સાથે જે એકપણાની ભ્રાંતિ તમને વહાલી થઈ પડી છે તે એકપણા-ની ભ્રાંતિ તમને મૂકી દેવી ન ગમતી હોય તોપણ તે ભ્રાંતિ ગમે તેમ કરીને મૂકી દેવામાં તમને લાભ છે. તેનો પરિત્યાગ કરવામાં તમે લેશ પણ મુંઝાશો નહિ. જો તમને મુંઝવણ થતી હોય તો તમે તમારા મનને વિશેષ જાગ્રત્ કરો, ને તેના પરિત્યાગથી પરિણામે પ્રાપ્ત થનારા નિરવધિ નિરુપમ આનંદનો શાંતચિત્તે વિચાર કરો.

જેમ આ લોકનાં, અંતરિક્ષલોકનાં, સ્વર્ગલોકનાં ને જનલોકનાં ઔષધનાદિવડે પ્રાપ્ત થતાં સુખોનો તમારે સંતોષ-

વડે પરિત્યાગ કરવાનો છે તેમ તપલોકની ને સત્યલોકની દિવ્ય સ્ત્રીઓવડે, ત્યાંના શ્રેષ્ઠ ભક્ષ્યભોજ્યવડે, ત્યાંનાં દિવ્ય વસ્ત્રોવડે, દિવ્ય સુગંધવડે અને અલૌકિક સુધાપાનવડે પ્રાપ્ત થતાં સર્વપ્રકારનાં ઉત્તમ મનાતાં સુખોનો પણ તમારે પરમ-સંતોષવડે પરિત્યાગ કરવો પડશે.

દિવ્ય શબ્દાદિના શ્રવણાદિની પ્રાપ્તિરૂપ અલ્પ સિદ્ધિઓ-પરની અને અણિમાદિ આઠ મહાસિદ્ધિઓપરની આસક્તિ-નો તેમને સ્વાભાવિક નિરતિશય સુખમાં વિઘ્ન કરનારી સમજી તમારે પરિત્યાગ કરવો પડશે. દૃશ્યની સર્વે ઈચ્છાઓ જ્યારે સારી રીતે શાંત થઈ જાય છે ત્યારેજ બ્રહ્માકારવૃત્તિનો હૃદયમાં ઉદય થઈ શકે છે. જ્યાંસુધી આ લોકના વિષયોથી માંડીને સત્યલોકસુધીના વિષયોમાં મન ચોંટ્યું રહે ત્યાંસુધી અંતઃકરણમાં બ્રહ્માકારવૃત્તિનો ઉદય ક્યાંથી થાય ? જિજ્ઞાસુનું અંતઃકરણ જ્યારે સર્વ-પ્રકારના દૃશ્યની આસક્તિના પરિત્યાગરૂપ પવિત્રતાને પ્રાપ્ત કરે છે ત્યારેજ તે પરમપવિત્ર પરમાત્માના સ્વરૂપનો અનુ-ભવ કરવા સમર્થ થાય છે. જો તમે સર્વ દૃશ્યપરની આસક્તિ-ના પરિત્યાગરૂપ પરમોદારતા દર્શાવશો તોજ તમે આ માયારૂપ પરમભયંકર કારાગારમાંથી નિત્યને માટે મોકળા થઇ શકશો. પછી તમને જન્મમરણનું ને ત્રિવિધતાપનું લેશ પણ ભય નહિ રહે. જો તમે તમારા અંતઃકરણને અપર-વૈરાગ્યથી તથા પરવૈરાગ્યથી અલંકૃત કરી શકો, અર્થાત્ તમે

તમારા અંતઃકરણમાં ઉપર જણાવેલી પરમોદારતા પ્રકટાવી શકો તો તમે અનુગ્રહના ભંડારરૂપ ઈશ્વરની સીમાનું ઉલ્લંઘન કરી પરમપવિત્ર સ્વધામમાં વા પરમધામમાં પ્રવેશ કરવા ભાગ્યશાલી થશો. જો આમ થાય તો તમારા પુણ્યનો પાર ન રહે. હવે આગળ જે પ્રદેશ આવશે તે પ્રદેશ ચિંતામણિમય, વિભુ, પૂર્વે કહેલા પ્રાસાદો ને તેમાંની સર્વ સામગ્રીઓસહિત પોતાનામાં અંતર્ગત કરી દેનાર, પરમપવિત્ર, અપરિચ્છિન્ન, એકરસ, સદ્‌ઘન, ચિદ્‌ઘન, સુખઘન, પરમામૃતરૂપ, સૂક્ષ્મતમ, એક, અદ્વૈત, દુઃખરહિત, તૃષ્ણાશૂન્ય ને પ્રશાંતતેજોરૂપ છે. આ સદાશિવના વા ભૂમાના ધામમાં પહોંચતાં તમે ને તમને તમારાથી ભિન્ન પ્રતીત થતું સર્વ જગત્ પોતાના અધિષ્ઠાનરૂપ એટલે સદાશિવરૂપ–ભૂમારૂપ-થઈ જશો. પછી તમારો ને જગત્‌નો સદાશિવથી લેશ પણ ભેદ નહિ રહે. જો તમારી અડગ ને તીવ્ર શુભેચ્છા હોય તો સદાશિવના પરમધામભણી જવા ઉમંગપૂર્વક ઊતાવળે પ્રયાણ કરો. તમને વિઘ્નો પ્રતિબંધક ન થાઓ, તમારો માર્ગ તમને મંગલરૂપ પ્રતીત થાઓ, ને પરમકૃપાલુ અંતર્યામિરૂપ તમારા સદ્‌ગુરુ સર્વદા તમારા માર્ગદર્શક ને રક્ષક થાઓ.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં સર્વદા પરમેશ્વરનું ને પોતાના સદ્‌ગુરુનું અત્યંત ભય રાખવું. પ્રત્યેક વિચાર કરતાં ને પ્રત્યેક પ્રવૃત્તિ કરતાં તેણે શાંતચિત્તે વિચાર કરવો કે મારા આ વિચારથી કે મારી આ પ્રવૃત્તિથી સર્વજ્ઞ પરમા-

ત્મા તથા મારા સદ્ગુરુ મારા ઉપર પ્રસન્ન થશે ? કે અપ્રસન્ન થશે ? જો તે વિચારથી વા તે પ્રવૃત્તિથી પરમાત્મા તથા પોતાના સદ્ગુરુ પ્રસન્ન થશે એવો સંભવ જણાય તો તે વિચારને તેણે પોતાના અંતઃકરણમાં અવકાશ આપવો, અને તે પ્રવૃત્તિ પોતાની ઇંદ્રિયોથી ને પોતાના શરીરથી પ્રસન્નતાપૂર્વક કરવી, પણ જો તે વિચારવડે ને તે પ્રવૃત્તિવડે પરમાત્મા તથા પોતાના સદ્ગુરુ અપ્રસન્ન થશે એવું અનુમાન થાય તો તે અનિષ્ટ વિચારને પોતાના મનમાં અવકાશ ન આપવો, તથા પોતાની ઇંદ્રિયોવડે ને પોતાના શરીરવડે તે અનિષ્ટ પ્રવૃત્તિ નજ કરવી.

ભયવિના પ્રીતિ થતી નથી એ લોકપ્રસિદ્ધ કહેવતનું તાત્પર્ય સમજી જિજ્ઞાસુએ મરણનું ભય તથા રોગાદિનું ભય માની અમરભાવ ને નિરામયભાવ પ્રાપ્ત કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. જો શ્રીઈશ્વરનું, સત્શાસ્ત્રનું ને પોતાના સદ્ગુરુનું ભય રાખી અશુભ વિચારનો ને અશુભપ્રવૃત્તિનો પરિત્યાગ ન કરાય, અને શુભવિચારનું ને શુભપ્રવૃત્તિનું પરમાદરથી સતત સેવન ન કરાય તો મનુષ્યના ત્રિવિધતાપની અત્યંત નિવૃત્તિ કેવી રીતે થાય ? ને તેને પરમાનંદની નિત્યપ્રાપ્તિ પણ શી રીતે થાય ?

પરમાત્માનું ને પોતાના સદ્ગુરુનું અત્યંત ભય રાખીને વર્તવાથીજ મનુષ્ય પાપી વિચારથી ને પાપી પ્રવૃત્તિથી અટકી શકે છે, અને તે પાપી વિચારના તથા પાપી પ્રવૃત્તિના

દુઃખરૂપ ફલથી બચી જાય છે. પરમાત્માનું ને પોતાના સદ્‌ગુરુનું ભય રાખવાથીજ મનુષ્યવડે શાસ્ત્રોક્ત શુભકર્મો સાવધાનતા ને આદર રાખીને કરાય છે, ને તેના ફલરૂપે ઊર્ધ્વગતિ કે દૃશ્યના મોહની નિવૃત્તિરૂપ અંતઃકરણની શુદ્ધિ તેનાથી પ્રાપ્ત કરાય છે. જો મનુષ્યે પરમાત્માનું ને પોતાના સદ્‌ગુરુનું ભય રાખીને વર્તવાનો સ્વભાવ પાડયો હોય તોજ પરમાત્માની નવધા સાધનભકિતમાંની એક કે અનેક સાધન-ભક્તિ કરી તેનાથી પરમાત્માનો અનુગ્રહ મેળવી શકાય છે. જો પરમાત્માનું ને પોતાના સદ્‌ગુરુનું પોતાના મનમાં ભય રહે તોજ અષ્ટાંગયોગના સેવનવડે ચિત્તની એકાગ્રતા ને ચિત્તવૃત્તિઓનો નિરોધ પ્રાપ્ત કરી શુદ્ધાત્માના અપરોક્ષાનુ-ભવવડે અવિદ્યાદિ પાંચ કલેશોની ને ત્રિવિધ તાપોની નિવૃત્તિ કરી શકાય. જો પરમાત્માનું ને પોતાના સદ્‌ગુરુનું અત્યંત ભય રાખીને ન વર્તાય તો જગદાકાર થયેલું મન આત્મામાં વિલીન કેવી રીતે કરી શકાય ? જો પરમાત્માની, પોતાના સદ્‌ગુરુની ને કાલની ડાંગ પોતાના માથાપર પ્રતીત ન થતી હોય તો વિવેકાદિ સાધનો પ્રીતિપૂર્વક પ્રાપ્ત કરી શકાય નહિ, અને જો પરમાત્માનું, પોતાના સદ્‌ગુરુનું ને મૃત્યુનું ભય ન હોય તો મનુષ્યથી બ્રહ્મના દૃઢ અપરોક્ષ-જ્ઞાનની પ્રાપ્તિમાટે અશ્રદ્ધા, અરુચિ, આળસ, પ્રમાદ ને દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી સાત્ત્વિકી શ્રદ્ધાવડે, સર્વદા ઉમંગી રહેવાપણાવડે, નિરંતર ઉદ્યોગી રહેવાવડે, અતિસાવ-

ધાનતાવડે ને શુભકામ તુરતજ કરવાના સ્વભાવવડે વેદાંત-શાસ્ત્રનું શ્રવણ, વેદાંતશાસ્ત્રના ઉપદેશનું એકાંતસ્થલમાં બેસીને મનન ને નિદિધ્યાસન (બ્રહ્મધ્યાન કે બ્રહ્મવિચાર) કરી પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકાય નહિ, ને કૃતાર્થ પણ થઇ શકાય નહિ.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણને સર્વદા શુભાશાથી ભરેલું રાખવું. તેણે શુભકર્મના સેવનમાં કદીપણ નિરાશાને વશ નજ થવું. નિરાશા હિમના જેવી અપકારક છે. જેમ હિમ જે પ્રદેશપર પડે છે તે પ્રદેશમાંનાં વૃક્ષોનાં, છોડોનાં ને વેલાનાં પાંદડાં તથા ફૂલોને બાળી નાંખે છે તેમ જે મનુષ્ય-ના મનવિષે શુભકર્મમાં નિરાસા ઉપજે તે મનુષ્યમાં જે ઉત્સાહ, શાંતિ ને કર્તવ્યપરાયણતા હોય તેનો નાશ કરી નાંખે છે. અવશ્ય શુભ ફલ ઉપજાવનારાં શુભ કર્મોમાં સુખેચ્છુએ કદીપણ પોતાના મનને નિરાશાવાળું થવા દેવું નહિ. પોતાનાથી કોઇ શુભકર્મ સારી રીતે ન થઇ શકતું હોય તેથી, વા પોતાના શુભકર્મના પ્રમાણમાં ફલસિદ્ધિનો સંભવ પ્રતીત ન થવાથી, વા પોતાના શુભકર્મના સેવનમાં નાનીમોટી પ્રતિકૂલતાઓ પ્રાપ્ત થતી જોવાથી મનુષ્યે અક-ળાઇને નિરાશ થઈ જવું નહિ, પણ તેણે પોતાના મનને સમજાવવું કે " કર્મ કરવામાંજ તારો અધિકાર છે, કર્મના ફલની સિદ્ધિ તારે અધીન નથી, માટે તું શુભાશા રાખી પ્રસન્નતાપૂર્વક તારું આરંભેલું શુભકર્મ સતત કર્યા કર. "

શુભાશા રાખી કામ કરવાથી મનનો ઉત્સાહ વધે છે, શરીર ને મન સ્વસ્થ રહે છે, લીધેલા કામમાં આગળ વધાય છે, મનની યોગ્યતા વધે છે, ને પોતાનું જીવન સુખમય પ્રતીત થાય છે; પણ મનમાં નિરાશા ઉપજવાથી મનનો ઉત્સાહ મંદ પડી શુભકર્મ કરવામાં કંટાળો ઉપજે છે, શરીર ને મન અસ્વસ્થ રહેવા લાગે છે, આરંભેલું શુભકર્મ જોઈએ તેવું સારું કરી શકાતું નથી, મનનું શુભ સામર્થ્ય ઘટવા લાગે છે, ને તેને પોતાનું જીવન કંટાળાભરેલું લાગે છે. શુભાશા વસંતઋતુના સ્વચ્છ દિવસના જેવી રમણીય જણાય છે, ને નિરાશા વર્ષાઋતુના દુર્દિનના જેવી નીરસ જણાય છે. મનુષ્યે સર્વદા શુભાશા રાખવી એવો પરમાત્માનો ને મહાપુરુષોનો ઉપદેશ છે, માટે સર્વ મનુષ્યોએ પોતપોતાના શુભકર્મમાં સર્વદા શુભાશા રાખવા પ્રયત્નશીલ રહેવું જોઇએ. શુભાશા દેવમંદિરજેવી ભવ્ય ને પ્રસન્નતા ઉપજાવનારી છે, ને નિરાશા શ્મશાનજેવી કુત્સિત ને ખેદ ઉપજાવનારી છે. શુભાશા કિશોર-વયવાળા, નીરોગ, સુરૂપ ને વિદ્વાન્ બ્રાહ્મણના જેવી મનો-હારિણી છે, અને નિરાશા અતિવૃદ્ધ, કુષ્ઠી, કુરૂપ ને મૂર્ખ અંત્યજના જેવી મનને ઘૃણા ઉપજાવનારી છે. શુભાશા વસંત-ઋતુના સૂર્યોદયના સમયજેવી સ્ફૂર્તિ ઉપજાવનારી છે, ને નિરાશા ગ્રીષ્મઋતુની વંટોળીઆવાળી સાંજના જેવી મનુષ્ય-ને કંટાળો ઉપજાવનારી છે. શુભાશા ઇંદ્રાદિદેવના જેવી પવિત્ર ને પ્રતાપી છે, અને નિરાશા મલભક્ષક પિશાચના

જેવી મલિન ને તેજોહીન છે. શુભાશા શાંતમહાસાગરજેવી વિશાલ, પવિત્ર ને ગંભીર છે, અને નિરાશા ખાબોચીઆ-જેવી સંકુચિત, મલિન ને ક્ષુદ્ર છે. શુભાશા સદ્‌ગુણ, વિદ્યા, પરાક્રમ ને લક્ષ્મીને આગ્રહપૂર્વક તેડી લાવનારી છે, અને નિરાશા દુર્ગુણ, મૂર્ખતા, બલહીનતા ને દારિદ્ર્યને આગ્રહપૂર્વક તેડી લાવનારી છે. શુભાશા સ્વર્ગલોક, ક્રમમોક્ષ ને સદ્યો-મોક્ષ અપાવવાના સામર્થ્યવાળી છે, અને નિરાશા પશુપક્ષીનો ને વૃક્ષાદિનો જન્મ અપાવવાના તથા નરકમાં લઈ જવાના સામર્થ્યવાળી છે. શુભાશાવડે સંસારમાં ને હૃદયમાં સર્વત્ર આનંદનુંજ ભાન થાય છે, ને નિરાશાવડે સંસારમાં ને હૃદય-માં બધે સુનકારજ પ્રતીત થાય છે.

પરમાત્માનો શાસ્ત્રોમાં જણાવેલો તથા પરમાત્માનો તેમના અનન્યભક્તોએ સ્વાનુભવથી જણાવેલો મહિમા જાણી જો પરમાત્મામાં કોઈ પણ પ્રકારના લૌકિક કે પારલૌકિક સ્વાર્થવિના વિશુદ્ધ ને સ્થાયી **પ્રેમ** રાખવામાં આવે તો મનુષ્ય-થી પરમાત્માનો અનુપમ અનુગ્રહ મેળવી શકાય છે. જો પ્રેમવિના મનુષ્ય પોતાનો પ્રાપ્તવ્યવહાર પણ ઉત્તમ પ્રકાર-નો કરી શકતો નથી, તો પ્રેમવિના મનુષ્ય પરમાત્માની પ્રાપ્તિનાં શાસ્ત્રોક્ત સાધનોનું ઉત્તમ પ્રકારે અનુષ્ઠાન કેવી રીતે કરી શકે? ને તેનું શુભ ફલ પણ તે કેવી રીતે મેળવી શકે?

જેના ઉપર પ્રેમ પ્રકટે તેને શું ન આપી શકાય? તેને માટે કયો પ્રયત્ન ન કરી શકાય? ને તેમાં કોઈ પણ પ્રકાર-

ના દોષની પ્રતીતિ શી રીતે થઈ શકે ? લૌકિક પ્રેમને વશ થયેલાં માણસો પણ પોતાના પ્રેમપાત્રને પોતાનું માનેલું સર્વસ્વ આપી શકે છે, તેને માટે ઘણામાં ઘણો પરિશ્રમ વેઠે છે, અને તેનામાં બીજાને જોવામાં આવતા સર્વ દોષોની ઉપેક્ષા કરે છે, તો પરમાત્માના ભક્તે પ્રભુપરનો પોતાનો પ્રેમ સિદ્ધ કરવા એવી રીતે શામાટે ન વર્તવું જોઇએ?

કેટલાક ભક્તોએ પ્રભુપરના પોતાના પ્રેમને વશ થઇને પોતાનાં માથાં અર્પણ કર્યા છે, કેટલાક ભક્તોએ પ્રભુપરના પોતાના પ્રેમને વશ થઈને પોતાનાં કાળજાં કાઢી આપ્યાં છે, કેટલાક ભક્તોએ પ્રભુપ્રેમને લીધે પોતાની આંખો કાઢી આપી છે, કેટલાક ભક્તોએ પ્રભુપ્રેમને વશ થઇ પોતાના પુત્રોનું બલિ આપ્યું છે, અને કેટલાક ભક્તોએ પ્રભુપ્રીત્યર્થ પોતાનું માનેલું સર્વસ્વ પ્રભુને અર્પણ કરી દીધું છે. પ્રેમી મનુષ્ય જો પોતાના પ્રીતિપાત્ર વ્યક્તિરૂપ વ્યષ્ટિને પોતાનું માનેલું સર્વસ્વ પ્રેમપૂર્વક અર્પણ કરી શકે છે તો પ્રભુભક્ત સમષ્ટિરૂપ પોતાના પ્રિયતમ પ્રભુને અનન્યપ્રેમને વશ થઇને પોતાનું માનેલું સર્વસ્વ અત્યંત વિનયપૂર્વક દીનભાવે પોતાને કૃતાર્થ માની અર્પણ કરી દે એમાં કાંઈ પણ આશ્ચર્ય પામવાજેવું નથી.

વિશુદ્ધ ને અગાધ પ્રેમવિનાનું અંતઃકરણ ખિન્ન રહે છે, તે પ્રભુનું કોઇ પણ સ્થલે દર્શન કરી શકતું નથી, ને તે પરમકૃપાલુ પરમાત્માનો થોડો પણ અનુગ્રહ પ્રાપ્ત કરવા

સમર્થ થઇ શકતું નથી; અને વિશુદ્ધ ને અગાધ પ્રેમથી ભરેલું અંતઃકરણ સર્વદા સુપ્રસન્ન રહે છે, પોતાના પરમપ્રિય પ્રભુનું તે સર્વ સ્થાવરજંગમમાં સુસ્પષ્ટ દર્શન કરી શકે છે, ને તે પરમ-કૃપાલુ પ્રભુનો અપાર અનુગ્રહ મેળવવા ભાગ્યશાલી થાય છે.

પાષાણને પ્રભુરૂપ માની જો પરમપ્રેમથી તેમનું આરાધન કરવામાં આવે તો તે પાષાણમાં રહેલા પ્રભુ પણ તે પ્રેમી આરાધકપર કૃપા કરે છે, તો પ્રભુનું સ્વરૂપ શાસ્ત્રાદિ-થી જાણી તેમનું પરમપ્રેમથી કોઇ આરાધન કરે તો તે આરાધકપર પ્રભુ પોતાનો અપાર અનુગ્રહ કેમ ન દર્શાવે ?

કોઈ પણ વસ્તુનો મહિમા સમજાયા વિના તેમાં પ્રેમ પ્રકટતો નથી એ નિયમાનુસાર જો પ્રભુનો મહિમા સમજાય તોજ પ્રભુમાં પ્રેમ પ્રકટે, અર્થાત્ મનુષ્યને જેટલા પ્રમાણમાં પ્રભુનો મહિમા સમજાય તેટલા પ્રમાણમાં તેના મનની અંતર પ્રભુને વિષે પ્રેમ પ્રકટે છે.

ઉત્તમ વસ્તુ ઉત્તમ પાત્રને અર્પણ કરવી એમાં અર્પણ કરનારની બુદ્ધિમત્તા જણાય છે. આ વિશ્વમાં પ્રેમ અત્યુત્તમ વસ્તુ ગણાય છે, માટે વિવેકી મનુષ્યે પોતાના અંતઃકરણમાં પ્રકટતો પ્રેમ પ્રેમવડે પ્રસન્ન થનારા પ્રભુનેજ દીનતાવડે તથા હૃદયના ઉમળકાવડે અર્પણ કરવો જોઇએ.

વ્યવહારમાં જે મનુષ્યનો જે મનુષ્યપર કપટરહિત પ્રેમ પ્રકટે છે તે મનુષ્ય પોતાના પ્રેમના પાત્રમાટે પોતા-પણું ભૂલી જાય છે, તો પરમાર્થમાં જો મનુષ્યનો પરમાત્મા-

પર કપટરહિત સ્વાર્થશૂન્ય પ્રેમ પ્રકટે તો તે મનુષ્ય પોતાપણું કેમ ન ભૂલે ? અવશ્ય ભૂલેજ.

ભાંગનો, ગાંજાનો ને મદિરાનો મદ જો મનુષ્યના મનનું ભાન ભૂલાવે છે તો પ્રભુપરના પ્રેમનો મદ પ્રભુપ્રેમીના મનનું ભાન કેમ ન ભૂલાવે ?

પ્રેમ એ પ્રભુની પાસે લઈ જનારું તીવ્રગતિવાળું સુદૃઢ વાહન છે. એ વાહનપર જેમણે શુદ્ધ ભાવથી આરોહણ કર્યું હોય તેમની આ લોકની ને પરલોકની મમતા છૂટી જાય છે, તેઓ વ્યવહારમાં કનિષ્ઠવર્ણવાળા હોય, કુલહીન હોય, ધનહીન હોય, કુરૂપ હોય, નાની વયના હોય ને વિદ્યાહીન હોય તોપણ પરમાત્માની પાસે સુખપૂર્વક શીઘ્ર પહોંચી જાય છે. તેમને માર્ગમાં કોઈ પણ પ્રકારનું વિઘ્ન નડતું નથી, ને તેમનો કેમે કરીને પૂરો ન થાય એવો લાંબો ને બહુ કંટાળાભરેલો ભવપ્રવાસ સમાપ્ત થાય છે.

શ્રીમહેશ્વર પોતાના મસ્તકપર તલ ચઢાવવાથી પ્રસન્ન થાય છે, કેમકે તે તલમાં તેલ ( સ્નેહ-પ્રેમ ) રહેલ છે, શ્રીકૃષ્ણને માખણ બહુ પ્રિય છે, કેમકે તેમાં ઘી ( સ્નેહ-પ્રેમ ) રહેલ છે, અને હનુમાનજી પોતાના ઇષ્ટદેવ શ્રીરામ-લક્ષ્મણને પોતાના ખભાપર બેસારે છે, અને તેલને ( પ્રભુને પહોંચાડનાર સ્નેહને-પ્રેમને ) પોતાના મસ્તકપર ધારણ કરી પોતાના ઇષ્ટદેવના કરતાં પણ પ્રેમને બહુ માન આપે છે.

જેમ સ્નેહવિનાનું ( ઘીવિનાનું ) ભોજન લુખું ગણાય

છે તેમ સ્નેહવિનાનું ( પ્રેમવિનાનું ) શાસ્ત્રોક્તકર્મ, પ્રભુભક્તિ કે વેદાંતશ્રવણ પણ લુખાં ગણાય છે.

પ્રભુની પ્રાપ્તિ અવ્યભિચારી વિશુદ્ધપ્રેમવિના થતી નથી, ને અવ્યભિચારી વિશુદ્ધ પ્રેમની પ્રાપ્તિ પ્રભુની કૃપાવિના થતી નથી.

પ્રભુપ્રતિના શ્રદ્ધાવાળા અડગ વિશુદ્ધપ્રેમથી મનુષ્યનું જીવન સુખમય થઈ જાય છે, ને તેવા પ્રેમવિનાનું મનુષ્યનું જીવન ઊજડ રણના જેવું નીરસ–ઉદાસીન–પ્રતીત થાય છે.

જો સ્નેહહીન ( ચિકાશવિનાનું–બરડ ) લાકડું પણ આ સંસારમાં સારા કામમાં વાપરવાયોગ્ય ગણાતું નથી, તો પછી સ્નેહહીન (પ્રેમવિનાનું) માણસ આ સંસારમાં શા કામનું છે ?

વાણીમાં રહેલો પ્રેમ સાધારણ ફલ આપે છે, મનમાં રહેલો પ્રેમ તેથી વધારે ફલ આપે છે, ને પ્રાણમાં રહેલો પ્રેમ સૌથી વધારે ફલ આપે છે.

પ્રેમના પ્રમાણમાં પ્રેમ રાખનારને સુખ મળે છે. જે પ્રભુભક્ત પરમાત્માનો સારા મનુષ્યના જેવો સાધારણ મહિમા સમજી તેઓમાં સાધારણ સગાંવહાલાંજેવો પ્રેમ રાખે છે તે ભક્તના અંતઃકરણમાં પરમાત્મસંબંધી સાધારણ લૌકિકસુખના જેવા સુખનો આવિર્ભાવ થાય છે; જે ભક્ત પરમાત્માનો મધ્યમ પ્રકારનો–દેવના જેવો–મહિમા જાણી તેઓમાં મધ્યમ પ્રકારનો ( નિકટનાં સગાંઓના જેવો ) પ્રેમ રાખે છે તે ભક્તના અંતઃકરણમાં પરમાત્મસંબંધી મધ્યમ પ્રકારના (દૈવી)

સુખનો આવિર્ભાવ થાય છે; અને જે ભક્ત પરમાત્માનો અલૌકિક મહિમા સમજી તેમનો શાસ્ત્રમાં કહેલો મહિમા જાણી તેઓમાં પોતાના આત્માના જેવો ઉત્તમ પ્રકારનો એટલે નિઃસીમ પ્રેમ રાખે છે તેમના અંતઃકરણમાં પરમાત્મસંબંધી નિરવધિ સુખનો આવિર્ભાવ થાય છે. નિરવધિ સુખની ઇચ્છા રાખનારે પ્રભુમાં નિરવધિ પ્રેમ રાખવો જોઇએ.

મૂઢ ભક્ત પોતાનું ઇચ્છિત પ્રાપ્ત કરવા પ્રભુમાં પ્રેમ રાખે છે, ને જો પોતાનું ઇચ્છિત પ્રાપ્ત ન થાય તો તે પ્રભુનો ધોખો કરે છે; મધ્યમ પ્રકારનો ભક્ત પોતાનું ઇચ્છિત પ્રાપ્ત કરવા ને પ્રભુને પ્રસન્ન કરવા પ્રભુમાં પ્રેમ રાખે છે, ને પછી જો પોતાનું ઇચ્છિત પ્રાપ્ત ન થાય તો તે પ્રભુનો ધોખો નહિ કરતાં પોતાના શુભકર્મની ન્યૂનતા જોઈ પોતાના મનને પ્રસન્ન રાખે છે; અને પ્રૌઢ ભક્ત પ્રભુની અમોઘ કૃપાવિના આ લોકનું કે સ્વર્ગાદિનું કાંઇ પણ સુખ કે સુખનું સાધન નહિ ઇચ્છતાં પ્રભુમાં અગાધ પ્રેમ રાખે છે. આવો જે પ્રૌઢ ભક્ત તેજ પરમાત્માનો અનન્ય-ભક્ત કે ઐકાંતિકભક્ત કહેવાય છે.

જલ વહાણને અવશ્ય તારશે એવા **વિશ્વાસે** નાવિકો વહાણમાં બેસી સમુદ્રાદિમાં પ્રવાસ કરે છે. પ્રભુમાં વિશ્વાસ રાખવાથીજ માણસ પ્રભુની ભક્તિ કરી શકે છે, અને તે આ ભવસાગર સુખપૂર્વક તરી શકે છે. અપાર સામર્થ્યવાળા પ્રભુ મારું અવશ્ય રક્ષણ કરશે એવા વિશ્વાસથી મનુષ્યનું

મન નચિંત રહે છે. શ્રદ્ધાવિનાનું હૃદય વ્યાકુલ ને દુઃખી રહે છે, અને શ્રદ્ધાવાળું હૃદય શાંત ને સુખી રહે છે. જે મનુષ્યના હૃદયવિષે પ્રભુમાં, પોતાના સદ્ગુરુમાં ને મોક્ષનિરૂપક શાસ્ત્રમાં વિશ્વાસ હોય છે તે મનુષ્યના હૃદયમાં પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવામાં ઉત્તમ પ્રકારનો ઉત્સાહ પ્રકટે છે. જે મનુષ્યના હૃદયમાં પ્રભુમાં, પોતાના સદ્ગુરુમાં ને મોક્ષનિરૂપક શાસ્ત્રમાં વિશ્વાસ હોતો નથી તે મનુષ્યના હૃદયમાં પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવામાં શુભપ્રવૃત્તિના હેતુરૂપ ઉત્સાહ પ્રકટતો નથી. વિશ્વાસવાળું હૃદય દેવજેવું પવિત્ર ને પરાક્રમી હોય છે, ને વિશ્વાસવિનાનું હૃદય મલિન ને મુડદાલજેવું હોય છે. પ્રભુની અનન્યભક્તિ કરવા ઇચ્છનારા મનુષ્યો પ્રભુપાસે સાચા ભાવથી તેમની આજ્ઞામાં વિશ્વાસ રાખવાનું બલ માગે છે, બીજું કાંઇ માગતા નથી. જેમ હાથીના પગલામાં સર્વ પ્રાણીઓનાં પગલાં સમાઇ જાય છે તેમ પ્રભુમાં રાખેલા વિશ્વાસમાંસર્વ શુભ સાધનો ને સર્વ શુભ ફલો સમાઈ જાય છે.

**નિઃસ્પૃહતા** મનુષ્યના મનને સહજસુખનો અનુભવ કરવાની યોગ્યતાવાળું કરે છે, ને દૃશ્ય પ્રાણિપદાર્થની સ્પૃહા મનુષ્યના મનને સહજસુખથી દૂર લઈ જઈ તેને ચંચલ ને દુઃખી કરે છે. દૃશ્ય પ્રાણિપદાર્થની સ્પૃહા મનુષ્યના મનને દીન તથા દુઃખી કરી નાંખે છે, અને સ્પૃહારહિતતા મનુષ્યના મનને સ્વતંત્ર ને પ્રસન્ન રાખે છે. મનુષ્યના

મનમાં જ્યારે કોઈ પણ પ્રાણીની કે કોઈ પણ પદાર્થની સ્પૃહા ઉપજે છે ત્યારે તે મનુષ્યનું મન વ્યાકુલ ને ગાંડા-જેવું થઈ જાય છે, અને તે પરમાર્થનાં સાધનોના સેવનમાં ને પ્રાપ્તવ્યવહાર સંભાળવામાં સ્થિર ને સાવધ રહી શકતું નથી. દૃશ્યની સ્પૃહાનો ઉદય થવાથી મનુષ્યનું મન તેજોહીન ને ભયગ્રસ્ત થાય છે. મનુષ્યનું મન જેમ જેમ સ્પૃહારહિત થતું જાય છે તેમ તેમ તે મનુષ્યના મનમાં શાંતિ, પ્રસન્નતા, ધૈર્ય, વૈરાગ્ય, જ્ઞાન ને ઐશ્વર્ય વધતાં જાય છે. મનુષ્યના મનની જ્યારે સર્વ સ્પૃહાઓ નિવૃત્ત થઈ જાય છે ત્યારે તે મનુષ્ય લૌકિક મનુષ્ય નહિ રહેતાં ઈશ્વરરૂપ વા બ્રહ્મરૂપ થાય છે. સ્પૃહારહિતતા એજ ઉત્તમ પ્રકારનો વૈરાગ્ય ને એજ ઉત્તમ પ્રકારનો સંતોષ છે. મનુષ્યજીવન ક્ષણભંગુર છે, અને સ્પૃહાઓ ભૂતના ભડકાજેવી ચંચલ ને અનંત છે એમ સમજી ઉત્તમ મુમુક્ષુઓ આ લોકના વિષયોની ને સ્વર્ગના વિષયોની સ્પૃહાનો પરિત્યાગ કરી સહજસુખમાં વા સ્વરૂપભૂતસુખમાં સુસ્થિર રહેવા પ્રયત્નશીલ રહે છે.

મુમુક્ષુએ સર્વદા **સહનશીલ** રહેવું જોઇએ. આ વિશ્વ પ્રતિકૂલતાઓથી ભરેલું છે. જે મનુષ્ય પ્રતિકૂલતા પ્રાપ્ત થયે ગભરાઈ જાય, ચિંતા કરવા લાગે, કે વિલાપ કરવા લાગે તેનાથી આ વિશ્વમાં સુખપૂર્વક રહી શકાય નહિ. જે મનુષ્ય પ્રતિકૂલતાની પ્રાપ્તિ થયે ગભરાઈ જતો નથી, ચિંતા કરતો નથી, વિલાપ કરતો નથી, પણ તે પ્રતિ-

કૂલતાની નિવૃત્તિમાટે યોગ્ય ઉપાય કરે છે, પોતાના મનને પરમાત્માના સ્મરણુધ્યાનમાં જોડે છે, અને પ્રભુ જે કરે છે તે મારા સારાસારુ હશે એમ વિશ્વાસ રાખી સ્વસ્થ રહે છે તે મનુષ્યજ આ જગત્‌માં સુખપૂર્વક રહી શકે છે. મુમુક્ષુએ પૃથ્વી, પર્વત ને વૃક્ષપાસેથી સહનશીલતાનો પાઠ શીખવો જોઇએ. પૃથ્વીપર મનુષ્યાદિ પોતાનાં મલમૂત્રાદિ તથા કચરો નાંખે છે, માટી, પાષાણુ ને સુવર્ણાદિ ધાતુઓ અને રત્નાદિમાટે મનુષ્યો તેને અનેક ઠેકાણે ખોદે છે, તથા તેના ઉપર હરેફરે છે, ને સૂએ છે, તોપણુ તે ક્રોધ નહિ કરતાં તે સર્વ દુઃખોને પ્રસન્નતાથી સહન કરે છે; પર્વતને પણુ પાષાણુાદિમાટે મનુષ્યો ખોદે છે, તથા તેને આશરે રહેલાં વનોને મનુષ્યો સળગાવે છે, છતાં તે ક્રોધને વશ નહિ થતાં પ્રસન્નપણે તે સર્વ સહન કરે છે; અને વૃક્ષોને લોકો કાપે છે, તેનાં પાંદડાં, ફૂલ ને ફલો ત્રોડે છે, અને તેની ડાળો ત્રોડી નાંખે છે, છતાં તે ક્રોધને વશ નહિ થતાં તે સર્વ પ્રસન્નતાથી સહન કરે છે, ને પોતાનો અપકાર કરનારને પણુ પોતાની છાયાનીચે બેસવાની ના પાડતાં નથી. સહનશીલતાથી પુણ્યસંસ્કારોની વૃદ્ધિ થાય છે, ને પાપસંસ્કારોની નિવૃત્તિ થાય છે. દુષ્ટ મનુષ્યોનાં વચનો ઝેર પાયેલાં બાણોના કરતાં પણુ વધારે દુઃખદ ગણાય છે. એવાં અતિદુઃખદ કુવચનોને જે પ્રસન્નતાથી સહન કરી શકે છે તેજ સંત કહેવાય છે, એ ગુણુ મેળવ્યા

વિના માત્ર ભગવાં વસ્ત્રો પહેરનારા સાચા સંત કહેવાતા નથી.

જેમ ઢોર ભૂખને સહન કરે છે તેમ સુખેચ્છુ મનુષ્યે પોતાના પ્રારબ્ધકર્મવશાત્ પોતાને પ્રાપ્ત થયેલા કોઇ પણ પ્રકારના દુઃખને પરમાત્માના સ્મરણધ્યાનવડે, વિવેકવડે ને આત્માના અસંગપણાના વિચારવડે સહન કરતાં શીખવું જોઈએ.

પોતાને કોઈ રોગવડે દુઃખાનુભવ થાય, પોતાનાં નિકટનાં પ્રિય સગાંઓમાંથી એકને કે અનેકને મંદવાડની પ્રાપ્તિ થાય, ધનહાનિ થાય, લોકો અપમાન કરે, પ્રયત્ન કર્યા છતાં ધનધાન્યની જોઈએ તેટલી પ્રાપ્તિ ન થાય, દેણ-દારો લેણા પૈસા ન આપે, શરીરનું સામર્થ્ય ક્ષીણ થવા લાગે, અને અન્નપાનની તાણ પડવા લાગે તો તે વેલાએ પણ પરમાત્માના સ્મરણધ્યાનવડે, વિવેકવડે, આત્માના અસંગપણાના વિચારવડે તથા પાપકર્મના બલવાન્પણાના વિચારવડે સુખેચ્છુ મનુષ્યે પોતાના મનને સહનશીલ રાખવું જોઇએ.

વહુઓ, દીકરીઓ, વિધવાઓ, પુત્રો, વિદ્યાર્થીઓ ને નોકરો જેમનું જીવન ન્યૂનાધિક અંશે પરાધીન હોય છે તેમણે તો અવશ્ય સહનશીલતા રાખવી જોઈએ, પોતાનામાં જે દોષ હોય તે ત્યજવા જોઈએ, ને શુભગુણો મેળવવા જોઈએ. એમ કરવાથી પરાધીન જીવનવાળાને ઠપકો સાંભળવા-ના પ્રસંગો ન્યૂન આવશે.

સહનશીલતા એ એક પ્રકારનું તપ છે. એ તપ-વડે મનુષ્ય પોતાનો અભ્યુદય કરી શકે છે, ને નિઃશ્રેયસ-માં આગળ વધી શકે છે. જે અસહનશીલ હોય છે તેના-થી વ્યવહાર કે પરમાર્થ એ બેમાંનો એક પણ પુરુષાર્થ સાધી શકાતો નથી.

પાપસંસ્કારોને વશ થયેલાં માણસો સજ્જનોનું અપ-માન કરે છે, તેમને ન કહેવાયોગ્ય અનુચિત વચનો કહે છે, તેમને તાડન કરે છે, અને બીજાં દુષ્ટ માણસોદ્વારા તેમને અડચણ કરાવે છે, છતાં સહનશીલ મનુષ્યો આ બધું મનઃકલ્પિત છે, ને મારા આત્માની સાથે તેનો કાંઈ પણ સંબંધ નથી એમ સમજી પોતાની પ્રસન્નતાનો ભંગ થવા દેતા નથી.

ગ્રહ, પનોતી, ભૂત, પ્રેત, યક્ષ કે રાક્ષસ મને પીડા કરવા સમર્થ નથી, તો પછી મનુષ્ય કે પશ્વાદિ મને શી રીતે પીડા કરી શકે ? હું આત્મા છું, શરીરાદિથી ભિન્ન ને અસંગ છું. જેમ આકાશને ધૂળ, ધૂમાડો કે ધૂમસ અડચણ કરી શકતાં નથી તેમ હું જે આત્મા છું તેને રોગ, મનુષ્ય કે દેવાદિ અડચણ કરી શકતાં નથી. આવા વિચારોવડે સહનશીલ જ્ઞાની સુપ્રસન્ન રહે છે.

દયા સર્વ ધર્મના મૂલરૂપ ગણાય છે. દયાના સદ્‌ભાવ-થી અંતઃકરણ કોમલ રહે છે. દયાળુ મનુષ્ય પોતાનું અંતઃકરણ પવિત્ર કરી સર્વત્ર ગૂઢરૂપે રહેલા બ્રહ્મનો સાક્ષાત્-

કાર કરવા સમર્થ થાય છે. દયાવડે મનુષ્ય ભેદભાવની નિવૃત્તિ કરી અભેદભાવની પ્રાપ્તિ કરવા સમર્થ થાય છે. જિજ્ઞાસુએ સર્વ દુઃખી પ્રાણીઓના ઉપર દયા રાખી તેમનું દુઃખ પોતાનાથી જેટલું દૂર કરી શકાય એટલું દૂર કરવા યોગ્ય પ્રયત્ન કરવો જોઈએ. જે મનુષ્ય અન્ય પ્રાણીઓપર દયા રાખે છે તેની સાથે તે અન્ય પ્રાણીઓ સ્નેહભાવથી વર્તે છે. દયાલુ મનુષ્ય ચૌદ લોકમાંનાં સર્વ પ્રાણીઓને પોતાના કુટુંબનાં માણુસોના જેવાં ગણી તેમના ઉપર નિર્મલ દયા ને સ્નેહ રાખે છે. નિર્દય મનુષ્ય રાક્ષસજેવો ગણાય છે. તે જે તે પ્રાણીનું અનિષ્ટ ઇચ્છે છે, તેનું અનિષ્ટ કરવા પ્રકટ અપ્રકટ પ્રયત્ન કરે છે, ને જો પોતાનાથી બની શકે તો તેનું અનિષ્ટ પણ કરે છે. નિર્દય મનુષ્ય જગત્‌ના વૈરીરૂપ ગણાય છે. તે ક્રૂર વિચારવડે ને ક્રૂર કર્મવડે પોતાના અંતઃકરણમાં પાપસંસ્કારો પાડ્યા કરે છે, અને તે પાપ-સંસ્કારોના ફલરૂપે તે આ લોકમાં ને પરલોકમાં દુઃખનો અનુભવ કરે છે. ક્રૂર મનુષ્યનું મન, ઇંદ્રિયો ને શરીર ન્યૂનાધિક તપ્યા કરે છે. જે બીજાના ઉપર નિર્દય થાય છે તેના ઉપર અન્ય પ્રાણીઓ પણ નિર્દય થાય એ સ્વાભાવિક છે. જે મનુષ્ય અન્ય પ્રાણીઓના ઉપર નિર્દયતાથી વર્તે છે તેને પરમદયાલુ પરમાત્માની પાસેથી દયા માગવાનો હક રહેતો નથી. નિર્દયતાના પરિણામમાં નિર્દય મનુષ્યને સમય આવે બંધન, છેદન, ભેદન ને વધ પ્રાપ્ત થવાનો સંભવ

હોવાથી સુખેચ્છુ મનુષ્યે નિર્દયતાનો સર્વથા પરિત્યાગ કરી દયાલુ થવું જોઈએ.

**વિષમદર્શન** પરિતાપક છે, ને **સમદર્શન** શાંતિપ્રદ છે. સર્વ પ્રાણીઓ સુખને ઇચ્છે છે, કોઇ પણ પ્રાણી દુઃખને ઇચ્છતું નથી. વિષમદર્શન વિષમવૃત્તિના હેતુરૂપ થઈ વિષમદૃષ્ટિવાળા મનુષ્યને પ્રતિકૂલ પ્રતીત થતા દુઃખમાં જોડે છે, માટે સુખેચ્છુએ વિષમદર્શનનો ને વિષમવૃત્તિનો દૃઢતા રાખી પરિત્યાગ કરવો જોઇએ.

અહીં નાનાવિધ નામરૂપવાળા પ્રાણિપદાર્થો જે એકબીજાથી પૃથક્ પ્રતીત થાય છે, તે સર્વમાં અસ્તિ, (છે,) ભાતિ (જણાય છે) અને પ્રિય (પ્રથમની પ્રતીતિએ ઉદ્ભવતું સુખ) એ સ્વભાવ સમરૂપે રહેલ છે, અર્થાત્ એ અસ્તિ, ભાતિ ને પ્રિય અથવા સત્, ચિત્ ને આનંદ એ સ્વભાવવાળું બ્રહ્મ સર્વત્ર સમરૂપે રહેલું છે. જે મનુષ્ય શત્રુમિત્રમાં અને અનુકૂલપ્રતિકૂલ મનાતા પ્રાણિપદાર્થમાં પોતાના મનને સમભાવવાળું કરે છે તે મનુષ્ય સર્વ પ્રાણિપદાર્થમાં અધિષ્ઠાનરૂપે રહેલા સચ્ચિદાનંદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. બ્રહ્મનો સાક્ષાત્કાર થયે તે મનુષ્ય સર્વ પ્રકારના કર્તવ્યના અવધિને પામે છે. મનુષ્યને જ્યાંસુધી કોઈ પણ પ્રકારનું કર્તવ્ય અવશેષ રહે છે ત્યાંસુધી તેનું મન વિક્ષેપવાળું રહે છે, ને તેથી તેને શાશ્વતી શાંતિ પ્રાપ્ત થતી નથી.

સર્વત્ર અધિષ્ઠાનરૂપે—વિવર્તોપાદાનકારણરૂપે—રહેલા સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મનું સંશયવિપર્યયથી રહિત સ્પષ્ટ દર્શન થવું તે સમ્યગદર્શન વા પરમાર્થદર્શન છે. એ સમ્યગ્દર્શનવડે ભ્રાંતિદર્શન નિવૃત્ત થતાં તે મનુષ્ય બ્રહ્મદર્શી થઈ બ્રહ્મસ્વરૂપે સ્થિત થાય છે. સર્વત્ર સમદર્શન એજ જ્ઞાન, એજ યોગ ને એજ ભક્તિ છે. એ સમ્યગ્દર્શન મનુષ્યજીવનનું ક્ષણભંગુરપણું તથા દૃશ્યનું ક્ષણવિનાશીપણું નક્કી કરવાથી પ્રાપ્ત થાય છે.

મનુષ્યનું જીવન **ક્ષણિક** છે. વિવેકીઓ તેનું સ્થાયીપણું માનતા નથી. દર્ભની અણીપર પ્રતીત થતા ઝાકળના પાણીના ટીપાના સ્થાયીપણાનો અને પાણીના પરપોટાના સ્થાયીપણાનો જેમ મનુષ્યો વિશ્વાસ રાખતા નથી તેમ વિવેકીઓ મનુષ્યશરીરના સ્થિરપણાનો વિશ્વાસ રાખતા નથી.

જેમ સંધ્યાનું ખીલવું ને તેની શોભા ક્ષણિક છે, જેમ મેઘધનુષની પ્રતીતિ ક્ષણિક છે, જેમ અંતઃકરણની વૃત્તિઓ ક્ષણિક છે, અને જેમ ચોમાસામાં ઉપજતા ક્ષુદ્ર જંતુઓનું જીવન ક્ષણિક છે, તેમ મનુષ્યોનું જીવન પણ ક્ષણિક છે.

મનુષ્યજીવનપર કાલ સતત ટાંપી રહ્યો છે. તે કયે સમયે મનુષ્યના જીવને પકડી લેશે તે કહી શકાતું નથી. પ્રત્યેક ક્ષણે તેના તરફનું મનુષ્યને ભય છે.

જેમ પાણીમાં નાંખેલું માટીનું કાચું વાસણ કે પતાસું ક્ષણે ક્ષણે ગળતું જાય છે તેમ મનુષ્યનું શરીર ક્ષણે ક્ષણે

પરિણામ પામતું જાય છે. જેમ નદીઓનો પ્રવાહ વેગથી સમુદ્રભણી દોડતો જાય છે તેમ ઉત્પન્ન થયેલા પ્રાણિપદાર્થો વેગથી વિનાશરૂપ કાલભણી દોડતા જાય છે.

જેમ સર્વ પ્રકારનો મોલ કપાવાને માટેજ ખેતરમાં ઉપજે છે તેમ અહીં સર્વે પ્રાણિપદાર્થો વિનાશ પામવાને માટેજ ઉપજે છે.

જેમ પુષ્પો ખીલીને કરમાઇ જાય છે, ને જેમ કુંપળીઓ પાંદડાં થઇને ખરી જાય છે, તેમ મનુષ્યો ઉપજી, સ્થિતિ કરી, મરી જાય છે. જે ઉપજે છે તે મરે છે. અહીં કોઈ મનુષ્ય અમર રહેતો નથી.

જેમ સૂર્ય, ચંદ્ર, ગ્રહ ને નક્ષત્રાદિ તારામંડલ ઊગે છે, આકાશના મધ્યભાગમાં આવે છે, ને અસ્ત પામે છે, તેમ મનુષ્યાદિ પ્રાણી જન્મે છે, પ્રારબ્ધકર્મપ્રમાંણે અહીં સ્થિતિ કરે છે, અને પ્રારબ્ધકર્મની સમાપ્તિએ મરણ પામે છે.

જેમ રવિવાર આદિ વારો, શુક્લાદિ પક્ષ, કાર્તિકાદિ માસો, વસંતાદિ ઋતુઓ, ઉત્તરાયણાદિ અયન, પ્રભવાદિ સંવત્સર ને કૃતાદિ યુગો ક્રમપૂર્વક આવેજાય છે તેમ મનુષ્યો ઉત્પન્ન થાય છે, ને મરે છે. ઉત્પત્તિનાશવાળા આ જગત્‌માં કોઇ પ્રાણિપદાર્થ અવિનાશી નથીજ.

ચોમાસામાં વહેતી નાની નદીઓ જેમ ઊનાળામાં સૂકાઈ જાય છે, ચોમાસામાં ભરેલાં જણાતાં તળાવડાં ને કેટલાંક તળાવો જેમ ઊનાળામાં સૂકાઈ જાય છે, ઊનાળામાં

લીલાછમ જણાતા જવાસા જેમ ચોમાસામાં સૂકાઇ જાય છે, ઊનાળામાં પાંદડાંથી ભરપૂર જણાતા આકડા જેમ ચોમાસામાંપાંદડાંવિનાના થઇ જાય છે,ચોમાસામાં પાંદડાંથી ભરપૂર જણાતાં કેટલાંક ઝાડો જેમ પાનખર ઋતુમાં પાંદડાંવિનાનાં થઈ જાય છે, ને વસંતમાં કેસુડાંથી ભરેલા ખાખરા જેમ સમય જતાં કેસુડાંથી રહિત થઇ જાય છે, તેમ પ્રારબ્ધકર્મથી જન્મેલાં માણસો તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ અવશ્ય મરણનું શરણ ગ્રહણ કરે છે. આ ચલાયમાન જગત્માં અચલપણાની આશા ક્યાંથી રખાય?

મનુષ્યશરીરનું રૂપ ને યૌવન પણ **ક્ષણિક** છે. જેનું રૂપ જોતાં નેત્રોને તૃપ્તિ થતી ન હોય એવા મનુષ્યના શરીરનું રૂપ રોગાદિથી જોવું ન ગમે એવું થઇ જાય છે, અને જુવાનીની પછી આવતી વૃદ્ધાવસ્થા જુવાનીની શોભાને અશોભાના રૂપમાં ફેરવી નાંખે છે. રૂપ અને યૌવન-ની પેઠે મનુષ્યશરીરનું સામર્થ્ય પણ ક્ષણિક છે. અહીં સર્વ દૃશ્ય ક્ષણિક છે. જે ક્ષણિક છે તેમાં સ્થાયીપણાનો ભ્રમ જિજ્ઞાસુએ રાખવો નહિ.

સ્વપ્નમાં પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થો જેમ ક્ષણિક છે તેમ જાગ્રત્માં પ્રતીત થતા પ્રાણિપદાર્થો પણ ક્ષણિક છે. જેમ સ્વપ્નમાં કોઈ મનુષ્યને રાજ્ય, ધન, સુંદર સ્ત્રી કે અતિમાન મળ્યાનું ભાન થાય તે સ્વપ્નમાંજ સત્યરૂપે જણાય છે, પણ જ્યારે તે જાગે છે ત્યારે તેને પોતાની પાસે તેમાંનું

કાંઈ પણ પ્રતીત થતું નથી, તેમ જાગ્રદવસ્થામાં પ્રાપ્ત થયેલું રાજ્ય, ધન, સુંદર સ્ત્રી અને અતિમાન સ્વપ્નાવસ્થામાં, સુષુપ્ત્યવસ્થામાં ને તુર્યાવસ્થામાં પ્રતીત થતું નથી. જાગેલાં મનુષ્યોને જેમ સ્વપ્નમાં પ્રતીત થયેલા સર્વ પ્રાણિપદાર્થોના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે તેમ વિવેકી પુરુષો જાગ્રતમાં પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થોને મિથ્યા જાણે છે.

જેમ મનોરાજ્યમાં મનવડે પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થો મિથ્યા છે તેમ જાગ્રત્‌માં નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થો પણ મિથ્યા છે. જેમ મનોરાજ્યમાં પ્રતીત થયેલા પ્રાણિપદાર્થો પુનઃ પ્રતીત થતા નથી તેમ જાગ્રત્‌માં પણ નાશ પામેલા પ્રાણિપદાર્થો પુનઃ પ્રતીત થતા નથી. વિવેકી પુરુષો જાગ્રત્‌માં પ્રતીત થતા આ સંસારને મનમાં પ્રતીત થતા મનોરાજ્યથી વિલક્ષણ સમજતા નથી, તેથી તેઓને આ સંસાર પ્રતીત થાય છે, છતાં તેઓ તેમાં સત્યપણાની બુદ્ધિ રાખતા નથી.

વિવેકી મનુષ્યો આ સંસારને ઇંદ્રજાલના જેવો ભ્રમણાથી પ્રતીત થતો એટલે **મિથ્યા** માને છે. માયાવી જેમ અસત્ય વસ્તુઓને સત્યરૂપે દેખાડે છે તેમ અઘટિતઘટના કરવામાં ચતુર માયા પણ અસત્ય પદાર્થોને સત્યરૂપે પ્રતીત કરાવે છે. સમજુ મનુષ્યો જેમ ઇંદ્રજાલના પદાર્થોને સત્ય માની તેમાં લુબ્ધ થતા નથી, પણ ઉદાસીનજેવા રહે છે તેમ વિવેકી મનુષ્યો આ નામરૂપાત્મક સંસારને સત્ય

માની તેમાં લુબ્ધ થતા નથી, પણ ઉદાસીનજેવા રહે છે.

પામર અને વિષયી મનુષ્યો જેમ પોતાના શરીરને સુંદર વસ્ત્રાલંકારવડે અલંકૃત કરે છે તેમ ઉત્તમ જિજ્ઞાસુ મનુષ્યો પોતાના અંતઃકરણને શાસ્ત્રોક્ત શુભગુણોવડે **અલંકૃત** કરે છે.

જેમ નિર્મલ આકાશ તારાગણવડે સુશોભિત જણાય છે તેમ ઉત્તમ જિજ્ઞાસુ મનુષ્યનું હૃદય સત્ત્વગુણના ધર્મરૂપ શુભગુણોવડે **સુશોભિત** જણાય છે.

જેમ નિર્મલ કાચ મનોહર જણાય છે, જેમ નિર્મલ જલ મનોહર પ્રતીત થાય છે, જેમ પવિત્ર વસ્ત્ર મનોહર પ્રતીત થાય છે, અને જેમ નિર્મલ આકાશ મનોહર પ્રતીત થાય છે, તેમ વિવેકી પુરુષોનાં શુભગુણોથી ભરેલાં અંતઃકરણો **મનોહર** પ્રતીત થાય છે.

અંતઃકરણની **પરમપવિત્રતા** મનુષ્યના જીવાત્માને પરમપવિત્ર પરમાત્માની સમીપ લઈ જવાના સામર્થ્યવાળી છે એમ સમજી વિવેકી મનુષ્યો પોતાના અંતઃકરણને પરમપવિત્ર રાખવા સર્વદા પ્રયત્નશીલ રહે છે.

પોતપોતાના પ્રાપ્તવ્યવહારનું નિર્દોષરીતે સેવન કરવાથી અને શાસ્ત્રોક્ત નિત્યકર્મનું આદરપૂર્વક યથાવિધિ સેવન કરવાથી મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ થાય છે, શુદ્ધ થયેલું અંતઃકરણ આત્મસ્વરૂપમાં એકાગ્ર થવાના સામર્થ્યવાળું થાય છે, અને આત્મામાં એકાગ્ર થવાના સામર્થ્ય-

વાળું થયેલું અંતઃકરણ ઉત્તરોત્તર વધારે વધારે સૂક્ષ્મ થઇ આત્મામાં ગળી જાય છે. અંતઃકરણનું આત્મામાં ગળી જવું એજ યોગ છે, અને એજ જ્ઞાન છે. અપવિત્ર, ચંચલ ને સ્થૂલ અંતઃકરણવાળા મનુષ્યથી પરમપવિત્ર, અતિસ્થિર ને અતિસૂક્ષ્મ આત્માનો સાક્ષાત્કાર કરી શકાતો નથી.

જેઓ સર્વ પ્રકારનાં દુઃખોથી અત્યંતરહિત ને પરમાનંદરૂપ સ્થિતિને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓ ધૈર્ય, જાગૃતિ ને ઉમંગ રાખી પોતાના અંતઃકરણને પવિત્ર, સ્થિર ને સૂક્ષ્મ કરવા સતત ઉદ્યોગી રહે છે.

જ્યારે મનુષ્યનું મન **વિષયતૃષ્ણાથી રહિત** થાય છે ત્યારે તે મન શીતલ, કૃતાર્થ ને પૂર્ણકામ થાય છે. જ્યાંસુધી મનુષ્યનું મન વિષયોની તૃષ્ણાથી તપ્યા કરતું હોય ત્યાંસુધી તે મનુષ્યના મનને સાચી શાંતિનો ને સાચા સુખનો અનુભવ થઈ શકતો નથી. જ્યાંસુધી મનુષ્યનું મન વિષયોને અસત્ય, તુચ્છ ને અપકારક ન સમજે ત્યાંસુધી તે મનુષ્યનું મન વિષયોનું ચિંતન કર્યા કરે છે, ને ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવ્યા કરે છે.

વર્ષાઋતુ પોતાના આગમનથી સર્વ પ્રાણીઓને આહ્લાદિત કરે છે, પૃથિવીને શીતલ કરે છે, પૃથિવીની ઉપરનાં વાતાવરણમાં ઊડતાં ત્રસરેણુઓને જલની ધારાવડે પૃથિવીપર નાંખી દે છે, પૃથિવીપરનાં વૃક્ષોનાં પાંદડાં નિર્મલ કરી તથા વૃક્ષોના મૂલનું, થડનું, ડાળોનું, ડાળીઓનું, પાંદડાંઓનું,

ફૂલોનું ને ફલોનું પોષણ કરી તેમને પુષ્ટ કરે છે, અને વાતાવરણમાં ઊડતાં ત્રસરેણુઓને દૂર કરી નાંખી દિશાઓની સ્વચ્છ પ્રતીતિ કરાવે છે. **બ્રહ્મવિદ્યા** પણ વર્ષાઋતુની પેઠેજ પોતાનો પ્રભાવ જણાવે છે. તે પોતાના આવિર્ભાવથી મનુષ્યાદિને સુપ્રસન્ન કરે છે, જે અંતઃકરણમાં બ્રહ્મવિદ્યાનો આવિર્ભાવ થાય છે તે અંતઃકરણને તે શીતલ કરે છે, તે અંતઃકરણમાં જે સૂક્ષ્મ મલિનવાસનાઓ રહી હોય તે સૂક્ષ્મ મલિનવાસનાઓને આત્મસ્વરૂપમાં વિલીન કરી દે છે, તે શુભવિચારનું ને શુભપ્રવૃત્તિનું પોષણ કરે છે, અને દૃશ્યને વિષય કરનારી મલિનવાસનાઓની નિવૃત્તિ થઈ જવાથી દશે દિશાઓમાં શાંતતેજોમય બ્રહ્મની સ્પષ્ટ પ્રતીતિ થાય છે.

ઊનાળાના તાપથી તપેલી ભૂમિ જેમ વૃષ્ટિ થવાથી શીતલ થાય છે તેમ **બ્રહ્મજ્ઞાની**ના અંતઃકરણમાં બ્રહ્મવિદ્યા-નામની અદ્ભુત વૃત્તિનો આવિર્ભાવ થવાથી પૂર્વ-અજ્ઞાનકાલમાં –ત્રિવિધતાપથી તપ્યા કરતું તેમનું અંતઃકરણ હવે અત્યંત શીતલ થઈ જાય છે. વૃષ્ટિના પડવાથી જેમ ભૂમિ તૃણાદિવડે લીલીછમ ને રમણીય થયેલી જણાય છે તેમ જ્ઞાનીના અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનનો આવિર્ભાવ થવાથી તેમનું અંતઃ-કરણ સુખપ્રદ અભયાદિ દૈવીસંપત્તિથી વિભૂષિત થઈ મનોહર પ્રતીત થાય છે. જેમ વૃષ્ટિના પડવાથી પૃથિવીપર પુષ્કલ અન્નની ઉત્પત્તિ થવાનો સંભવ જણાવાથી ને પુષ્કલ પાણી મળવાનો સંભવ જણાવાથી પૃથિવીપરનાં સર્વ પ્રાણીઓ પ્રસન્ન

થાય છે તેમ બ્રહ્મવેત્તાના હૃદયમાં બ્રહ્માનુભવનો આવિર્ભાવ થવાથી તેમના અંતઃકરણની સર્વ વૃત્તિઓ હવે અમને પૂરતી શાંતિ અને પૂરતું સુખ મળશે એમ જાણી પ્રસન્ન થાય છે. જેમ પૃથિવીપર વરસાદ પડવાથી વૃક્ષોનાં ને વેલા આદિનાં પાંદડાંપરની સૂક્ષ્મ ધૂળ ધોવાઈ જવાથી તે વૃક્ષો ને વેલા આદિ સુંદર જણાય છે તેમ મનુષ્યને બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિ થવાથી તે બ્રહ્મદર્શીના અંતઃકરણમાંનો ને ઇંદ્રિયોમાંનો રજોગુણરૂપ ને તમોગુણરૂપ મેલ ધોવાઈ જવાથી તેમના અંતઃકરણની ને ઇંદ્રિયોની શોભામાં વધારો થયેલો પ્રતીત થાય છે. વૃષ્ટિ થવાથી જેમ નદીઓ, સરોવરો, તળાવો ને વહેળાઓ –નાળાંઓ–જલથી ભરાઇ જાય છે તેમ બ્રહ્મનો અપરોક્ષાનુભવ થવાથી બ્રહ્માનુભવીના અંતઃકરણની ને ઇંદ્રિયોની પ્રત્યેક વૃત્તિઓ બ્રહ્માનંદથી ભરેલી પ્રતીત થાય છે. જેમ ભૂમિપર ધોધબંધ વરસાદ પડવાથી તે વેલા ભૂમિપર જ્યાં જુઓ ત્યાં એકલું જલજ પ્રતીત થાય છેતેમ બ્રહ્મનો દૃઢબોધ થવાથી બ્રહ્મજ્ઞને તેમના અંતઃકરણની વૃત્તિ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં એકલા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનુંજ ભાન થાય છે. જેમ પર્જન્ય પડવાથી પૃથિવી મનોહારિણી પ્રતીત થાય છે તેમ બ્રહ્મજ્ઞના અંતઃકરણપર બ્રહ્મસ્વરૂપનો પ્રકાશ પડવાથી તેમનું અંતઃકરણ જિજ્ઞાસુઓના અંતઃકરણને આકર્ષક પ્રતીત થાય છે. જેમ વરસાદ પડવાથી ભૂમિપર વરસાદની પૂર્વે જે જંતુઓ પ્રતીત થતા નહોતા તે જંતુઓ પ્રતીત થવા લાગે છે તેમ

બ્રહ્મવેત્તાના અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનનો પ્રાદુર્ભાવ થયા પહેલાં જે શુભ વિચારો પ્રતીત થતા નહોતા તે શુભવિચારો પ્રતીત થવા લાગે છે.-પ્રાદુર્ભાવ પામતા અનુભવાય છે. જેમ અનાવૃષ્ટિ પ્રાણીઓને દુઃખપ્રદ પ્રતીત થાય છે, ને યોગ્ય વૃષ્ટિ પ્રાણીઓને સુખપ્રદ પ્રતીત થાય છે, તેમ સ્વસ્વરૂપનું અજ્ઞાન મનુષ્યોને દુઃખપ્રદ પ્રતીત થાય છે, ને સ્વસ્વરૂપનું જ્ઞાન મનુષ્યોને સુખપ્રદ પ્રતીત થાય છે.

વસંતઋતુ પોતાના આગમનથી પ્રાણીઓના મનને ઉત્સાહવાળું કરે છે, અને તે વનની શોભાને વૃક્ષોપર આવેલાં નવાં પાંદડાંઓથી, પુષ્પોથી, ફ્લોથી અને સુગંધયુક્ત પુષ્પો-વાળી લતાઓથી ચેતોહર બનાવે છે. **બ્રહ્મવિદ્યા** પણ પોતાના આવિર્ભાવવડે જ્ઞાનીઓનાં મનને વસંતઋતુની પેઠે આનંદિત કરે છે, અને જ્ઞાનીઓના અંતઃકરણને, ઇંદ્રિયોને ને સ્થૂલ-શરીરને જિજ્ઞાસુઓના મનને હરનારાં બનાવે છે.

મુમુક્ષુએ પોતાની બુદ્ધિને પોતાના મનની ને પોતાની ઇંદ્રિયોની પ્રવૃત્તિની પૂરતી દેખરેખ રાખવાના બલવાળી રાખવી જોઇએ. પોતાનું મન ને ઇંદ્રિયો સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં સ્થિર નહિ રહેતાં વિષયોમાં ને તેનાં સાધનોમાં ભટકવા લાગે ત્યારે પોતાના મનને ને પોતાની ઇંદ્રિયોને આત્માભિમુખ કરી તે બંનેને પરમપ્રકાશથી ને પરમાનંદથી ભરી દેવાં જોઇએ. મુમુક્ષુનું મન ને ઇંદ્રિયો જો પરમપ્રકાશથી ને પરમાનંદથી ભરેલાં રહે તો મુમુક્ષુ કૃતાર્થ થાય છે. મનનું

તથા ઇંદ્રિયોનું બહિર્મુખપણું ઘણા કાલનું છે. તેમનું તે બહિર્મુખપણું દીર્ઘકાલ, અંતરાયવિના આદરપૂર્વક પ્રયત્ન કરવાથીજ શમે છે. મુમુક્ષુની શાસ્ત્રસંસ્કારવાળી બુદ્ધિ જ્યારે મુમુક્ષુના બહિર્મુખ મનને તથા મુમુક્ષુની બહિર્મુખ ઇંદ્રિયોને તીક્ષ્ણ ઉપાલંભ આપે છે ત્યારે માંડમાંડ તે બંને પોતપોતાનું બહિર્મુખપણું મૂકી દઈ અંતર્મુખ થાય છે. સ્વરૂપસુખમાં જ્યારે મન તથા ઇંદ્રિયો રત થાય છે ત્યારે મનને તથા ઇંદ્રિયોને સ્વરૂપસુખથી ભિન્ન તુચ્છ વિષયસુખ રુચતું નથી.

બ્રહ્મ સર્વવ્યાપક હોવાથી માયામાં, પૃથિવી આદિ પાંચ ભૂતોમાં, પ્રાણીઓમાં ને જડ ગણાતા ભૌતિકપદાર્થોમાં તે અધિષ્ઠાનરૂપે રહેલું છે, છતાં એકાંત, પવિત્ર ને ભયરહિત સ્થાનમાં તેનો સાક્ષાત્કાર કરવાની મુમુક્ષુને વધારે અનુકૂલતા આવે છે, તેથીજ મુમુક્ષુઓ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા–માટે એકાંત, પવિત્ર ને નિર્ભય સ્થલમાં નિવાસ કરે છે. એકાંત, પવિત્ર ને નિર્ભયસ્થાન મુમુક્ષુના મનની બહિર્મુખતા દૂર કરવામાં અને તેના મનની અંતર્મુખતા સંપાદન કરવામાં સાહાય્ય કરે છે. એવા સ્થાનમાં વસી મુમુક્ષુ પોતાના મનને આત્મક્રીડ તથા આત્મરતિવાળું કરી આત્માનો દૃઢ સાક્ષાત્કાર કરી શકે છે.

જ્યાં જિજ્ઞાસુના મનમાં તથા ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવનાર પ્રાણિપદાર્થોનો સદ્ભાવ ન હોય તે સ્થલ **એકાંત** કહેવાય છે. એવું સ્થલ જિજ્ઞાસુના મનના તથા ઇંદ્રિયોના

બાહ્યવેગને પાછા વાળી તે બંનેની વૃત્તિઓને અંતર્મુખ કરવામાં ઉપકારક થાય છે. આ સ્થૂલ એકાંતસ્થલ સમજવું. ગામની કે નગરની બહારનો ભાગ, પવિત્ર નદીઓનાં તીરો, પર્વતની ગુફાઓ ને પવિત્ર વનનો ભાગ આ સ્થૂલ એકાંતસ્થલ કહેવાય છે. સ્થૂલદૃશ્યથી મનની તથા ઇંદ્રિયોની વૃત્તિઓને પાછી વાળી ધ્યેયના સૂક્ષ્મસ્વરૂપમાં–પાંચ તન્માત્રામાંની કોઈ એક તન્માત્રાયુક્ત સ્વરૂપમાં,વા અગીઆર ઇંદ્રિયોમાંની કોઈ એક ઇંદ્રિયયુક્ત સ્વરૂપમાં, વા અહંકારયુક્ત સ્વરૂપમાં વા બુદ્ધિયુક્ત સ્વરૂપમાં, અર્થાત્ સૂક્ષ્મસૃષ્ટિમાં રહેલા સૂક્ષ્મદેવમાં મનની વૃત્તિઓને તથા ઇંદ્રિયોની વૃત્તિઓને સ્થિર કરી જિજ્ઞાસુએ રહેવું તે સૂક્ષ્મ એકાંતસ્થલમાં રહેવું સમજવું.

મનની વૃત્તિઓને તથા ઇંદ્રિયોની વૃત્તિઓને સ્થૂલસૂક્ષ્મ દૃશ્યથી પાછી વાળી કારણરૂપ દૃશ્યમાં અર્થાત્ માયાસહિત ચેતનરૂપ ઇશ્વરમાં તેમને સ્થિર કરી જિજ્ઞાસુએ રહેવું તે સૂક્ષ્મતર એકાંતસ્થલમાં રહેવું સમજવું.

માયાનાં સર્વ કાર્યો અને માયા એ સર્વનો બાધ કરી જિજ્ઞાસુએ પોતાના મનની વૃત્તિઓને સચ્ચિદાનંદઘન સૂક્ષ્મતમ બ્રહ્મમાં સ્થાપવી તે સૂક્ષ્મતમ એકાંતસ્થલમાં રહેવું સમજવું.

ઉપર જણાવેલાં એકાંતસ્થલોમાં ઉત્તરઉત્તરનું એકાંતસ્થલ પૂર્વપૂર્વના એકાંતસ્થલથી શ્રેષ્ઠ સમજવું.

ભૂમિપર રહેલાં તીર્થસ્થલો સ્વભાવથી કે પવિત્ર પુરુષોના

નિવાસથી પવિત્રસ્થલ ગણાય છે. ગામના, નગરના કે ગામની કે નગરની બહારના સ્થાનને જલવડે કે મૃત્તિકાયુક્ત જલવડે શુદ્ધ કરવાથી તે પણ પવિત્રસ્થલ મનાય છે.

ભૂર્લોકના કરતાં ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક ને સત્યલોક ઉત્તરોત્તર અધિકઅધિક પવિત્રલોક ગણાય છે. શુદ્ધસત્ત્વગુણરૂપ માયા વા પ્રકૃતિ સત્યલોકના કરતાં પણ વિશેષ **પવિત્રસ્થલ** ગણાય છે. સર્વસંગથી રહિત સૂક્ષ્મતમ પરમપવિત્ર બ્રહ્મ પરમપવિત્રસ્થલ છે એ વિનાકહેજ વિવેકીને સમજાય એમ છે.

પવિત્રસ્થલની અસર ત્યાં અનુકૂલમતિથી વસનાર મનુષ્યના અંતઃકરણપર થઇ તેને પવિત્ર કરવામાં સાહાય્ય કરે છે, ને પવિત્ર થયેલું અંતઃકરણ પવિત્ર બ્રહ્મના સાક્ષાત્કારમાં હેતુભૂત થાય છે.

સિંહ, વ્યાઘ્ર, દીપડા, ચિત્તા, રીંછ, ખુટડાં, નાર, હાથી, ગેંડા, જંગલી પાડા, જંગલી ભેંસ, જંગલી ગાય, નાગ, સાપ, વીંછી, કાનખજુરા, ઝાંઝરૂ, ચોર, બારવટીઆ, શત્રુ, ભૂત, રાક્ષસ ને યક્ષના સદ્ભાવવિનાનું સ્થલ **નિર્ભયસ્થલ** કહેવાય છે. ભૂર્લોકનાં નિર્ભયસ્થલોના કરતાં ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક ને સત્યલોક એ એક એકથી ચઢતાં નિર્ભયસ્થલ છે. માયાનો પ્રદેશ સત્યલોકના કરતાં વધારે નિર્ભયસ્થલ છે, અને માયાના પ્રદેશના કરતાં બ્રહ્મસ્વરૂપ અત્યંત નિર્ભયસ્થલ છે.

નિર્ભયસ્થલ જિજ્ઞાસુના મનને નિર્ભય રાખી નિર્ભય-રૂપ બ્રહ્મમાં મનને સ્થિર થવાની અનુકૂલતા રચી આપે છે, તેથીજ નિર્ભયસ્થલમાં રહી બ્રહ્મસ્મરણ ને બ્રહ્મધ્યાન કરવાનો ઉપદેશ શાસ્ત્રે જિજ્ઞાસુને કર્યો છે.

શ્રદ્ધાપ્રીતિવાળું પરમાત્માનું સતત **સ્મરણધ્યાન** પરમાત્માના સાક્ષાત્કારમાં હેતુ ગણાય છે, માટે મુમુક્ષુએ પરમાત્માના સાક્ષાત્કારમાટે શ્રદ્ધાપ્રીતિપૂર્વક પરમાત્માનું સતત સ્મરણધ્યાન કર્યા કરવું જોઇએ. વાણી જો શ્રદ્ધા-પ્રીતિપૂર્વક સતત પરમાત્માનું સદ્‌ગુરૂપદિષ્ટમંત્રવડે સ્મરણ કરે અને મન જો શ્રદ્ધાપ્રીતિપૂર્વક સતત પરમાત્મસ્વરૂપનું પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કરેલી રીતે ધ્યાન કર્યા કરે તો પરમાત્માના અનુગ્રહવડે પરમાત્માનો સાક્ષાત્કાર તે મુમુક્ષુને થાય છે. પરમાત્માના પરમાદરવાળા અખંડ સ્મરણધ્યાનથી મુમુક્ષુના નેત્રપરનું ને અંતઃકરણપરનું આવરણ દૂર થઇ તેમાં દૈવી બલ પ્રકટે છે. એ દૈવી બલવડે મુમુક્ષુનાં નેત્રો ને અંતઃકરણ સર્વત્ર સચ્ચિદાનંદરૂપે વિલસી રહેલા બ્રહ્મનો સ્પષ્ટ સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. સ્મરણધ્યાનના સામર્થ્યવડે જે પદાર્થનું, જે મનુષ્યનું કે જે દેવનું સ્મરણધ્યાન કરવામાં આવતું હોય તે પદાર્થ, તે મનુષ્ય ને તે દેવ જો તેની પાસે આવે છે તો એ નિયમે જો પરમાત્માનું સતત સ્મરણધ્યાન પરમાદરપૂર્વક કરવામાં આવે તો તેમનો સાક્ષાત્કાર કેમ ન થાય? પરમાત્માનું

પરમાદરવાળું સતત સ્મરણધ્યાન રાગદ્વેષના વિષયભૂત પ્રાણિ-પદાર્થનું સ્મરણધ્યાન દૂર કરે છે, અને એવા દુષ્ટસ્મરણથી ને દુષ્ટધ્યાનથી થયેલી વાણીની ને મનની મલિનતાનો નાશ કરી નાંખે છે. દુષ્ટસ્મરણથી ને દુષ્ટધ્યાનથી દુષ્ટપ્રાણિ-પદાર્થની પ્રાપ્તિ થાય છે, અને પરમાત્માના સ્મરણધ્યાનથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે એમ સમજી મુમુક્ષુઓ દુષ્ટ-પ્રાણિપદાર્થના સ્મરણધ્યાનનો પરિત્યાગ કરી પરમાત્માનું શ્રદ્ધાપ્રીતિથી અખંડ સ્મરણધ્યાન કરે છે.

જેમ અગ્નિ ઘાસને બાળે છે તેમ પરમાત્માનું સ્મરણધ્યાન પરમાત્માનું સ્મરણધ્યાન કરનારના અંતઃકરણમાં અનાદિકાલ-થી રહેલા પાપસંસ્કારોને બાળે છે. જેમ અગ્નિ મલિન જગાને બાળીને સ્વચ્છ કરે છે તેમ પરમાત્માનું સ્મરણધ્યાન પરમાત્માનું સ્મરણધ્યાન કરનારનું મન સ્વચ્છ કરે છે.

મનુષ્યના વર્તમાન ને ભવિષ્યના હિતમાટે શાસ્ત્રે જે વિચાર ને જે કર્મ કરવાની મનુષ્યને ના પાડી છે, અને જે વિચાર ને જે કર્મ કરતાં સમજુ મનુષ્યના મનને ગ્લાનિ પ્રકટે છે, વા જે વિચાર ને જે કર્મ કરવા સમજુ મનુષ્યનું મન પ્રવૃત્ત થતું નથી તે **પાપકર્મ** (પા–રક્ષણ કરનાર વેદાદિ શાસ્ત્રો,– તેનું અપમાન કરનારી ક્રિયા) કહેવાય છે. વ્યવહાર-માં સુખી રહેવા ઇચ્છનાર ને પરમાર્થમાં આગળ વધવા ઇચ્છનાર મનુષ્યે મન, ઇંદ્રિયો ને શરીરથી કોઇ પણ પ્રકાર-નું પાપકર્મ કરવું નહિ. જો મંદપ્રારબ્ધના વેગથી કોઈ

મનુષ્યથી પાપકર્મ થઈ જાય તો તેણે પોતાના મનની અ-
શુદ્ધિ દૂર કરવા પોતાનાથી થયેલ પાપકર્મને શુદ્ધભાવથી
**પશ્ચાત્તાપ** કરવો, ને ધર્મશાસ્ત્રમાં કહેલું તેનું પ્રાયશ્ચિત્ત કરવું.
કોઇ પણ પ્રકારની ભૂલ થઈ જાય તો તે મનુષ્યે અવશ્ય તે
ભૂલથી પોતાના મનમાં પડેલા કુસંસ્કારને દૂર કરવા પસ્તાવો
કરવો જોઇએ. પસ્તાવો કરવાથી પાપસંસ્કારની નિવૃત્તિ
થતાં પસ્તાવો કરનારના હૃદયપરનો ભાર દૂર થઈ જાય છે.
જે મનુષ્ય પાપ કરીને પસ્તાવો કરતો નથી તેનું હૃદય
પાપકર્મના સંસ્કારોથી ભરાતું જાય છે, ને તે ઉત્તરોત્તર
અધિક અધિક પાપકર્મ કરી પોતાનામાં અધોગતિના હેતુ-
ભૂત પાપસંસ્કારોને વધાર્યા કરે છે. થઈ ગયેલા પાપકર્મ-
ની પાછળ શુદ્ધમને પસ્તાવો કરવાથી મનનું શુભ બલ
વધે છે, ને તે પુનઃ પાપકર્મ કરવા ઇચ્છતું નથી. થઈ
ગયેલા પાપકર્મનો પસ્તાવો કરવાથી પરમાત્મા તે પસ્તાવો
કરનાર મનુષ્યપર દયા કરે છે. જે મનુષ્ય પોતાની ભૂલ
જોઈ શકે છે તે મનુષ્ય દેખતો ગણાય છે, ને એવો દેખતો
મનુષ્ય પોતાની ભૂલનો શુદ્ધભાવથી પસ્તાવો કરે છે, ને પવિત્ર
થાય છે. જે મનુષ્ય પોતાની ભૂલ જોઈ શકતો નથી તે
મનુષ્ય આંધળો ગણાય છે. એવો આંધળો મનુષ્ય પોતાની
ભૂલનો પસ્તાવો કરતો નથી, ને પોતાના અંતઃકરણમાં
પાપસંસ્કારોનો વધારો કરી પોતાનાઅંતઃકરણની મલિનતામાં
વધારો કરતો રહે છે. પવિત્ર હૃદય પવિત્ર પ્રભુને જોઈ

શકવાના સામર્થ્યવાળું થાય છે, માટે પ્રત્યેક મનુષ્યે પોતાના હૃદયને પવિત્ર રાખવું જોઇએ, ને જો કોઇ કારણથી તે મલિન થયેલું જણાય તો તેને તુરત પશ્ચાત્તાપાદિવડે પવિત્ર કરવું જોઇએ.

**વિનય** વા નમ્રતા મનુષ્યના હૃદયને શુભગુણાનુરાગી બનાવે છે. મહેશ્વરાદિ દેવોને, પોતાના સદ્દગુરુને, બ્રહ્મજ્ઞ પુરુષોને, વિદ્વાનોને, માતપિતાને અને અન્ય પૂજ્ય મનુષ્યોને પ્રણામ કરવાથી પ્રણામ કરનાર મનુષ્યના અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારો નાશ પામે છે, ને તેના અંતઃકરણમાં પુણ્યસંસ્કારોની વૃદ્ધિ થાય છે. પ્રણામ કરવાયોગ્ય દેવાદિને પ્રણામ કરવાથી પ્રણામ કરનાર મનુષ્યપર પરમાત્માની અનુકંપા થાય છે.

આત્મા **સદ્દરૂપ** છે. એ સત્ વિશ્વના સર્વ સ્થાવરજંગમ પ્રાણિપદાર્થોમાં વ્યાપીને રહેલ છે. આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ ને લયનું કારણ એ સત્ છે એમ જ્ઞાનીઓને સમજાય છે. જ્યાં જ્યાં આપણને સત્તાની પ્રતીતિ થાય ત્યાં ત્યાં એ સત્‌નીજ પ્રતીતિ થાય છે એમ સમજવું. પ્રત્યેક વિચારમાં સત્તાનો અનુભવ પ્રત્યેક મનુષ્યને થાય છે. પાંચ જ્ઞાનેંદ્રિયો ને મન પ્રત્યેક ક્ષણમાં સત્તાને સ્પર્શ કરી રહ્યાં છે. અભાવની પ્રતીતિ પણ ભાવરૂપ વસ્તુની અપેક્ષાએ થાય છે. પ્રત્યેક કલ્પનામાં સદ્રૂપ વસ્તુને વિષય કરાય છે. આ વિશ્વ એક સત્‌નાજ આવિર્ભાવરૂપ છે. **"सदेव सोम्ये-**

**दमग्र आसीदेकमेवाद्वितीयम्** " (હે પ્રિયદર્શન ! આ જગત્ ઉત્પત્તિની પૂર્વે સદ્રૂપજ હતું, તે એકજ અદ્વિતીય હતું,) આ શ્રુતિ પણ સૃષ્ટિની પૂર્વે સત્ હતું, અને સત્માંથીજ આ સૃષ્ટિ વિવર્તરૂપે ઉપજી છે એમ કહે છે. અસત્માંથી–સસલાનાં શીંગડાં આદિમાંથી–જેમ કાંઇ થઈ શકે નહિ તેમ આ સૃષ્ટિ પણ થઇ શકે નહિ.

આત્મા અથવા બ્રહ્મ **પરમપ્રકાશરૂપ** વા પરંજ્યોતિરૂપ છે. સૂર્યચંદ્રને પ્રકાશનાર પણ એ પરમપ્રકાશ છે. પ્રાણિમાત્રનો વ્યવહાર અને તેમનું જીવન સૂર્ય અને ચંદ્રના પ્રકાશઉપર અવલંબન કરીને રહ્યું છે. એ સૂર્યચંદ્રને પરમપ્રકાશ પ્રકાશ આપે છે. રાત્રિના સમયમાં ઘોર અંધારામાં પણ હજારો તારાઓ આદિ આકાશમંડલમાં પ્રકાશી રહેલા જોવામાં આવે છે. એ તારાગણ, ગ્રહગણ, સૂર્યચંદ્ર, અંતઃકરણ અને જ્ઞાનેંદ્રિયો એ સર્વમાં પ્રતીત થનારો પ્રકાશ પરમપ્રકાશના એક પ્રકારના આવિર્ભાવરૂપ છે. જેવી રીતે સૂર્યના તેજથી હીરા આદિ સર્વ રત્નો ઝળકી ઊઠે છે તેમ પરમપ્રકાશથી સર્વ પ્રાણિપદાર્થો પ્રકાશી ઊઠે છે. દશે દિશામાં એ પરમપ્રકાશ ભરાઇ રહ્યો છે. એ પરમપ્રકાશવડે શુભાશુભ મનાતા પ્રાણીઓની ને શુભાશુભ ગણાતા પદાર્થોની પ્રતીતિ થાય છે. સૂર્ય તેનાવડે પ્રકાશે છે, તારાગણો ને ગ્રહો તેનાવડે પ્રકાશે છે, ઉપગ્રહો, વીજળી અને અગ્નિ આદિ પણ એના પ્રકાશવડેજ પ્રકાશવાળાં છે. ટુંકામાં

કહીએ તો તેના પ્રકાશવડેજ આ બધું વિશ્વ પ્રકાશી રહ્યું છે.

**ચિત્** અથવા જ્ઞાન એ પણ પરમપ્રકાશનું નામ છે. જ્ઞાનવિના કોઇ પણ વસ્તુની સિદ્ધિ થતી નથી એ વાત લોકપ્રસિદ્ધ છે. બહારનું જગત્ અને અંતઃકરણના વિચારો જ્ઞાનવડેજ પ્રકાશે છે. જ્ઞાનના વિષયભૂત જે વસ્તુ થાય છે તે વસ્તુનો સદ્‌ભાવ આપણે માનીએ છીએ. ચેતનરૂપ જ્ઞાનજ આ સર્વ કલ્પિત જગત્‌ને પ્રકાશી રહ્યું છે. નેત્રના અવિષયભૂત સુખદુઃખાદિને એ જ્ઞાનજ પ્રકાશે છે. ભૌતિકપદાર્થો, ભૂતો અને માયાને પણ એ જ્ઞાન પ્રકાશે છે. જ્ઞેય પ્રાણિપદાર્થોની સિદ્ધિ જ્ઞાનવડે થાય છે. નિરુપાધિકજ્ઞાન જ્ઞાતાનું વાસ્તવિક સ્વરૂપ છે.

**આનંદ** પણ આત્મા અથવા બ્રહ્મનું સ્વરૂપ છે. એ આનંદ પ્રાણીઓના જીવનરૂપ ગણાય છે. જો આનંદ ન હોય તો કોઇ પણ પ્રાણીનું જીવન ટકી શકે નહિ. આનંદની લાલસાએ પ્રાણીઓનું જીવન નભે છે. વિષયથી અથવા ઉપાધિથી રહિત આનંદ આત્માનું વા બ્રહ્મનું સ્વરૂપ છે. અનુકૂલ પ્રાણિપદાર્થમાં સુખનું ભાન એ નિરુપાધિક આનંદના સદ્‌ભાવથી થાય છે. સાંખ્ય, યોગ ને વેદાંતે માનેલું ત્રણ પ્રકારનું દુઃખ, અને તાર્કિકોએ માનેલું એકવીશ પ્રકારનું દુઃખ એ નિરુપાધિક આનંદમાં નથી. અનુકૂલ વિષયના સેવનથી ઉપજતા વ્યાવહારિક ઉત્તમોત્તમ આનંદો પણ એ નિરુપાધિક આનંદરૂપ મહાસાગરના ટીપારૂપ છે. ચક્રવર્તી

રાજાથી માંડીને બ્રહ્માસુધીના જે આનંદો શ્રુતિમાં જણાવ્યા છે તે બધા આનંદો બ્રહ્માનંદરૂપ મહાસાગરની ઝણરૂપ ગણાય છે. એ પરમાનંદની પ્રાપ્તિમાટેજ યોગીઓ યોગાનુષ્ઠાન કરે છે, ભક્તો પરમાત્માનીભક્તિ કરે છે, અને વેદાંતીઓ વિવેકાદિ સાધનો ને શ્રવણાદિ સાધનોને સેવે છે.

આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ તાપોની નિવૃત્તિને માટે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો મુમુક્ષુએ દૃઢ સાક્ષાત્કાર કરવો જોઇએ. બીજા ઉપાયોવડે એ ત્રણ દુઃખોની પૂરી નિવૃત્તિ થતી નથી. એ ત્રણ તાપ, તેનું ઉપાદાનકારણ અંતઃકરણ, તથા અંતઃકરણના ઉપાદાનકારણરૂપ અજ્ઞાનના અંશથી પ્રત્યગભિન્ન બ્રહ્મ તિરોધાન પામેલું જણાય છે. આ સાંસારિક સુખો વસ્તુતાએ સુખ નથી, પણ ઝેર મેળવેલી મીઠાઇની પેઠે તે સુખો દુઃખથી ઘેરાયેલાં છે. સ્વરૂપનું અજ્ઞાન અને બાહ્યવિષયની તૃષ્ણા એ બેવડે જીવ દૃશ્યમાં બંધાયેલો રહે છે, અને પરમાનંદરૂપ પોતાના સ્વરૂપને જોઈ શકતો નથી. સર્વ વિષયસુખો ભ્રાંતિમાત્ર છે. ઐહિક વિષયોની ઇચ્છા કરનાર માણસો દુઃખરૂપ કાદવમાં ડુબેલા છે એમ બ્રહ્મવેત્તાઓ કહે છે.

જ્યાંસુધી શરીરનું અપવિત્રપણું સ્પષ્ટ ન સમજાય ત્યાંસુધી મનુષ્યના અંતઃકરણમાં રહેલી વિષયતૃષ્ણા દૂર થતી નથી. ગર્ભવાસરૂપ જન્મપહેલાંના અપવિત્ર સ્થાનથી, શરીરની ઉત્પત્તિના હેતુભૂત રજવીર્યરૂપ અપવિત્ર પદાર્થથી, રસરુધિરા-

દિરૂપ શરીરનાં આશ્રયભુત દ્રવ્યોથી, શરીરમાંથી નીકળતા પ્રસ્વેદાદિરૂપ મલોથી, પંડિત બ્રાહ્મણના શરીરને પણ અપવિત્રતા ઉપજાવનાર મરણથી, અને પાણી ને મૃત્તિકાવડે તેને (શરીરને) નિત્ય શુદ્ધ રાખવું પડે છે તેથી આ સ્થૂલશરીરને વિદ્વાનો અપવિત્ર જાણે છે. પોતાનું શરીર જેમ અપવિત્ર છે તેમ અન્ય પ્રાણીઓનાં શરીર પણ તેવાં કે તેથી વધારે અપવિત્ર છે. આમ જાણી મુમુક્ષુએ સ્વશરીરમાં કે પરશરીરમાં આસક્તિ ન રાખવી.

આ સંસારમહાસાગર સ્વરૂપનું અજ્ઞાન, દશ્યવિષયની તૃષ્ણા અને દશ્યવિષયની તૃષ્ણાને પૂરી પાડવામાટે થતાં કર્મવડે ઉત્પન્ન થનાર છે. તેમાં આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારના તાપરૂપ અપાર જલ ભર્યું છે. ભયંકર રોગો, વૃદ્ધાવસ્થા અને મરણ એ આ સંસારરૂપ મહાસાગરમાં ભયંકર મોટા મગરો છે. અનુકૂલ વિષયોના ને ઈંદ્રિયોના સંયોગથી ઉત્પન્ન થનાર ક્ષણિકસુખ એ આ મહાસાગરમાં નાનાંનાનાં વિશ્રામસ્થાન (બેટો) છે. પાંચ ઈંદ્રિયોના વિષયોની તૃષ્ણારૂપ વેગવાળા મહાવાયુથી સેંકડો અનર્થના સંભવરૂપ મોટાં મોજાં તેમાં અહોનિશ ઉછળે છે. મહારૌરવાદિ નરકોમાં પડેલા દુઃખી જીવોના પોકારો એ તેમાં મોટી ગર્જનાઓ છે. અહિંસા, યથાર્થભાષણ, સરલતા, સુપાત્રે દાન, દુઃખી પ્રાણીઓપર દયા, સર્વ પ્રાણીઓપર યથોચિત પ્રેમ, અંતઃકરણનો નિગ્રહ, ઇંદ્રિયોનો નિગ્રહ ને

ધીરજ એ શુભગુણરૂપ ભાતાથી ભરેલું સ્વરૂપના જ્ઞાનરૂપ તેમાં વહાણુ છે. સત્સંગ અને સર્વ વિષયની તૃષ્ણાનો ત્યાગ એ રૂપ તેમાં માર્ગ છે. મોક્ષરૂપી બ્રહ્મ તે મહાસાગરનો સામો કાંઠો છે.

**दुःखं दुःखं** (બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું સર્વદૃશ્ય અત્યંત દુ:ખરૂપ–દુ:ખથી પણ વધારે દુ:ખરૂપ–છે,) **स्वलक्षणं स्वलक्षणं** (દુ:ખના હેતુરૂપ સર્વદૃશ્ય પોતપોતાના ધર્માધર્મવડે પોતપોતાના લક્ષણવાળું છે, અર્થાત્ કોઇ પણ પ્રાણિપદાર્થ કોઈ પણ પ્રાણિપદાર્થને વસ્તુતાએ મળતો આવતો નથી,) **क्षणिकं क्षणिकं** (બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું સર્વદૃશ્ય ક્ષણે ક્ષણે પરિણામ પામી અદર્શનરૂપ નાશ પામનારું છે,) ને **शून्यं शून्यं** (માયા ને માયાનાં સર્વ કાર્યો વાસ્તવિક સત્તાવાળાં નહિ હોવાથી શૂન્યજેવાં કલ્પિત છે, અર્થાત્ બ્રહ્મમાં વસ્તુતાએ કોઇ પણ દૃશ્યનો લેશ પણ સંભવ નથી,) આ બૌદ્ધદર્શનની ચાર ભાવના મુમુક્ષુએ સારગ્રાહીદૃષ્ટિથી વિમલવિરાગમાટે ને નિર્વાણરૂપ (પરમાનંદરૂપ) બ્રહ્મની પ્રાપ્તિમાટે કરવાયોગ્ય છે.

**વિષયતૃષ્ણા**, સંસારના અન્ય પદાર્થોની તૃષ્ણા અને વૈભવની તૃષ્ણા મનુષ્યને અધોગતિરૂપ ઊંડા ખાડામાં ધકેલી દે છે. મુમુક્ષુએ જન્મનું દુ:ખ, વૃદ્ધાવસ્થાનું દુ:ખ, રોગનું દુ:ખ, પ્રિયજનો વગેરેના વિયોગનું દુ:ખ, અપ્રિય પ્રાણિપદાર્થના સંયોગથી ઉપજતું દુ:ખ અને મરણદુ:ખ મનુષ્યને અવશ્ય થાય છે એમ વિચારી પુનર્જન્મથી રહિત મોક્ષ

મેળવવામાટે તેણે ઘણામાં ઘણો પ્રયત્ન સતત કરવો જોઇએ. સંસારરૂપ દાવાગ્નિમાં પડીને જીવરૂપી પક્ષી જાણે બળી જતો હોય એમ પ્રતીત થાય છે. દુઃખરૂપી અગ્નિથી દશે દિશાઓ પ્રજ્વલિત થઇ ગયેલી હોય એમ વિવેકીને પ્રતીત થાય છે. મહામોહરૂપી કાળા નાગના ડસવાથી પ્રાણીઓના મનમાં વિષયતૃષ્ણાની વિષમય લહરીઓ ઊઠ્યા કરે છે. સંસારરૂપ જૂના મહારોગને દૂર કરવામાટે બ્રહ્મજ્ઞાન એજ મહાદિવ્ય ઔષધિ છે.

મુમુક્ષુએ પોતાના શરીરમાં અને પ્રતીત થતા જગત્‌માં **અનિત્યપણા**ની ભાવના કરવી. આ જગત્‌માં અંતરાત્માથી અભિન્ન બ્રહ્મથી ભિન્ન કોઇ પણ મારું સાચું શરણ નથી એમ જીવના અશરણપણાની તેણે ભાવના કરવી. તેણે પોતાના પૂર્વજન્મોમાં, વર્તમાનજન્મમાં અને ભવિષ્યમાં અજ્ઞાનના સદ્દ્ભાવથી થનારા જન્મમાં અર્થાત્ સર્વ જન્મમાં દુઃખનું અધિકપણું છે એમ સંસારના દુઃખમયપણાની ભાવના કરવી. તેણે આ જગત્‌માં હું એકલોજ આવ્યો છું, એકલોજ પુણ્ય-પાપના ફલરૂપ સુખદુઃખને ભોગવું છું, અને ભવિષ્યમાં પણ એકલોજ પુણ્યપાપના ફલરૂપ સુખદુઃખને ભોગવીશ આમ પોતાના એકાએકીપણાની ભાવના કરવી. વળી તેણે મારું આ સ્થૂલશરીર અપવિત્ર સપ્ત ધાતુઓથી ભરેલું હોવાથી સર્વદા અપવિત્રજ છે એમ શરીરના અપવિત્રપણાની ભાવના કરવી. ઉપર જણાવેલી પાંચ ભાવનાઓ કર્યાં કરવાથી મુમુક્ષુ-

નું અંતઃકરણ શુદ્ધવિરાગવાળું થઈ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની યોગ્યતાવાળું થાય છે.

**ઉત્સાહ** મનુષ્યને હતાશ થવા દેતો નથી. જેના મનમાં સર્વદા ઉત્સાહ રહે છે તે મનુષ્ય અંતરના ને બહારના શત્રુઓનો સુખપૂર્વક પરાભવ કરી શકે છે, અને સર્વદા પ્રસન્નચિત્તવાળો રહી કર્તવ્યનું સેવન કરે છે. ઉત્સાહથી શરીરનું અને મનનું બલ અને તેજ વધે છે. ઉત્સાહથી સર્વ અડચણોને દૂર કરી શકાય છે. ઉત્સાહી પુરુષ વિદ્યા, ધન અને યશની પ્રાપ્તિ કરી શકે છે. મનુષ્યના મનમાં જ્યારે ઉત્સાહ વધે છે ત્યારે તે ઉત્સાહી મનુષ્ય પોતે પોતાના અભ્યુદય અને નિઃશ્રેયસમાટે પ્રયત્ન કરવા લાગે છે, એવા પ્રયત્નથી તે તેજસ્વી થાય છે, અને પોતાની અંતરના ને બહારના સર્વ શત્રુઓને તે અનાયાસે દબાવી શકે છે. જિજ્ઞાસુએ ઉત્સાહી મનુષ્યોનો સંગ કરવો, અને સર્વદા ઉત્સાહી રહેવું. તેણે ભૂલથી પણ નિરુત્સાહી મનુષ્યનો સંગ કરવો નહિ, અને કદીપણ નિરુત્સાહી થવું નહિ.

**પાપસંસ્કારો**ને દૂર કરવાથી જિજ્ઞાસુને અનેક પ્રકારના લાભ થાય છે. પાપસંસ્કારોને દૂર કરી શુદ્ધ થવાથી મનુષ્યને ધનની પ્રાપ્તિ થાય છે, ઉત્તમ ભૂમિની પ્રાપ્તિ થાય છે, ઉન્નતિને માટે ઉત્તમ પ્રકારનો માર્ગ ઊઘાડો થાય છે, વિદ્વાનોનો સમાગમ થાય છે, વિદ્યાની પ્રાપ્તિ થાય છે, ચારે બાજુએ કીર્તિ પ્રસરે છે, ઉત્તમ પ્રકારના સામર્થ્યની પ્રાપ્તિ

થાય છે, અને દુ:ખની નિવૃત્તિ થઇ કલ્યાણરૂપ સુખની પ્રાપ્તિ થાય છે. પાપસંસ્કારોની નિવૃત્તિથી ઉપર પ્રમાણે લાભ થાય છે માટે મનુષ્યે મનસા, વાચા, કર્મણા કોઈ પ્રકારનું પાપ કરવું નહિ, અને અંતઃકરણમાં આગળના જે પાપસંસ્કારો હોય તેને નિવૃત્ત કરવા શુભવિચાર ને શુભકર્મમાં સર્વદા પ્રયત્નશીલ રહેવું.

સંકલ્પશબ્દના બે અર્થ થાય છે.તેનો એક અર્થ કોઈ પણ અશુભ વિષયમાં સમ્યક્પણાની–સુંદરપણાની–કલ્પના એટલે ભ્રાંતિ, અને તેનો બીજો અર્થ કોઈ પણ કર્તવ્યમાં મનનો દૃઢ નિશ્ચય. શબ્દાદિ વિષયો ને તેનાં ઉપકરણો શાસ્ત્રીયદૃષ્ટિએ મિથ્યા, કુત્સિત અને તેમાં રાગ રાખનારને પરિતાપ આપનાર છે, છતાં અવિદ્યાના અતર્ક્યબલથી તે પ્રાણિપદાર્થોનું ને વિષયોનું મિથ્યાપણું ભૂલાઈ જઈ મનુષ્યને તેમાં સત્યતાની ભ્રાંતિ થાય છે, તે પ્રાણિપદાર્થોનું ને વિષયોનું કુત્સિતપણું–અમંગલપણું, અપવિત્રપણું ને દુર્ગંધયુક્તપણું–ભૂલાઈ જઈ મનુષ્યને તેમાં રમણીયતાની ભ્રાંતિ થાય છે, અને પ્રાણિપદાર્થોનો ને વિષયોનો પોતાનામાં રાગ રાખનારને પરિતાપ આપવાનો સ્વભાવ છે તે ભૂલાઈ જઇ મનુષ્યને તેમાં સુખદપણાની ભ્રાંતિ થાય છે. એવી રીતે અઘટિતઘટના કરવામાં અતિચતુર અવિદ્યા પ્રાણિપદાર્થોમાં ને વિષયોમાં રહેલા અનેક દોષોને ઢાંકી દઈ તેમાં અજ્ઞાની મનુષ્યને સમ્યક્પણાની કલ્પના કરાવે છે. એ સમ્યક્પણાની

કલ્પના વા **સંકલ્પથી**જ કામ એટલે તે પ્રાણિપદાર્થનો ને વિષયોનો ઉપભોગ કરવાની વેગવાળી ઇચ્છા પ્રકટે છે. કામને વશ થવાથી સ્થૂલ થયેલું મન પછી તે પ્રાણિપદાર્થનું ને વિષયનું સતત ધ્યાન કરવા લાગે છે. મનની એવી પ્રવૃત્તિથી તેને તે પ્રાણિપદાર્થની ને વિષયની સન્નિધિનું ભાન થાય છે. તેની સન્નિધિનું ભાન થતાં તેને તેમાં ઘાટો અનુરાગ ઉપજે છે. તેથી તેના મનની સ્થૂલતા વધી તે તેમાંજ ડુબેલાજેવું થાય છે. અથવા જો તે પ્રાણિપદાર્થની વા તે વિષયની પ્રાપ્તિમાં કોઇ વિઘ્ન કરે છે, વા કોઈના ઉપર વિઘ્ન કર્યાનો તેને વહેમ આવે છે તો તેના ઉપર મનને પરિતાપ ઉપજાવનારો ક્રોધ થાય છે. તે ક્રોધના પ્રાકટ્યથી મન અત્યંત વિવેકહીન થઈ જાય છે. એ ઘાટી વિવેકહીનતાથી આત્મસ્વરૂપનું, પોતાના હિતનું ને પોતાના કર્તવ્યનું તેને વિસ્મરણ થઈ જાય છે. આત્મસ્વરૂપાદિની વિસ્મૃતિથી બુદ્ધિનો એટલે સમજશક્તિનો અર્થાત્ આત્મસ્વરૂપના શાસ્ત્રોક્ત નિશ્ચયનો, પોતાના હિતના નિશ્ચયનો ને પોતાના કર્તવ્યના નિશ્ચયનો નાશ થાય છે. એ બુદ્ધિનો નાશ થવાથી જીવ કોઇ પણ પ્રકારનો યોગ્ય પુરુષાર્થ સિદ્ધ કરવાને યોગ્ય રહેતો નથી, અર્થાત્ તે જીવતો છતાં પણ મરણ પામેલાજેવો થઇ જાય છે. એવી રીતે એ સંકલ્પ મનુષ્યને અનર્થની પરંપરામાં જોડે છે.

કોઈ પણ પ્રકારના શાસ્ત્રોક્ત શુભ કર્તવ્યમાં અંતઃકરણ-

ના દૃઢ નિશ્ચયરૂપ **સંકલ્પ** જેને શિવસંકલ્પ પણ કહેવામાં આવે છે તે શિવસંકલ્પ મનુષ્યના અભ્યુદયમાં ને નિઃશ્રેયસ-માં હેતુભૂત ગણાય છે. સુખેચ્છુ મનુષ્યે અશિવસંકલ્પનો એટલે અમંગલ, અપવિત્ર ને પરિતાપક પ્રાણિપદાર્થના સંકલ્પનો પરિત્યાગ કરી શિવસંકલ્પનું એટલે શાસ્ત્રોક્ત શુભકર્મ કરવાના સંકલ્પનું, શાસ્ત્રોક્ત ઉપાસના એટલે પરમાત્માની ભક્તિ કરવાના વા પરમાત્માનું સ્મરણધ્યાન કરવાના સંકલ્પનું, અને પોતાના દેહાદિથી ભિન્ન આત્માના, ને પ્રતીત થતા જગત્‌ના મિથ્યા-પણાના તથા બ્રહ્મનાજ સત્યપણાના નિશ્ચયરૂપ સંકલ્પનું પરમાદરથી ધૈર્ય ને જાગૃતિ રાખીને સેવન કરવું જોઈએ.

**અશિવસંકલ્પરૂપ** અસુરનો અંતઃકરણમાં આવિર્ભાવ થયેલો જણાય કે તુરત તેના પ્રતિપક્ષિભૂત શિવસંકલ્પરૂપ દેવનો પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ કરવા પરમાદરપૂર્વક ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. અશિવસંકલ્પને પોતાના અંતઃકરણમાં પ્રકટ થવા દેવો, વા તેની પોતાના અંતઃકરણમાં ન્યૂનાધિક સમય સ્થિતિ થવા દેવી, વા તેને વશ થઈ કોઈ પણ પ્રકારની કુપ્રવૃત્તિ કરવી એ પાપ છે એમ સમજી કોઇ પણ અશિવસંકલ્પને મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં ઉપજવા દેવો નહિ, તેની અલ્પસમય પણ અંતઃકરણમાં સ્થિતિ થવા દેવી નહિ, ને તેને વશ થઈ ઇંદ્રિયોવડે કે શરીરવડે કોઈ પણ પ્રકારની અશુભ પ્રવૃત્તિ કરવી નહિ.

**શિવસંકલ્પવડે** અંતઃકરણ પવિત્ર, ઉત્સાહી, કર્તવ્ય-

નિષ્ઠ, સ્થિર ને સૂક્ષ્મ થાય છે. પવિત્રતાદિ શુભગુણોની પ્રાપ્તિથી તે અંતઃકરણને બહારના અનુકૂલ પ્રાણિપદાર્થના લાભથી ને અંતઃકરણના ઊંડાણમાં રહેલા આત્માનંદના સંક્રમણથી સુખનું ભાન થવા લાગે છે, માટે મનુષ્યે પોતાના મનને શિવસંકલ્પવાળું કરવું.

**અશિવસંકલ્પ** શ્મશાનજેવો અમંગલ ને અપવિત્ર ગણાય છે, ને શિવસંકલ્પ શિવના પ્રાસાદજેવો મંગલ ને પવિત્ર ગણાય છે, માટે મુમુક્ષુએ અશિવસંકલ્પનો દૂરથી પરિત્યાગ કરી પ્રીતિપૂર્વક સર્વદા શિવસંકલ્પનુંજ સેવન કરવું જોઇએ.

અશિવસંકલ્પ મનુષ્યને નરકસુધી લઈ જવાનું તથા ઘણું દુઃખ આપવાનું સામર્થ્ય ધરાવે છે, અને શિવસંકલ્પ મનુષ્યને બ્રહ્મસ્વરૂપે સ્થિર કરવાનું, અને સત્યલોકમાં, તપલોકમાં, જનલોકમાં, મહર્લોકમાં, સ્વર્ગલોકમાં ને અંતરિક્ષલોકમાં લઈ જવાનું ને ત્યાંનાં દિવ્યસુખોનો અનુભવ કરાવવાનું તથા આ લોકમાં ઉત્તમોત્તમ સુખનો લાભ આપવાનું સામર્થ્ય ધરાવે છે. એવી રીતે બંને સંકલ્પોનું પરસ્પર વિલક્ષણ સામર્થ્ય છે. તે બેમાંથી કયા સંકલ્પનું આદરપૂર્વક સેવન કરવું તે મનુષ્યના અંતઃકરણમાં રહેલી ઇચ્છાનો વિષય છે.

અશિવસંકલ્પ મનુષ્યના અંતઃકરણમાં રજોગુણની તથા તમોગુણની વૃદ્ધિ કરી તેની અધોગતિ કરનારો ને

શિવસંકલ્પ મનુષ્યના અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ કરી તેની ઊર્ધ્વગતિ કરનારો છે.

અશિવસંકલ્પ મનુષ્યને અશુભપદાર્થની ને અશુભક્રિયાની સાથે જોડનારો છે, અને શિવસંકલ્પ મનુષ્યને શુભપદાર્થની ને શુભક્રિયાની સાથે જોડનારો છે. અશિવસંકલ્પ મનુષ્યને સર્વપ્રકારની પ્રતિકૂલ પરિસ્થિતિમાં મૂકે છે, અને શિવસંકલ્પ મનુષ્યને સર્વપ્રકારની અનુકૂલ પરિસ્થિતિમાં મૂકે છે. અશિવસંકલ્પ મનુષ્યને ભૂત, રાક્ષસ, પશુ, પક્ષી, કીટ, જલચર, વૃક્ષાદિ ઉદ્ભિજ્જ ને નારકીય શરીરની પ્રાપ્તિ કરાવે છે, અને શિવસંકલ્પ મનુષ્યને ઉત્તમ મનુષ્યશરીરની, અંતરિક્ષલોકના પિતૃશરીરની, સ્વર્ગના દેવશરીરની, મહર્લોકના દેવશરીરની, જનલોકના દેવશરીરની, તપલોકના દેવશરીરની ને સત્યલોકના દેવશરીરની પ્રાપ્તિ કરાવે છે એટલુંજ નહિ પણ સર્વ પ્રાણિપદાર્થના અધિષ્ઠાનભૂત સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મરૂપે પણ સ્થિતિ કરાવે છે.

શિવસંકલ્પ કરનાર મનુષ્ય પોતાના શિવસંકલ્પથી જો પોતાના શરીરમાં રોગ હોય તો તેને દૂર કરી આરોગ્ય પ્રાપ્ત કરી શકે છે, જો તે નિર્ધન હોય તો સતત શિવસંકલ્પ કરવાથી તે ધનની પ્રાપ્તિ કરી શકે છે, જો તે સત્તાહીન હોય તો સતત શિવસંકલ્પનું સેવન કરવાવડે તે સત્તાની પ્રાપ્તિ કરી શકે છે, જો તે પુત્રહીન હોય ને તેમને પુત્રની કામના હોય તો તે શિવસંકલ્પવડે પુત્રની પ્રાપ્તિ કરી શકે

છે, જો તે વિદ્યાહીન હોય તો તે આદરપૂર્વક શિવસંકલ્પ કરવાથી વિદ્યાની પ્રાપ્તિ કરી શકે છે, જો તે ક્ષીણબલ હોય તો તે સર્વદા શિવસંકલ્પ કરવાથી શરીરનું બલ પ્રાપ્ત કરી શકે છે, જો તેની સ્મરણશક્તિ ન્યૂન હોય તો તે નિરંતર શિવસંકલ્પ કરવાથી ઉત્તમ પ્રકારની સ્મરણશક્તિ એટલે મેધા પ્રાપ્ત કરી શકે છે, જો તે ન્યૂન સમજશક્તિ-વાળો હોય તો આદરપૂર્વક શિવસંકલ્પ કર્યા કરવાથી શ્રેષ્ઠ સમજશક્તિવાળો થાય છે, અને જો તે શુભગુણોથી રહિત હોય ને પરમાદરથી સતત શ્રદ્ધાપૂર્વક શિવસંકલ્પ કર્યા કરે તો તે શુભગુણોને પ્રાપ્ત કરી શકે છે.

આદરપૂર્વક શિવસંકલ્પ કર્યા કરવાથી મનુષ્ય આ લોકના ઉત્તમોત્તમ વૈભવ પ્રાપ્ત કરી શકે છે, પરમાદરપૂર્વક શિવ-સંકલ્પ ચાલુ રાખવાથી મનુષ્ય અંતરિક્ષલોકના વૈભવથી માંડીને સત્યલોકસુધીના વૈભવને પ્રાપ્ત કરી શકે છે, અને શ્રદ્ધાપ્રીતિથી શિવસંકલ્પનો પ્રવાહ ચાલુ રાખવાથી મનુષ્ય પોતાના અનાદિકાલના જીવભાવનું શમન કરી તિરોધાન પામેલો પોતાનો બ્રહ્મભાવ પ્રાપ્ત કરી શકે છે.

સતત શિવસંકલ્પ કર્યા કરવાથી મનુષ્ય પોતાની સર્વ-પ્રકારની વ્યાવહારિક પ્રતિકૂલતાઓ દૂર કરી સર્વપ્રકારની વ્યાવહારિક અનુકૂલતાઓ પ્રાપ્ત કરી શકે છે, સતત શિવ-સંકલ્પની ધારા વહેવડાવવાથી યોગાભ્યાસી પોતાને પ્રાપ્ત થયેલાં વ્યાધિ આદિ યોગવિઘ્નોની નિવૃત્તિ કરી શકે છે,

સર્વદા શિવસંકલ્પનો પ્રબલ પ્રવાહ ચાલુ રાખવાથી પ્રભુભક્ત થવા ઇચ્છનારો મનુષ્ય પ્રભુભક્તિનાં અશ્રદ્ધાદિ વિઘ્નોને દૂર કરી પ્રભુભક્તિની પ્રાપ્તિ કરી શકે છે, અને નિરંતર પરમાદરથી શિવસંકલ્પ કરવાનો શુભપ્રયત્ન કરતા રહેવાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવા ઇચ્છનાર મનુષ્ય જડચૈતન્યના પૃથક્કરણરૂપ વિવેકની, દૃશ્ય પ્રાણિપદાર્થમાં અનાસક્તિરૂપ વૈરાગ્યની, મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, સદ્‌ગુરુના ને મોક્ષનું પ્રતિપાદન કરનાર શાસ્ત્રના વચનમાં પ્રામાણિકપણાનો નિશ્ચય, મનના ક્ષોભોને શમાવવાનું બલ, વિષયોમાં ને કામ્યકર્મોમાં સ્વાભાવિક ઉદાસીનતા ને માનાપમાનાદિને સહન કરવાનું સામર્થ્ય એ રૂપ છ સંપત્તિને અને મુક્તિ મેળવવાની તીવ્ર ઇચ્છાને પ્રાપ્ત કરી શકે છે.

શિવસંકલ્પના સાહાય્યથી જિજ્ઞાસુ મનુષ્ય તાત્પર્યનો નિર્ણય કરનારાં છ લિંગોસહિત વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવા, વેદાંતશાસ્ત્રે ઉપદેશેલા વિષયોનું એકાંત ને પવિત્ર સ્થાનમાં બેસી દ્વૈતની બાધક ને અદ્વૈતની સાધક યુક્તિઓવડે એકજ અદ્વિતીય બ્રહ્મનો પરોક્ષનિશ્ચય કરવા, અને દેહાદિમાં અનાદિકાલથી રહેલી આત્માની ભ્રાંતિને અને પ્રતીત થતા જગત્‌માં રહેલી સત્યપણાની ભ્રાંતિને દૂર કરી બ્રહ્મનો સંશયવિપર્યયરહિત સાક્ષાત્કાર કરવા ભાગ્યશાલી થાય છે.

શિવસંકલ્પમાં આદર રાખી તેનું સેવન કરનાર જિજ્ઞાસુ મનુષ્ય આગળ ભોગવેલા વિષયના વારંવાર થતા ચિંતન-

રૂપ બ્રહ્મજ્ઞાનના ભૂતપ્રતિબંધને અને વિષયાસક્તિ, બુદ્ધિની મંદતા, કુતર્ક ને વિપર્યયમાં દુરાગ્રહ એ રૂપ બ્રહ્મજ્ઞાનના વર્તમાનપ્રતિબંધકને દૂર કરવા સમર્થ થાય છે.

સમાધિનાં લય, વિક્ષેપ, કષાય ને રસાસ્વાદરૂપ વિઘ્નોને પણ સમાધિ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્ય સતત શિવસંકલ્પ કર્યા કરવાથી દૂર કરી શકે છે.

મનુષ્યના અંતઃકરણમાં રહેલા ભિન્ન ભિન્ન પ્રકારના અધર્મના સંસ્કારોના સદ્ભાવથી સર્વપ્રકારે પરિણામ પામવાના સામર્થ્યવાળી પ્રકૃતિ પણ મનુષ્યની ઇચ્છાપ્રમાણે પરિણામ પામતી નથી. જ્યારે મનુષ્ય શિવસંકલ્પવડે પોતાના અંતઃકરણમાં રહેલા અધર્મના સંસ્કારોને દૂર કરવા સમર્થ થાય છે ત્યારે શિવસંકલ્પ કરનાર મનુષ્યની ઇચ્છાપ્રમાણે તે પ્રકૃતિ પરિણામ પામે છે.

"**स यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति ...तत्संपद्यते**" (મનુષ્ય જેવી ઇચ્છાવાળો થાય છે તેવા સંકલ્પવાળો—દૃઢનિશ્ચયવાળો-થાય છે. તે જેવા સંકલ્પવાળો થાય છે....તેને તે પામે છે.) એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સંકલ્પના પરિપાકે મનુષ્યને ઇચ્છિતનો લાભ થતો હોવાથી મનુષ્યે શિવસંકલ્પ કરવા સર્વદા ઉદ્યોગી રહેવું જોઇએ, ને સંસારમાં ભ્રમણ કરાવનાર વિષયતૃષ્ણાના હેતુભુત સંકલ્પનો પરિત્યાગ કરવો જોઇએ.

શુભ લૌકિક ફલની ને શુભ અલૌકિક ફલની પ્રાપ્તિ

કરવા ઇચ્છનાર મનુષ્યે નીચેની શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે નિરંતર પરમાત્માની પરમાદરપૂર્વક પ્રાર્થના કરવી જોઇએઃ—

"**तन्मे मनः शिवसंकल्पमस्तु**" (જીવાત્માને બંધની ને મોક્ષની પ્રાપ્તિ કરાવનારું તથા નાનાપ્રકારનાં લૌકિક ને શાસ્ત્રીય કર્મોમાં પ્રવૃત્ત થવાના સામર્થ્યવાળું તે મારું મન શિવસંકલ્પવાળું થાઓ.)

અશિવસંકલ્પના પરિત્યાગવડે ને શિવસંકલ્પના પરમાદરવાળા સેવનથી સર્વજનો સુખી થાઓ એમ ઇચ્છવું.

ચાતક–પય! પય!! પય!!! શ્રોતા–તું પય! પય!! એવો નકામો પોકાર શામાટે કર્યા કરે છે? ચાતક–મેઘપ્રતિનો મારો પ્રેમ મને એવો પોકાર કરાવ્યા કરે છે. પય! પય!! પય!!! શ્રોતા–એવા પોકારથી તારું શું વળવાનું છે? આવા પોકારોથી માત્ર તારું મોહું દુઃખવા આવશે. મેઘને તારી શી ચિંતા છે કે તે તારી આવી રાડો સાંભળશે?

ચાતક—મારું વળશે કે કેમ? તેની ચિંતા તમારે શામાટે કરવી જોઇએ? આવા પોકારોથી મારું મોહું દુઃખવા આવવાનો સંભવ નથી. ઉત્સાહવાળી પ્રવૃત્તિ દુઃખનો અનુભવ થવા દેતી નથી. મેઘને મારી ચિંતા હોય વા ન હોય, પણ મારે તો મારા લાભમાટે તેમનું સતત ચિંતન કરવાની ચિંતા રાખવીજ જોઇએ. પય! પય!! પય!!! શ્રોતા–આવા પોકારો જો તું તીવ્રવેગથી સતત કર્યાં કરીશ તો તારા શરીરનો પાત થશે. આવા પય! પય!! ના

નકામા પોકારો કરવાના કરતાં તું નદી, સરોવર કે તળાવમાં-નું પાણી પૂરતી રીતે પી તારી તૃષા નિવૃત્ત કર, ને શાંત થા. ચાતક—મારા પ્રિયતમના સ્મરણમાં મારું શરીર પડે તેમાં હું મારું પરમ સુભાગ્ય માનું છું, મારું દુર્ભાગ્ય માન-તો નથી. શુભ પ્રવૃત્તિ કરતાં કરતાં શરીર પડે તેમાં મને લેશ પણ દુઃખ થવાનું નથી. નદી, સરોવર કે તળાવનું ન્યૂનાધિક મલિનતાવાળું પાણી મનુષ્યોને, પશુઓને તથા અનલથી ને ચાતકથી ભિન્ન પક્ષીઓ આદિને માટે છે. અમારા જેવાને માટે તો મેઘમાંથી પડતું નિર્મલ જલ ગગન-માં રહીનેજ પીવાનું હોય છે, પૃથ્વીપરનું મલિન પાણી પીવાનું હોતું નથી. પય ! પય !! પય !!! શ્રોતા–તું છે તો મનુષ્યની મુઠીમાં પકડી શકાય એટલા પરિમાણવાળું પક્ષી, છતાં તું આટલું બધું અભિમાન કેમ રાખે છે? તને જ્ઞાત છે કે અભિમાન તો રાવણજેવા મહાસમર્થનું પણ રહ્યું નથી ?

ચાતક—હું અભિમાનથી નથી બોલતો. મિથ્યાભિમાન અપકારક છે એમ હું યથામતિ જાણું છું. હું જે બોલું છું, તે મારા અવિચલ વિશ્વાસને વશ થઈને બોલું છું.

અમારા કુલનો સ્વભાવ કવિઓ આ પ્રમાણે કહે છેઃ—
“ ચાતક સુતહીં પઢાવહીં, આન નીર મત લેહુ; મેરા કુલ-સ્વભાવ યહ, સ્વાંતિબિંદુ ચિત્ત દેહુ. ” પય ! પય !! પય !!! ચાતકના મનનો વિશ્વાસ ને ચાતકના મનની આતુરતા મેઘ

જાણ્યાં. તેણે પૃથ્વીપર પોતાના નિર્મલ જલની ધારાઓ વેગપૂર્વક છોડવા માંડી. તેણે ચાતકની તૃષાને દૂર કરી. ભૂમિપર સર્વત્ર જલ જલ થઈ રહ્યું, જ્યાં જુઓ ત્યાં એકલું જલજ જણાવા લાગ્યું. વૃક્ષો, લતાઓ, છોડો ને તૃણો પોતાના જીવનરૂપ જલ મળવાથી પ્રસન્ન થયાં, ને તેમનાં પાંદડાંપરનો મેલ ધોવાઈ ગયો. મેઘનું જલ મળવાથી ઉન્મત્ત થયેલી નદીઓ ઘણા વેગથી સમુદ્રભણી દોડવા લાગી. સરોવરો ને તળાવો પાણીથી ભરાઇ ગયાં. કૂવા ને વાવોનાં પાણી ચઢી ગયાં. મેઘનું પૃથ્વીપર પડેલું પાણી નદી આદિદ્વારા સમુદ્રમાં ભળવા લાગ્યું.

સમુદ્રના તરંગોમાં, નદીઓના વેગપૂર્વક વહેતા પ્રવાહમાં, વૃક્ષોનાં ચલાયમાન થતાં પાંદડાંઓમાં ને વાયુમાં સવત્ર પચ ! પચ !! નો જાણે સૂક્ષ્મધ્વનિ થતો હોય એમ જણાતું હતું.

મુમુક્ષો ! તારે પણ તારા અંતઃકરણમાં પરમાનંદરૂપ બ્રહ્મનો આવિર્ભાવ કરવામાટે ચાતકના જેવું ચિંતન કરવું જોઇએ, ને તેના જેવી આતુરતા પરમાત્માની પ્રાપ્તિમાટે રાખવી જોઇએ. શ્રદ્ધાપ્રીતિવડે સતત કરવામાં આવતા સ્મરણધ્યાનથીજ મુમુક્ષુના અંતઃકરણમાં અખંડાનંદરૂપ બ્રહ્મનો આવિર્ભાવ થાય છે.

બ્રહ્મસ્મરણ બ્રહ્મધ્યાનથી, બ્રહ્મની પ્રાપ્તિ થાય;
સુખઘન બ્રહ્મની પ્રાપ્તિથી, સર્વે તાપ વિલાય.

જેમ સમુદ્રને તળીએ રહેલી છીપ (કાળુ માછલી)

જ્યારે સમુદ્રની સપાટીની ઉપર આવે છે, ને સ્વાતિનક્ષત્રના સમયમાં પડતાં જલનાં ટીપાંને ઝીલે છે ત્યારે તેમાં મોતી ઉત્પન્ન થાય છે, તેમ જિજ્ઞાસુ જ્યારે સંસારને તુચ્છ સમજી તેમાંથી પોતાના અંતઃકરણને બહાર કાઢી શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુનો ઉપદેશ પરમાદરથી સાંભળી તેને અનુસરે છે ત્યારે અંતઃકરણમાં અખંડાનંદરૂપ બ્રહ્મનો આવિર્ભાવ થાય છે.

કમલ જેમ સૂર્યના પ્રકાશથી વિકસિત થાય છે તેમ મુમુક્ષુનું અંતઃકરણ પોતાના સદ્‌ગુરુના તથા બ્રહ્મવેત્તાના દર્શનથી ને તેમના ઉપદેશથી વિકસિત થવું જોઇએ.

વેદોનાં, વેદાંગોનાં, ઇતિહાસોનાં, પુરાણોનાં, બ્રહ્મવેત્તાઓનાં ને પરમાત્માના ભક્તોનાં વચનોથી, અને બ્રહ્મવેત્તાઓનાં, પરમાત્માના ભક્તોનાં ને શિષ્ટ પુરુષોનાં આચરણોથી આ જગત્ શાસ્ત્રે કહેલા ધર્મપર સ્થિતિ કરીને રહેલું છે એમ નક્કી થાય છે. શાસ્રોક્ત ધર્મના શ્રદ્ધાપ્રીતિ–વાળા પાલનથી મનુષ્યજીવનનું સફલપણું છે. ધર્મજ આસ્તિક મનુષ્યોને હિંસાદિ પાપોથી બચાવે છે, અને તેને ઉન્નત જીવનમાં પ્રવેશ કરાવે છે, તથા આ દુઃખપૂર્ણ સંસારસાગરના સામા કાંઠારૂપ સુખમય સ્થાનમાં પહોંચાડે છે. આપણાં શાસ્ત્રો ને આપણા દેશના સંતો તો ધર્મનું માહાત્મ્ય પોકારી પોકારીને કહે છે, પરંતુ અન્ય દેશોમાં ને આપણાથી ભિન્ન અન્ય જાતિઓમાં પણ ધર્મનું

સ્થાન વ્યવહારથી ઘણું ઊંચું મનાયું છે. સર્વ સમજુ મનુષ્યો-એ ધર્મબલથી પોતાને બલવાન્ માન્યા છે–હમણાંસુધી સર્વ પૃથિવીપર સદ્ધર્મવિના મનુષ્યનું જીવન પશુના જેવું થઈ જાય છે એમ મનાતું હતું, પરંતુ આજકાલ થોડાં વર્ષોથી કેટલાક દેશોમાં નવો ઘાતક પવન ફેલાયો છે, અને જે સ્થલે ધર્મને મનુષ્યજીવનની ઉન્નતિનું મુખ્ય-સાધન ગણવામાં આવતું હતું ત્યાં હવે કેટલાક લોકો ધર્મને અવનતિનું સાધન માનવા લાગ્યા છે. ધર્મને પોતાના પ્રાણસમાન પ્રિય માનનારા આપણા આ ભરતખંડમાં પણ હમણાં હમણાં ઈશ્વરના ને ધર્મના સ્વરૂપને નહિ જાણવા-થી કેટલાક મનુષ્યો કહેવા લાગ્યા છે કેઃ–"ધર્મજ અમારા સર્વ પ્રકારના નાશનું કારણ છે, ધર્મને લીધેજ આપણો દેશ પરતંત્ર થઈ રહ્યો છે, ધર્મજ અમારી સર્વ પ્રકારની વ્યાવહારિક ઉન્નતિમાં આડખીલીરૂપ છે, અને ધર્મજ અમારા તનમનના બલને ક્ષીણ કરનાર છે." આવી રીતે બોલનારા ને માનનારા મનુષ્યો ઈશ્વરને તથા ધર્મને માન-નારા મનુષ્યોને મૂર્ખ ગણે છે. તેમને પોતાની ભૂલ સમજા-તી નથી, ને તુરતમાં તેવા લોકોને પોતાની ભૂલ સમજા-વી પણ કઠિન જણાય છે, કેમકે તેઓ પોતાને બીજાઓ-ના કરતાં વધારે વિદ્વાન્ ને વધારે બુદ્ધિમાન્ માને છે, તેથી તેમને પોતે કરેલા નિશ્ચયથી પ્રતિકૂલ નિશ્ચયવાળાના સારામાં સારા વિચાર પણ રુચતા નથી. આ નાસ્તિકવાદથી

અર્થાત્ ધર્મનો ધ્વંસ કરનારા વિચારોનાં મોજાંઓથી શું પરિણામ આવશે તે સામાન્યબુદ્ધિવાળા મનુષ્યથી કાંઇ સમજી શકાતું નથી, પણ શબ્દપ્રમાણ, અનુમાનપ્રમાણ ને શાસ્ત્રાનુકૂલ યુક્તિઓથી વિચારતાં જણાય છે કે કુવિચારનાં આવાં મોજાંઓથી આ દેશની જો તે મોજાંઓ શાંત નહિ થાય તો ભવિષ્યમાં બહુ દુર્દશા થશે. સદ્ધર્મહીન મનુષ્ય અત્યંત ઉચ્છૃંખલ થાય છે, અને એવા અત્યંત ઉચ્છૃંખલ મનુષ્યોનો સમૂહ જેટલો જેટલો વધતો જાય છે તેટલો મનુષ્યમાં દ્વેષ, મિથ્યાભિમાન, અનુચિત તૃષ્ણા, કપટ, અસહિષ્ણુતા, પરનિંદા, તોફાન ને દ્રોહરૂપ દાવાનલ સળગવા લાગે છે, તેથી તેમને અને બીજાઓને દુઃખ ભોગવવું પડે છે.

સદ્ધર્મજ મનુષ્યને મનોનિગ્રહવાળો, જિતેંદ્રિય, પરાક્રમી, શૂર, ધીર ને કર્તવ્યનિષ્ઠ બનાવે છે. સદ્ધર્મજ મનુષ્યને દયા, અહિંસા, ક્ષમા, પરોપકાર, સત્ય, બ્રહ્મચર્ય, સંતોષ ને ઔદાર્યના ઉત્તમોત્તમ પાઠો શીખવે છે. **શ્રીમનુસ્મૃતિમાં** નીચેના શ્લોકથી સદ્ધર્મને દશ લક્ષણવાળો કહ્યો છેઃ—

**“ धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ ”**

**ભાવાર્થઃ**—દુઃખની પ્રાપ્તિમાં અંતઃકરણને તથા ઇંદ્રિયોને કર્તવ્યમાંથી ચલાયમાન ન થવા દેવાનું સામર્થ્ય, અપકાર કરનારપર વૈર વાળવાની વૃત્તિનો અનુદય, શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયો-

ને અનુચિત પ્રવૃત્તિથી રોકવાનું સામર્થ્ય, વા મનને અનુચિત વિચારથી રોકવાનું બલ, કોઈના સ્વામિત્વની કોઇ પણ વસ્તુ તેમની અનુમતિવિના ન લેવી, વસ્ત્રોની શરીરની ઇંદ્રિયોની ને અંતઃકરણની પવિત્રતા, વાગાદિ કર્મેંદ્રિયોને નિષિદ્ધ પ્રવૃત્તિથી રોકવાનું બલ, વા બંને પ્રકારની ઇંદ્રિયોને નિષિદ્ધ પ્રવૃત્તિથી રોકવાનું બલ, શાસ્ત્રને પ્રમાણ માની તેને અનુસરવાના સામર્થ્યવાળી આસુરીસંપત્તિરહિત નિર્મલ મતિ, વેદાદિ સત્શાસ્ત્રનું ઉચ્ચાર, અર્થ ને તાત્પર્યયુક્ત જ્ઞાન, કોઈનું અહિત ન થાય એવું યથાર્થભાષણ અને વેર વાળવાની વૃત્તિને રોકવાનું બલ આ દશ સદ્ધર્મનાં લક્ષણ છે.

**શ્રીમહાભારતમાં** સત્પુરુષોનો સનાતનધર્મ નીચે પ્રમાણે કહ્યો છેઃ-

**" अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।**
**अनुग्रहश्च दानं च सतां धर्मः सनातनः ॥ "**

**ભાવાર્થઃ**—મન, વાણી ને શરીરવડે કોઇ પણ પ્રાણીનું અનિષ્ટ ન કરવું, સર્વ પ્રાણીઓના ઉપર કૃપા રાખવી, અને સુપાત્રે વિનયપૂર્વક યથાશક્તિ અન્નાદિ આપવું એ સજ્જનોનો સનાતનધર્મ છે.

**શ્રીપદ્મપુરાણમાં** ધર્મનાં દશ અંગો નીચે પ્રમાણે જણાવ્યાં છેઃ—

**" ब्रह्मचर्येण सत्येन तपसा च प्रवर्तते ।**
**दानेन नियमेनापि क्षमाशौचेन वल्लभ ॥**

**अहिंसया सुशांत्या च ह्यस्तेयेनापि वर्तते ।**
**एतैर्दशभिरंगैस्तु धर्ममेव सुसूचयेत् ॥"**

**ભાવાર્થ:**—હે પ્રિય ! બ્રહ્મચર્યવડે, સત્યવડે, તપવડે, દાનવડે, શૌચાદિ નિયમવડે, ક્ષમાવડે ને પવિત્રતાવડે ધર્મ પ્રવર્તે છે. અહિંસાવડે, ઉત્તમ પ્રકારની શાંતિવડે અને ચોરીના અભાવવડે ધર્મ પ્રવર્તે છે. આ દશ અંગોવડે ધર્મનેજ સારી રીતે સૂચવે.

કોઈ પણ જાતિ વા કોઇ પણ વ્યક્તિ જો અંતઃકરણની ને ઇંદ્રિયોની ગર્ભદાસ (ગુલામ) હોય, બુદ્ધિથી ને વિદ્યાથી રહિત હોય, મન, વાણી ને શરીરથી અપવિત્ર રહેતી હોય, સત્ય, ક્ષમા ને દયાથી રહિત હોય, હિંસાપરાયણ, અશાંત, દાનરહિત અને પરધનનું હરણ કરનારી હોય, તે સુખી ને ઉન્નત શી રીતે થઇ શકે ? શું પોતાની ઉન્નતિ ઇચ્છનારી પ્રત્યેક જાતિને વા પ્રત્યેક વ્યક્તિને ઉપર જણાવેલા ધર્મનું અનુષ્ઠાન કરવાની અત્યંત આવશ્યકતા નથી? શું ઉપર જણાવેલા ધર્મથી રહિત કોઇ પણ જાતિ કદીપણ આ પૃથિવીપર સુખપૂર્વક ટકી શકે છે? ધર્મના નામસુદ્ધાંનું મૂલ ઊખેડી નાંખવા ઇચ્છનારા મનુષ્યો જો ગંભીરતાપૂર્વક પક્ષપાતરહિત શાંતચિત્તે એક વાર પણ વિચાર કરે તો તેમના જાણવામાં આવશે કે એક ધર્મજ મનુષ્યને આ લોકમાં ને પરલોકમાં યોગ્ય સાહાય્ય કરનાર ને તેની સાથે રહેનાર છે. ધર્મજ મનુષ્યને દુઃખરૂપ તડકામાંથી ઉપાડી સુખરૂપ શીતલ પ્રદેશ-

માં લઈ જાય છે, અપવિત્ર અસત્યમાંથી પવિત્ર સત્યમાં લઈ જાય છે, અને અંધકારથી ભરેલા હૃદયમાં તે અપૂર્વ જ્યોતિનો પ્રકાશ કરે છે. ધર્મજ મનુષ્યને સદાચરણી ને કર્તવ્યનિષ્ઠ બનાવે છે, ધર્મથીજ અધર્મનો પરાજય કરી શકાય છે, અને ધર્મથીજ અત્યાચારનો વિનાશ કરી ધર્મ-રાજ્યની સ્થાપનામાં હેતુભૂત થવાય છે. પાંડવોની પાસે સૈન્યના બલ કરતાં ધર્મનું બલ વધારે હતું, તેથી તે વિજય પામ્યા. અસ્ત્રશસ્ત્રવાળી ઘણી મોટી સેનાના અધિપતિ ને મહાપરાક્રમી રાવણનો ધર્મના ત્યાગથીજ વિનાશ થયો. કંસને ધર્મના ત્યાગથીજ કલંકિત થઇને મરવું પડ્યું.

**શ્રીવ**સિષ્ઠ,**શ્રીયા**જ્ઞવલ્કય, **શ્રીવ્યાસ**, **શ્રીજ**નક, **શ્રી**-રંતિદેવ,**શ્રીશિબિ**, **શ્રીયુ**ધિષ્ઠિર ને **શ્રીહ**રિશ્ચંદ્ર આદિ મહા-નુભાવોનાં નામો સદ્ધર્મના પરિપાલનથીજ અમર થઇ રહ્યાં છે. જો મનુષ્યમાંથી ધર્મ જતો રહે તો પછી મનુષ્યમાં શું શુભ બાકી રહે? ધર્મના ત્યાગથીજ પરધનના ને પરસ્ત્રીના અપહરણમાં, દીનજનોને દુઃખ દેવામાં, અન્યની અકારણ હિંસા કરવામાં, નિષિદ્ધ પદાર્થો ખાવાપીવામાં, અનુચિત બોલવામાં ને ધર્માત્માઓનું અપમાન કરવામાં મનુષ્યની પ્રવૃત્તિ થાય છે. ધર્મત્યાગનાં આવાં અનિષ્ટ પરિણામોનો વિચાર કરી સમજુ મનુષ્યોએ સાવધાન થઇ સદ્ધર્મનું રક્ષણ કરવા કટિબદ્ધ થવું જોઇએ. ધાર્મિક સાહિત્યનો પ્રચાર, ધર્મના નિર્મલ ભાવોનો વિસ્તાર અને ધર્મનાં સૂક્ષ્મ રહસ્યો-

નું સંશોધન ને પ્રચાર કરવા સમજુ ધાર્મિક મનુષ્યોએ પ્રયત્નશીલ થવું જોઇએ. સદ્ધર્મમાં વિશ્વાસ રાખનાર મનુષ્યો-એ સદ્ધર્મનું સ્વરૂપ સારી રીતે સમજવું જોઇએ, અને તદનુસાર શ્રદ્ધાપ્રીતિથી આચરણ કરી અંતઃકરણમાં ધર્મ-બલનો સંગ્રહ કરવો જોઇએ, કે જેથી ધર્મવિરોધીઓની હીલચાલનો પરાભવ કરી શકાય. સનાતનધર્મ કોઇ પણ ધર્મનો વિરોધ કરતો નથી. મહાભારતમાં પણ નીચેના શ્લોકથી એમજ કહ્યું છે:—

" धर्मं यो बाधते धर्मो न स धर्मः कुधर्मकः ।
अविरोधी तु यो धर्मः स धर्मः सत्यविक्रमः ॥ "

**ભાવાર્થઃ**—જે ધર્મ અન્ય વાસ્તવિક ધર્મનો વિરોધ કરે છે તે ધર્મ નથી, પણ કુધર્મ છે. જે ધર્મ સર્વ વાસ્ત-વિક ધર્મનો અવિરોધી છે તે સત્યપરાક્રમવાળો સાર્વભૌમ-ધર્મ છે.

આવા સાર્વભૌમધર્મનો પરિત્યાગ સુખેચ્છુએ તુચ્છ લાલસાઓને વશ થઇને કદીપણ નજ કરવો જોઇએ. સુખેચ્છુ-એ **શ્રીમ**નુભગવાન્‌નાં નીચેનાં વચનો સર્વદા સ્મરણમાં રાખવાં જોઇએ.

" नामुत्र हि सहायार्थं पितामाता च तिष्ठतः ।
न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ "
" मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥

**तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।**
**धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ "**

મનુસ્મૃતિ–ચતુર્થાધ્યાય

**ભાવાર્થઃ**—પરલોકમાં સાહાય્ય કરવામાટે પિતા, માતા, પુત્ર, સ્ત્રી, કે જ્ઞાતિ કોઇ રહેતાં નથી, અર્થાત્ તેઓ તેમ કરવા સમર્થ થતાં નથી, માત્ર એકલો ધર્મજ તેને પરલોકમાં સાહાય્ય કરવામાટે રહે છે. સગાંઓ મુયેલા શરીરને લાકડા ને માટીના ઢેફાની પેઠે પૃથિવીપર ત્યજી દઇને (બાળીને, ડાટીને, જલમાં વહેવરાવીને કે એમ ને એમ મૂકી દઇને) તેના તરફ પીઠ ફેરવીને પાછાં વળે છે. માત્ર ધર્મજ તેની સાથે જાય છે. તેથી મનુષ્યે પોતાના સાહાય્ય-માટે નિત્ય ધીરે ધીરે ધર્મનો સંગ્રહ કરવો. સાહાય્ય કર-નાર ધર્મવડેજ મનુષ્ય દુઃખે કરીને તરી શકાય એવા અજ્ઞાન-ને ને તેના કાર્ય દુઃખને તરે છે.

ધર્મના સેવનથી ધર્મનું સેવન કરનાર મનુષ્યના અંતઃ-કરણમાં દૈવીસંપત્તિરૂપ શુભ ગુણોનો વધારો થાય છે, ને બ્રહ્માંડમાંના દેવો તેના ઉપર અનુગ્રહ કરતા રહે છે. અધર્મ-નું સેવન કરવાથી અધર્મનું સેવન કરનાર મનુષ્યોના અંતઃ-કરણમાં આસુરીસંપત્તિરૂપ દોષોનો વધારો થાય છે, ને બ્રહ્માંડમાંના અસુરો તેમના તે દોષોનું પોષણ કરવા લાગે છે, અને બ્રહ્માંડમાંના દેવો તેના ઉપર અપ્રસન્ન થાય છે. શાસ્ત્રોક્ત સદ્ધર્મના પારપાલનથી પડતા પુણ્યસંસ્કારોવડે

મનુષ્યના અંતઃકરણમાંના પાપસંસ્કારો દૂર થાય છે, ને પાપ-સંસ્કારોના નાશથી તે પાપસંસ્કારોના વિપાકરૂપે પ્રકટતું દુઃખ તેને ભોગવવું પડતું નથી. જેમને દુઃખ અપ્રિય લાગતું હોય તેમણે સદ્ધર્મના સેવનવડે પુણ્યસંસ્કારોની વૃદ્ધિ કરી પોતાના અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારોનો નાશ કર્યા કરવો જોઇએ. જેમને સુખ જોઇતું હોય તેમણે પણ સુખના ઉપાદાનકારણરૂપ પુણ્યસંસ્કારો પોતાના અંતઃકરણમાં પાડવા-માટે સદ્ધર્મનું પરમાદરથી સેવન કર્યા કરવું જોઇએ. જેમને મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેમણે પણ કર્તાપણાના અભિમાનનો તથા શુભકર્મના આ લોકના વા સ્વર્ગના સુખ-રૂપ ફલની ઇચ્છાનો પરિત્યાગ કરી સદ્ધર્મનું પરમાદરથી અનુષ્ઠાન કર્યા કરવું જોઇએ. પરમાત્માના ને સદ્ધર્મના અડગ આશ્રય વિના મનુષ્યને સત્યસુખનો લાભ શી રીતે થઇ શકે?

સર્વે વેદાનુસારી કે વેદબાહ્ય શાસ્ત્રોમાં ઉપદેશેલી ધર્મ-ક્રિયાઓ બ્રહ્મનું કે પરમાત્માનું અનુસંધાન કરાવવામાટે છે. સંધ્યાવડે બ્રહ્મમાં કે પરમાત્મામાં મન જોડવાનો ઉપદેશ છે. જપવડે પણ બ્રહ્મનું કે પરમાત્માનું અનુસંધાન કરવાનો ઉપદેશ છે. હોમવડે પણ બાહ્યવૃત્તિઓનો બ્રહ્મમાં કે પરમાત્મામાં પ્રક્ષેપ કરવાનો ઉપદેશ છે. સ્વાધ્યાયવડે પરમાત્માનું કે બ્રહ્મનું સ્વરૂપ સમજવાનો ઉપદેશ છે. દેવપૂજનવડે દેવરૂપ થવાનો ઉપદેશ છે. વૈશ્વદેવવડે સર્વમાં રહેલા પરમાત્માનો કે બ્રહ્મનો સત્કાર કરી તે રૂપ થવાનો ઉપદેશ છે. સ્નાન

તનમનની શુદ્ધિને માટે ને અતિથિસત્કાર લોભના પરિત્યાગપૂર્વક સર્વમાં રહેલા આત્માને જોવામાટે છે.

**શ્રીબુદ્ધનું ને તીર્થંકરનું** આરાધન વિષયતૃષ્ણાના ત્યાગપૂર્વક આત્માના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન મેળવવામાટે છે.

યાહુદીઓની નમાજ, ખ્રીસ્તીઓની પ્રાર્થના ને મુસલમાનોની નમાજ પણ જીહોવાના, ગોડના કે ખુદાના અનુગ્રહદ્વારા નિત્યસુખ મેળવવામાટે છે.

શ્રવણાદિ નવધા ભક્તિ પણ પરમાત્માના અનુગ્રહદ્વારા પોતાના સ્વરૂપના ને પરમાત્માના સ્વરૂપના જ્ઞાનમાટે છે.

યમનિયમાદિ અષ્ટાંગ**યોગ** પણ ચિત્તના નિરોધદ્વારા આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણવાનો બોધ કરે છે. **સાંખ્ય**શાસ્ત્ર પણ એજ ઉપદેશ કરે છે.

**ન્યાયદર્શન** કે **વશેષિકદર્શન** પદાર્થના નિર્દોષ લક્ષણવડે પદાર્થના સ્વરૂપનો બોધ કરાવી તથા બુદ્ધિની સૂક્ષ્મતામાં વધારો કરાવી, આત્મસ્વરૂપના જ્ઞાનરૂપ તત્ત્વજ્ઞાનવડે મિથ્યાજ્ઞાનની નિવૃત્તિનો ઉપદેશ કરે છે.

**પૂર્વમીમાંસા** વૈદિકકર્મોના નિષ્કામ અનુષ્ઠાનવડે મનુષ્યને તેમના અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરવાનો ઉપદેશ કરે છે.

**મહાભારત** ને **રામાયણ** એ ઇતિહાસો દૈવીસંપત્તિની પ્રાપ્તિવડે આસુરીસંપત્તિનો નિઃશેષ નાશ કરવાનો બોધ કરે છે. દૈવીસંપત્તિની પ્રાપ્તિ મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ કરાવે છે.

સ્મૃતિઓ વા ધર્મશાસ્ત્રો સદાચારના શ્રદ્ધાપ્રીતિયુક્ત સેવનવડે મનુષ્યનું મન પવિત્ર થાય છે એમ બોધ કરે છે. એ શુદ્ધિ અંતઃકરણની સ્થિરતા ને સૂક્ષ્મતાદ્વારા બ્રહ્મના સાક્ષાત્કારમાં હેતુ થાય છે.

અઢાર પુરાણો ને અઢાર ઉપપુરાણો સદાચાર પાળવાનો, દૈવીસંપત્તિ મેળવવાનો, પરમાત્માની ભક્તિ કરવાનો ને પરમાત્માનું ને આત્માનું વાસ્તવિક સ્વરૂપ જાણવાનો મનુષ્યને ઉપદેશ કરે છે. શિવ, વિષ્ણુ, દેવી, ગણપતિ ને સૂર્ય એ પરમાત્માનાંજ નામો છે.હરિહરમાં કે રામકૃષ્ણમાં વાસ્તવિક ભેદ નથી. ઉપાસનામાટે કલ્પેલા પરમાત્માના આકારો ભિન્ન ભિન્ન છતાં પણ પરમાત્મા એકજ છે એમ જણાવે છે. તમને પરમાત્માનું જે નામ ને પરમાત્માનો જે આકાર રુચિકર જણાય તે નામનું તમે પ્રીતિપૂર્વક સ્મરણ કરો, ને તે આકારને પ્રીતિપૂર્વક પૂજો. આકાશમાંથી પડેલું પાણી જેમ સમુદ્રભણી જાય છે તેમ પરમાત્માનું ગમે તે શાસ્ત્રોક્ત નામથી કરેલું સ્મરણ તથા પરમાત્માના શાસ્ત્રોક્ત ગમે તે આકારનું કરેલું તેમનું પૂજન પરમાત્માને પહોંચે છે.

જૈનધર્મનાં સૂત્રો ને બૌદ્ધધર્મનાં સૂત્રો પણ વૈરાગ્યના તથા યોગના સેવનવડે પ્રાપ્ત થતા આત્મસ્વરૂપના જ્ઞાનવડે મોક્ષ મેળવવાનો મનુષ્યને ઉપદેશ કરે છે. કૈવલ્ય ને નિર્વાણ એ મોક્ષનાંજ નામ છે.

અવસ્થા, (પારસીઓનું ધર્મપુસ્તક,) તૌરેત, ( યાહુદી-

ઓનું ધર્મપુસ્તક,) બાઈબલ ને કુરાન એ પણ પરમાત્માની ભક્તિવડે પરમાત્માનો અનુગ્રહ મેળવી નિત્યસુખ પ્રાપ્ત કરવાનો મનુષ્યને ઉપદેશ કરે છે.

ટેઓ, (ચીનમાં થઇ ગયેલા તત્ત્વચિંતક,) કન્ફ્યુશિયસ (ચીનમાં થઇ ગયેલા નીતિના ઉપદેશક) ને શીંટો (જાપાનમાં થઇ ગયેલા ચિત્તશુદ્ધિનો ઉપદેશ કરનારા) તત્ત્વવિચાર ને ચિત્તની શુદ્ધિદ્વારા નિત્યસુખ મેળવવાનો મનુષ્યને ઉપદેશ કરે છે.

એવી રીતે સર્વ શાસ્ત્રો સાક્ષાત્ કે પરંપરાવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનું ને બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરે છે.

એક સાધ્યને પ્રાપ્ત કરવામાટે દેશ, કાલ ને મનુષ્યની આંતરબાહ્યસ્થિતિને અનુસરી ઘણાં સાધનો સંભવી શકે છે, માટે મુમુક્ષુએ સાધનોના વિવાદમાં નહિ ઊતરતાં સાધ્યની પ્રાપ્તિ કરવામાટે પોતાના અંતઃકરણની યોગ્યતાપ્રમાણે ઘણામાં ઘણો પ્રયત્ન સદાગ્રહપૂર્વક કરવો જોઇએ.

શિષ્ટાચારની રીતે પરસ્પર નમનના તથા આશીર્વાદના જે શબ્દો બોલાય છે વા જે વચનપ્રતિવચન કહેવાય છે તેમાં પણ વિવેકી મનુષ્યને મોક્ષની સાથે સંબંધ રાખનારા કર્તવ્યનું ભાન થાય છે. એક સંન્યાસીને એક દ્વિજે "**ॐ नमो नारायणाय**" એમ કહ્યું તેમાં પરમાત્મરૂપ નારાયણ જે તમારું વાસ્તવિક સ્વરૂપ છે તેમને હું નમસ્કાર કરું છું એવો ભાવ હોવાથી નમસ્કાર કરનાર

તેમને નારાયણરૂપે રહેવા વિનવે છે, અને સંન્યાસી તેમને સર્વ આશીર્વાદના પ્રતિનિધિરૂપ **नारायण** એમ કહી તમે પણ નારાયણરૂપ છો માટે તમારે નારાયણસ્વરૂપે રહેવા પ્રયત્ન કરવો એમ ઉપદેશ કરે છે. વેદાંતનિષ્ઠ પુરુષો પરસ્પર જય સચ્ચિદાનંદ એમ કહે છે તેમાં પણ પરસ્પર એમ જણાવાય છે કે તમારા હૃદયમાં જો અસત્ જડ ને દુઃખરૂપ સંસારની મહત્તા મનાતી હોય તો તે દૂર થાઓ, ને હવે સત્, ચિત્–ચેતન ને આનંદ એનો જય થાઓ, અર્થાત્ તમારા અંતઃકરણમાં તેની મહત્તા સમજાઈ તે સુ-સ્થિર થાઓ. પરમાત્માના ભક્તો પરસ્પર જય પરમાત્મા, જય મહેશ, જય શ્રીકૃષ્ણ, જય રામ, રામરામ, જય સીતારામ, જય ગણેશ, જય જગદંબા, જય નૃસિંહ, જય દેવ ને જય જય આદિ શબ્દો બોલે છે તેમાં પણ તમારા હૃદયમાં જો સંસારની મહત્તા સ્થિર થઇ હોય તો તે દૂર થઇ પરમાત્માની મહત્તા સ્થિર થાઓ એવો ભાવ જણાવાય છે.

નાની વયનો મનુષ્ય મોટી વયના મનુષ્યને નમે વા ઊતરતા વર્ણવાળો મનુષ્ય ચઢતા વર્ણવાળા મનુષ્યને નમે, અને મોટી વયવાળો મનુષ્ય વા ચઢતા વર્ણવાળો મનુષ્ય જીવતા રહો, આયુષ્માન્ ભવ, વા તમારું કલ્યાણ થાઓ એમ આશીર્વાદ આપે ત્યાં પણ નમન કરનાર નાની વયનો મનુષ્ય વા ઊતરતા વર્ણવાળો મનુષ્ય પોતાનો અભ્યુદય ઇચ્છે છે, અને મોટી વયનો મનુષ્ય વા ચઢતા વર્ણવાળો

મનુષ્ય પ્રણામ કરનારને તેના અભ્યુદયને સૂચવનારાં વચનો કહે છે. જેમનું અંતઃકરણ નિઃશ્રેયસનું માહાત્મ્ય સમજી નિઃશ્રેયસનાં સાધનો પ્રાપ્ત કરવામાટે યોગ્યતાવાળાં થયાં નથી તેમને આરંભમાં અભ્યુદયની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે. જ્યારે અભ્યુદયનું ગૌણપણું તેને સમજાશે ત્યારે તે નિઃશ્રેયસમાં ને તેનાં સાધનોમાં રુચિવાળો થશે.

પરસ્પર નમસ્કાર કરનાર લગભગ સમવયના બ્રાહ્મણો પણ નમસ્કારના વચનરૂપ વિનયથી પરસ્પરનો અભ્યુદય–ઉન્નતિ–ઇચ્છે છે.

શ્રાવક જૈનસાધુને નમતી વેળા મથ્થેણ વંદામિ એમ કહે છે, અને જૈનસાધુ તેને ધર્મલાભ એવું આશીર્વાદરૂપ વચન કહે છે એમાં પણ શ્રાવક જૈનસાધુભણી પોતાનો વિનય જણાવે છે, ને જૈનસાધુ તેને તમને જૈનધર્મમાં શ્રદ્ધા વધી તે ધર્મનો તમને લાભ થાઓ એમ જણાવે છે.

અંગ્રેજો પરસ્પર ગુડમોર્નીંગ કહે તેમાં પરસ્પરના વ્યવહારપરમાર્થના અનુકૂલપણાની ભાવના જણાવાય છે. મુસલમાનો પરસ્પર સલામ આલેકુમ–આલેકુમ સલામ કહે, વા અલ્લા બેલી વા ખુદાહાફીજ કહે ત્યાં પણ પરસ્પરની કુશલતા કે પરમાત્માનો અનુગ્રહ ઇચ્છવામાં આવે છે.

ઉપર જણાવેલા સર્વ શિષ્ટાચારોમાં પણ પરમાત્માને લક્ષ્યરૂપ રાખી સર્વની પ્રવૃત્તિ થતી હોય એમ જણાય છે.

જેમ દેવોનાં ચરણ પૃથિવીને સ્પર્શ કરતાં નથી, તેમનાં

નેત્રો મીંટ મારતાં નથી, ને તેમના શરીરનો પડછાયો પડતો નથી, તેમ બ્રહ્મવેત્તાનાં મન દૃશ્યને સત્ય માની તેનો સ્પર્શ કરતાં નથી, તેમની બ્રહ્માકારવૃત્તિ ખંડિત થતી નથી, ને તેમના અંતઃકરણમાં વ્યવહાર કરતા છતાં તે વ્યવહારના સંસ્કાર પડતા નથી.

દેવો જેમ ગગનવિહારી હોય છે તેમ બ્રહ્મવેત્તાઓ બ્રહ્મવિહારી હોય છે.જેમ બ્રહ્મવેત્તાઓ પરમપદમાં રહી પોતાનો ન્યૂનાધિક પ્રાપ્તવ્યવહાર શ્રુતિસ્મૃતિને અનુસરી આસક્તિરહિત થઈ પવિત્રપણે સૂર્યચંદ્રાદિની પેઠે કરે છે તેમ પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરવા મુમુક્ષુએ ઘણામાં ઘણો પ્રયત્ન સદાગ્રહપૂર્વક કરવો જોઇએ.

જે મનુષ્ય પોતાના મનને પરમપાવન બ્રહ્મમાં થોડો સમય સુસ્થિર રાખી શકે તેને સો અશ્વમેધના પુણ્યજેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે એમ શાસ્ત્ર કહે છે.

જ્ઞાનના ને આનંદના નિરવધિ મહાસાગરરૂપ બ્રહ્મમાં જેણે પોતાના મનને લીન કર્યું છે તેમનાં માતપિતા ધન્યવાદને પાત્ર ગણાય છે, તેમનું કુલ પવિત્ર મનાય છે, તેમની નિવાસભૂમિ ને જે ભૂમિપર તેઓ વિચરે છે તે ભૂમિ પુણ્યવતી કહેવાય છે, અને જેઓ તેમનાં દર્શન પ્રીતિપૂર્વક કરે છે તેમના પાપસંસ્કારોને તેઓ બાળે છે.

જેમણે પોતાના બહિર્મુખ મનને અંતર્મુખ કરી પરમપવિત્ર સુખઘન બ્રહ્મમાં કેટલોક સમય સુસ્થિર કર્યું હોય તેમને

પૃથિવીપરનાં સર્વ તીર્થોમાં સ્નાન કરવાજેટલું, સર્વ પૃથિવીનું સુપાત્ર બ્રાહ્મણને દાન કર્યાજેટલું, શાસ્ત્રવિહિત સહસ્રો યજ્ઞોનું યજન કર્યાજેટલું, અને વિશ્વમાંના સમગ્ર દેવોનું વિધિવત્ પૂજન કર્યાજેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે. તેમણે આ દુઃખમય સંસારમાંથી પોતાના પિતૃઓને પોતાના અપાર પુણ્યના અંશવડે ઉદ્ધારને માર્ગે ચઢાવ્યા, અને તેઓ ચૌદ લોકમાં પૂજવાયોગ્ય ગણાયા.

ઉત્તમમુમુક્ષુની આત્મદેવપ્રતિ આવા પ્રકારની પ્રાર્થના હોવી જોઇએઃ—"હે દેવ! મારા અંતઃકરણમાં આવિર્ભાવ પામવા અનુકંપા કરો. અનાદિકાલથી બહિર્મુખ થયેલું મારું મન ને બહિર્મુખ થયેલી મારી ઇંદ્રિયો અસત્, જડ ને દુઃખદ વિષયોમાં સુખ શોધવા બહારના વિષયોમાં ભટક્યા કરે છે; આપ કે જે બુદ્ધિમાં રહેલા અવ્યાકૃત આકાશમાં સર્વદા અતિસમીપમાં સદ્‌ઘનરૂપે, ચિદ્‌ઘનરૂપે ને આનંદઘનરૂપે વિરાજી રહ્યા છો તે આપના અભિમુખ મારું મન ને મારી ઇંદ્રિયો થતાં નથી; દૃશ્ય વિષયોમાં લુબ્ધ થવાથી અતિદીન થઇ ગયેલું મારું મન ને મારી ઇંદ્રિયો નિરંતર વ્યાકુલ રહી મને દુઃખાનુભવ કરાવ્યા કરે છે; પરમપાવન ને સુખઘન આપ સમીપમાં સમીપ સદૈવ વિરાજમાન છતાં આપની અવગણના કરી મહામલિન ને દુઃખઘન દૃશ્ય વિષયોની પ્રાપ્તિમાટે ને તેના ઉપભોગ માટે તે તરફડીઆં માર્યા કરે છે; અત્યંત વકરી ગયેલાં ને ઉન્મત્તજેવાં થઇ ગયેલાં તે હું

વારંવાર તેમને શાસ્ત્રવચનોથી, મહાપુરુષનાં વચનોથી ને સુયુક્તિથી સમજાવું છું તોપણ તેઓ મારું કહેવું લગારે માનતાં હોય એમ જણાતું નથી; તેમને પરમપવિત્ર સુરસરિતામાં સ્નાન કરવું ગમતું નથી, પણ મહામલિન વૈતરણીમાં વા પુણ્યકર્મનો નાશ કરનારી કર્મનાશામાં વારંવાર સ્નાન કરવું ગમે છે; તેમને પરમપવિત્ર પરમાત્માનું વા સદ્દગુરુનું સુખપ્રદ સ્વરૂપ જોવું ગમતું નથી, પણ મહામલિન પદાર્થોથી ભરેલાં હોવાથી મહામલિન ગણવાયોગ્ય તથા પરિણામ પામનારાં ને મરણસ્વભાવવાળાં પ્રાણીઓનાં શરીરો જોવાં ગમે છે; તેમને ત્રિવિધ તાપનું ને જન્મમરણનું ઐકાંતિક ને આત્યંતિક શમન કરનારી અલૌકિક સુધાનું પાન કરવું ગમતું નથી, પણ ત્રિવિધતાપનો ને જન્મમરણનો પ્રવાહ વધારનારા તીવ્ર વિષનું પાન કરવું ગમે છે; તેમને પવિત્ર ને સુગંધમય નંદનવનમાં ભ્રમણ કરવું ગમતું નથી, પણ મહામલિન ને દુર્ગંધમય ગટરોમાં કે મલોત્સર્ગનાં સ્થાનોમાં ભ્રમણ કરવું ગમે છે; તેમને શાશ્વતી શાંતિનું ને શાશ્વત સુખનું સ્વરૂપ સમજાવનારા ને તેની પ્રાપ્તિનો ઉપાય જણાવનારા શબ્દો સાંભળવા ગમતા નથી, પણ કુત્સિત વિષયોનું ને તેનાં ઉપકરણોનું વર્ણન કરનારા તથા તેવા વિષયોની પ્રાપ્તિનાં સાધનોને જણાવનારા શબ્દો સાંભળવા બહુ ગમે છે; તેમને આનંદઘન ને પરમપવિત્ર બ્રહ્મનો વા પરમાત્માનો વા સમર્થ સદ્દગુરુના સ્વરૂપનો સ્પર્શ કરવો

ગમતો નથી, પણ તેમને દુઃખપ્રદ, મહામલિન ને વેગવાળી અજ્ઞાન સરિતામાં તણાતા પ્રાણીઓનાં શરીરોનો સ્પર્શ કરવો બહુ ગમે છે; તેમને પરમાહ્લાદ ઉપજાવનાર મધુર ને અતિ-પુષ્ટિ કરનાર બ્રહ્મરસનો સ્વાદ લેવો ગમતો નથી, પણ અતિગ્લાનિ ઉપજાવનાર, કટુ ને શરીરાદિને અતિક્ષીણ કરનાર કાંકચના રસનો સ્વાદ લેવો તેમને બહુ ગમે છે. તેમને સ્વાધીન, પરમપવિત્ર ને ઉત્તરોત્તર ઊર્ધ્વગમન કરાવી અત્યુત્તમ પદે પહોંચાડનારાં સાધનોનું પરમાદરથી સેવન કરવું રુચતું નથી, પણ પરાધીન, મહામલિન ને ઉત્તરોત્તર અધોગમન કરાવી પુરુષાર્થ કરવાની અયોગ્યતાએ પહોંચાડનારાં સાધનોનું પરમાદરથી સદૈવ સેવન કરવું રુચે છે; તેમને હિતકર સારો સંગ સેવવો ગમતો નથી, પણ અહિતકર નઠારો સંગ સેવવો બહુ ગમે છે. તેમને ધનધાન્ય, મધુરજલ ને ઉપયોગી વૃક્ષોવાળા માલવપ્રદેશમાં વિચરવું ગમતું નથી, પણ ધનધાન્યથી રહિત, મધુર જલથી રહિત ને ઉપયોગી વૃક્ષોવિનાના મરુભૂમિના રણમાં વિચરવું બહુ ગમે છે; અને તેમના ને પરિણામે મારા મંદભાગ્યથી તેમને જે સર્વાંશે સારું છે તે ગમતું નથી, ને જે સર્વાંશે નઠારું છે તે ગમે છે. હું મારા દુઃખદ દુર્ભાગ્યની આપને કેટલીક કથા કહું? હું અજ્ઞાનરૂપ અંધકારમાં ભટકી ભટકીને બહુ થાકી ગયો છું. મારા ઘૂડજેવા મનને તથા મારી ઘૂડજેવી ઇંદ્રિયોને અજ્ઞાનરૂપ અંધકાર બહુ ગમે છે, પણ જ્ઞાનરૂપ સૂર્યપ્રકાશ

તેમને ગમતો નથી. જેમ ગર્દભને શાકર, કાગડાને દ્રાક્ષ અને ગ્રામવરાહને યક્ષકર્દમ ગમતાં નથી, પણ અનુક્રમે તેમને મલિન કૂચો, લીંબોળી ને વિષ્ઠા ગમે છે તેમ બહિર્મુખ મારા મનને ને મારી ઇંદ્રિયોને પરમપવિત્ર નિરવધિ આત્માનંદનો ઉપભોગ કરવો ગમતો નથી, પણ મહામલિન ને ક્ષણિક વિષયાનંદ તેમને બહુ ગમે છે. જેમ જલને નીચાણમાં જવું ગમે છે, પણ ઊંચાણમાં જવું ગમતું નથી, તેમ મારા મનને ને મારી ઇંદ્રિયોને પરાક્પ્રવણતા ગમે છે, પણ પ્રત્યક્પ્રવણતા ગમતી નથી. જેમ અણસમજુ બાલકોને એક સ્થલે બેસી ભણવું ગમતું નથી, પણ બહાર રઝળવું ગમે છે, તેમ મારા અણસમજુ મનને તથા મારી અણસમજુ ઇંદ્રિયોને આત્મામાં સ્થિર થવું ગમતું નથી, પણ તુચ્છ વિષયોનું ચિંતન કરવું ને તેનું સેવન કરવું તેમને બહુ ગમે છે. હે પરમપવિત્ર ને પરમપૂજ્ય આત્મદેવ! મારું આ મન ને મારી આ ઇંદ્રિયો આપના પરમપવિત્ર ને પરમપૂજ્ય લોકોત્તર સ્વરૂપમાં ક્યારે વિશ્રાંતિ પામશે? મારાં સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ શરીરો આપના સ્વરૂપમાં વિલીન થઈ મારા હૃદયમાં ક્યારે આપનું આનંદઘનસ્વરૂપ પ્રાદુર્ભાવ પામશે? હે પરમકારુણિક આત્મદેવ! આપનો સચ્ચિદાનંદસ્વભાવ મારા કારણશરીરમાં, મારા પ્રાણમાં, મારા અંતઃકરણમાં, મારી ઇંદ્રિયોમાં ને મારા સ્થૂલશરીરમાં ક્યારે સ્પષ્ટ સંક્રમિત થયેલો પ્રતીત થશે? હું મારા અંતઃકરણમાં

આપના આવિર્ભાવમાટે ક્ષણોની ગણના કર્યા કરું છું. યોગી જેમ પોતાના યોગાનુષ્ઠાનના પરિપાકવડે પ્રાપ્ત થતી કૈવલ્યસિદ્ધિની કે અણિમાદિસિદ્ધિની આતુરતાવડે વાટ જુએ, પ્રભુના અનન્યભક્ત જેમ પોતાના પ્રિયતમ પ્રભુના ભવતાપનિવારક દર્શનની વાટ જુએ, ઉપાસકો જેમ પોતાના આરાધ્યદેવના દર્શનની ને તેમના અનુગ્રહની વાટ જુએ, માંત્રિકો જેમ પોતાના મંત્રના પુરશ્ચરણની નિર્વિઘ્ન સમાપ્તિવડે પોતાની અભિલષિત સિદ્ધિની વાટ જુએ, વિરહિણી સુઘડ પતિવ્રતા જેમ પરદેશ ગયેલા પોતાના ચતુર પતિના આગમનની વાટ જુએ, ભૂખ્યાં બાલકો જેમ પોતાની દયાલુ માની વાટ જુએ, ભૂખ્યાં રાંકાં જેમ સિદ્ધાન્ન આપનાર અન્નદાતાની વાટ જુએ, પાળેલાં ને કોડમાં બાંધેલાં પશુઓ જેમ પોતાને નીરણ નાંખનાર ને પાણી પાનાર મનુષ્યની વાટ જુએ, નિર્ધનતાથી અત્યંત પીડાતો મનુષ્ય જેમ ધનની પ્રાપ્તિની ઇચ્છા કર્યા કરે, રોગી મનુષ્ય જેમ આરોગ્યની પ્રાપ્તિની ઇચ્છા કર્યા કરે, ખેડુ જેમ વરસાદની વાટ જોયા કરે, અને વ્યાપારી ને સેવક જેમ પોતાના અભ્યુદયની વાટ જોયા કરે, તેમ હે કૃપાસાગર આત્મદેવ! હું મારા ત્રિવિધતાપથી તપતા અંતઃકરણમાં આપના પરમશીતલ આવિર્ભાવના સમયની વાટ જોયા કરું છું. જે ક્ષણે મારા અંતઃકરણમાં આપનો આવિર્ભાવ થશે તે ક્ષણને હું મારા જીવનમાં ઘણીજ મૂલ્યવાળી ગણીશ."

મુમુક્ષુના હૃદયમાં આત્મદેવના સાક્ષાત્કારમાટે જ્યારે ઉપર જણાવેલી રીતની તીવ્ર આતુરતા પ્રકટે ત્યારેજ ત્રણ શરીરના અધિષ્ઠાનરૂપ ને અનાદિકાલથી ગુપ્ત રહેલા સ્વયં-પ્રકાશ આત્મદેવ તે મુમુક્ષુના નિર્દોષ ને સ્થિર અંતઃકરણમાં આવિર્ભાવ પામે છે.

બ્રહ્મસાક્ષાત્કારમાટે ઉત્તમ મુમુક્ષુ પોતાના શુદ્ધ હૃદય-થી બ્રહ્મની સતત આવા પ્રકારની પ્રાર્થના કર્યાં કરે છેઃ- "હે સચ્ચિદાનંદઘન ! હે વિભો ! હે દેશકાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત ! ઈશ્વરનો ને જીવનો, ઈશ્વરનો ને જડનો, જીવનો ને જીવનો, જીવનો ને જડનો અને જડનો ને જડનો એવા પાંચ પ્રકારના ભેદનો ગંધ પણ આપને વિષે ત્રણે કાલમાં ન હોવાથી હે પાંચ પ્રકારના ભેદથી રહિત ! હે પરમપવિત્ર ! હે દેશકાલાતીત ! હે અવિદ્યાના પરપારરૂપ ! હે માયાતીત ! હે ઈંદ્રિયોના અવિષયભૂત ! હે વેદાંતના સંસ્કારથી રહિત બુદ્ધિના અવિષયભૂત ! હે સૂક્ષ્મતમ ! હે સર્વત્ર વિરાજમાન ! હે જગદાધાર! હે સર્વ પ્રાણિપદાર્થના અધિ-ષ્ઠાનરૂપ! હે પોતાની અઘટિતઘટનાપટીયસી માયાવડે બાહ્ય-દૃષ્ટિવાળાને વિવિધરૂપે પ્રતીત થનાર ! હે જન્મમરણાદિ વિ-કારોથી રહિત ! હે શોકમોહાતીત ! હે ત્રિવિધતાપશૂન્ય ! હે નિરૂપમ! હે અનેક શુભગુણોના આધારરૂપ! હે સર્વ પ્રાણિપદાર્થ-ના વાસ્તવિકસ્વરૂપભૂત ! હે નામ, રૂપ, ક્રિયા ને માયાના પડદા-ની પાછળ રહેલા ! હે સર્વ પ્રાણિપદાર્થના ઊંડાણમાં ગુપ્ત રહેલા !

હે અદીન ! હે સર્વદા સર્વથા સ્વતંત્ર ! હે અવ્યય ! હે સર્વ-દોષાતીત ! હે સ્વયંપ્રકાશ ! હે સર્વ જ્યોતિઓના જ્યોતિ ! હે પોતાની માયારૂપ શક્તિવડે સર્વના નિયંતારૂપે જણાનાર ! હે પરમશુભ ! હે સર્વ પ્રાણીઓના અવ્યાકૃતાકાશમાં ચિદાનંદરૂપે રહેલ ! હે ક્ષુધાતૃષાદિ સંસારના ધર્મોથી અત્યંત-રહિત ! હે સર્વ પાપસંસ્કારોથી રહિત ! હે અસંગ ! હે અખંડ ! હે એકરસ ! હે અદ્વૈત ! હે એક ! હે સર્વના વિવર્તોપાદાનકારણરૂપ ! હે પોતાના જ્ઞાનસ્વભાવવડે સર્વને જ્ઞાનયુક્ત કરનાર ! હે પોતાના આનંદસ્વભાવવડે સર્વને આનંદાનુભવ કરાવનાર ! હે અસત્ સંસારને પણ પોતાના સત્સ્વભાવવડે સદ્રૂપે પ્રતીત કરાવનાર ! હે પોતાના પરમ-રમણીય સ્વભાવવડે કુત્સિત પ્રાણિપદાર્થોને પણ રમણીય જણાવનાર ! હે પોતાની મહાસામર્થ્યવાળી માયાવડે વિશ્વ-માંના સર્વ પ્રાણીઓને નચાવી રહેલ ! હે સર્વની અત્યંત સમીપ રહેલ છતાં પણ અજ્ઞાની પ્રાણીઓને નહિ પ્રતીત થનાર ! હે વિશ્વરૂપ મહાનાટકના સૂત્રધાર ! હે પોતાના ઈશ્વરસ્વરૂપે પ્રાણીઓનાં કર્માનુસાર જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય કરનાર ! હે રાગદ્વેષરહિત રહી કલ્પિત વિશ્વને પ્રકાશનાર ! હે જિજ્ઞાસુની, મુમુક્ષુની ને મોક્ષસાધકની પરમ-ગતિરૂપ ! હે દુઃખની અત્યંત નિવૃત્તિમાટે ને પરમાનંદની નિત્યપ્રાપ્તિમાટે શરણ ગ્રહણ કરવાયોગ્ય ! હે સ્પૃહાશૂન્ય ! હે પૂર્ણકામ ! હે કાર્યસહિત માયાના પ્રલયસ્થાનરૂપ ! હે કૈવલ્ય-

રૂપ ! હે દેવાધિદેવ ! હે સર્વથી શ્રેષ્ઠ ! હે સ્વતઃસિદ્ધ ! હે અપરિમેય ! હે ત્રિગુણાતીત ! હે ભૂમન્ ! હે અક્રિય ! હે નિશ્ચલ ! હે સર્વ ત્રિપુટીઓથી રહિત ! હે વિકલ્પાતીત ! હે નિર્ગુણ ! હે નિરાકાર ! હે શાશ્વત ! હે અવ્યક્ત ! હે અનિર્વચનીય ! હે ગૂઢ ! હે સત્યરૂપ ! હે અનાદ્યનંત ! હે સર્વના સાચા આશ્રયરૂપ ! આપ મારા પર પ્રસન્ન થાઓ. પ્રસન્ન થાઓ. જેની ગણના કરી શકાય નહિ એટલા લાંબા કાલથી નહિ ભૂલવાયોગ્ય એવા આપને હું ભૂલી ગયો છું. હું જોવાયોગ્ય એવા આપને જોતો નથી, અને નહિ જોવાયોગ્ય એવા મિથ્યા પ્રાણિપદાર્થને રાગદ્વેષપૂર્વક જોઈ રહ્યો છું. આપના સ્વરૂપનું તથા આપના સ્વરૂપની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોનાં ને સત્પુરુષોનાં પવિત્ર વચનો સાંભળવા મારા મનમાં ને મારા શ્રોત્રમાં પરમાદર પ્રકટતો નથી, પણ લૌકિક તુચ્છ વાતો સાંભળવામાં હજી મારા મનમાં ને મારા શ્રોત્રમાં પરમાદર પ્રકટે છે. આપના સ્વરૂપના સાક્ષાત્કારને અભાવે ઘણાં ઘણાં ઊંચનીચ ગણાતાં શરીરોમાં ભ્રમણ કરી સુખના કરતાં દુઃખનો વધારે અનુભવ કર્યા છતાં હજી મારા અંતઃકરણનું ને મારી ઇંદ્રિયોનું બહિર્મુખપણું શમ્યું નથી, અને આપજ પરમાનંદરૂપ ને પરમપ્રાપ્તવ્યરૂપ છો એમ હજી તેમને સ્પષ્ટ સમજાયું નથી. હજી મારા મનની દુષ્ટ વિષયતૃષ્ણા નિવૃત્ત થઈ નથી તેથી જણાય છે કે તેને વિષયમાં રહેલા દોષોના દૃઢસાક્ષાત્કારરૂપ વિવેક પ્રાપ્ત થયો નથી. હવે તો મારી એજ ઇચ્છા

ને એજ આતુરતા છે કે આપની અપાર ને અમોઘ કૃપા-વડે આપના સાક્ષાત્કારમાટે મારા મનમાં તીવ્ર વેગ પ્રકટે. મારું મન આપનુંજ ધ્યાન કરો, મારાં નેત્રો આપનાજ દર્શનની આતુરતાવાળાં થાઓ, મારી વાણી આપનુંજ સ્મરણ કરો, મારાં શ્રોત્ર આપનોજ મહિમા શ્રવણ કરવામાં આતુર થાઓ, ને મારા હાથ ને મારું હૃદય આપનોજ સ્પર્શ કરવા વેગ-વાળાં થાઓ. મારું હૃદય વિકાસ પામો, અને દશે દિશામાં જળહળી રહેલા પરમપ્રકાશરૂપ આપને જોવાને મારું અંતઃ-કરણ ને મારાં નેત્રો સમર્થ થાઓ. આપના વાસ્તવિક-સ્વરૂપને ઢાંકનારાં નામરૂપો બાધ પામો, ને જેના સાહાય્યથી એ નામરૂપો પ્રતીત થાય છે એ આવરણ પણ બાધ પામો, અને શરીરની અંતર ને શરીરની બહાર સઘળે આપનું સર્વદા મનોહર ને ભવતાપનિવારક સ્વરૂપ પ્રતીત થાઓ." આવી શુદ્ધભાવવાળી બ્રહ્મપ્રાર્થના જ્યારે મુમુક્ષુ દીર્ઘકાલ નિરંતર કરે છે ત્યારે તેનું અંતઃકરણ પવિત્ર, સ્થિર ને સૂક્ષ્મ થવાથી તે મુમુક્ષુ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે.

જેમ જ્યાંસુધી દર્પણ મેલના સંબંધથી મોકળું એટલે સ્વચ્છ ન થાય ત્યાંસુધી તે પોતાના મૂલસ્વરૂપને પ્રાપ્ત થયેલું ન હોવાથી સૂર્યાદિના પ્રતિબિંબને ગ્રહણ કરવા સમર્થ થતું નથી, પણ જ્યારે તેના પરનો મેલ નિવૃત્ત થઈ જાય છે ત્યારે તે પોતાના મૂલસ્વરૂપને પ્રાપ્ત થઈ સૂર્યાદિના પ્રતિ-

બિંબને ગ્રહણ કરવા સમર્થ થાય છે, જેમ જ્યાંસુધી વાસણ પોતાને ચઢેલા કાટથી મોકળું ન થાય ત્યાંસુધી તે પોતાના ચળકાટવાળા સ્વરૂપને પ્રકટ કરી જોનારના ચિત્તને આહ્લાદ ઉપજાવવા સમર્થ થતું નથી, પણ જ્યારે તેના ઉપર ચઢેલો કાટ ઊતારી નાંખવામાં આવે છે ત્યારે તે પોતાના ચળકાટવાળા સ્વરૂપને પ્રકટ કરી જોનારના ચિત્તને આહ્લાદ ઉપજાવવા સમર્થ થાય છે, જેમ મેલું થયેલું વસ્ત્ર જ્યાંસુધી ધોઇને મેલથી રહિત કરવામાં ન આવે ત્યાંસુધી તે પોતાની શોભાને પ્રકટ કરી તેને ધારણ કરનાર મનુષ્યના મનને સંતોષ આપવા સમર્થ થતું નથી, અને જેમ જ્યાંસુધી મલિન જલને યોગ્ય ઉપાયથી મેલથી રહિત કરવામાં આવતું નથી ત્યાંસુધી તે પોતાના શ્વેત પ્રકાશવાળા સ્વરૂપને પ્રકટ કરવા સમર્થ થતું નથી, ને જોનારને વા પીવા ઇચ્છનારને તે સંતોષ ઉપજાવી શકતું નથી, તેમ મુમુક્ષુનું મન જ્યાંસુધી દૃશ્યને સત્ય માની તેના સંસર્ગવડે મલિન રહે છે ત્યાંસુધી તે પોતાનો સાત્ત્વિક-સ્વભાવ પ્રકટ કરી શકતું નથી, ને મુમુક્ષુના જીવાત્માને સત્યસુખનો અનુભવ કરાવવા સમર્થ થઈ શકતું નથી, પણ જ્યારે તે દૃશ્યના સંસર્ગથી દૃશ્યને મિથ્યા સમજી મોકળું થાય છે ત્યારે તે પોતાના સાત્ત્વિકસ્વભાવ-ને પામી આત્માથી અભિન્ન સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મનું સ્વરૂપ પોતાનામાં આવિર્ભાવ પામેલું અનુભવવા

સમર્થ થાય છે, અને મુમુક્ષુને પરમસંતોષનો ને પરમસુખનો અનુભવ કરાવવા પણ શક્તિવાળું થાય છે.

ઉત્તમ મુમુક્ષુની શાસ્ત્રસંસ્કારવાળી બુદ્ધિ બહિર્મુખ મનને આવી રીતે ઉપદેશ કર્યા કરે છે:-"હે મન! તું ભૂતકાલના વા દૂર રહેલા પ્રાણિપદાર્થોનું સ્મરણ કરી શામાટે રાગદ્વેષને વશ થઈ ક્ષોભ પામે છે? ભૂતકાલના પ્રાણિપદાર્થો ને દૂર રહેલા પ્રાણિપદાર્થો તેમના વિવર્તોપાદાનકારણ બ્રહ્મથી ભિન્ન નથી, એટલે તું જેમ બ્રહ્મસ્વરૂપ છે તેમ તેઓ પણ બ્રહ્મસ્વરૂપ છે. આત્મા ચેતનરૂપ હોવાથી સર્વદા પૂર્ણકામ ને અભોક્તા છે તેથી તેને માટે તારે કોઈપણ પ્રાણિપદાર્થનું સ્મરણ કરવાની લેશ પણ અગત્ય નથી, તું જડ હોવાથી તારામાં ભોક્તાપણું સંભવતું નથી, એટલે તારે માટે પણ તારે કોઈ પણ પ્રાણિપદાર્થનું સ્મરણ કરવું ઉચિત નથી, ને જડ પ્રાણિપદાર્થો પણ બ્રહ્મના વિવર્તરૂપ હોવાથી બ્રહ્મરૂપજ-શુદ્ધચેતનરૂપજ-છે, એટલે તેમાં-જડાંશમાં-સત્યપણું ન હોવાથી તેમાં ભોગ્યપણું સંભવતું નથી, આમ હોવાથી તારે સર્વદા દૃશ્ય પ્રાણિપદાર્થનું વિસ્મરણ સેવવુંજ ઉચિત છે. એમનું વિસ્મરણ સેવવાથી જીવને, તને, ઇંદ્રિયોને અને શરીરને સ્થાયી શાંતિનો ને સ્થાયી સુખનો લાભ થશે.

હે મન! જ્યાંસુધી તું અતિદુષ્ટ વિષયોની અધીનતા નહિ છોડ ત્યાંસુધી તને ને જીવને સત્યસુખનો

લાભ થવાનો લેશ પણ સંભવ નથી. જેને આત્મજ્ઞાનની પ્રાપ્તિની દૃઢ ઇચ્છા થાય તેણે વિષયની પરવશતાના ત્યાગ-રૂપ બલ પ્રાપ્ત કરવું જોઇએ એમ સત્શાસ્ત્રોનું સ્પષ્ટપણે કહેવું છે માટે તારે આત્મસ્વરૂપના જ્ઞાનમાટે વિષયપરવશતા છોડીજ દેવી જોઇએ.—એ આત્મા વિષયપરવશતાના ત્યાગરૂપ સામર્થ્યવિના પ્રાપ્ત થઈ શકતો નથી માટે તારે વિષયની પરવશતાના ત્યાગરૂપ સામર્થ્ય અવશ્ય પ્રાપ્ત કરવું જોઇએ. જેમ કોઈપક્ષીની પાંખો રજ્જુવડે બંધાયેલી હોય તો તે પક્ષી આકાશમાં ઊડી શકતું નથી તેમ તું જો દૃશ્ય પ્રાણિપદાર્થના રાગરૂપ રજ્જુથી બંધાયેલું રહીશ તો તું પણ સુખઘન ચિદાકાશભણી ઊડી શકવાનું નથી. જેમ પૃથિવીપર પડેલું મૂઢ પ્રાણી આકાશમાં ઘણે દૂર રહેલા સૂર્યને વા ચંદ્રાદિને પકડી શકતું નથી તેમ તું જો વિષય-ચિંતનરૂપ મલિન કાદવમાં આળોટ્યા કરીશ તો તું પણ અજ્ઞાનીઓને અતિદૂર જણાતા આત્માનો સાક્ષાત્કાર કરી શકીશ નહિ.

હે મન ! સત્શાસ્ત્રોદ્વારા ને સત્પુરુષોદ્વારા વિષયોનું અત્યંત વિરસપાણું જાણ્યા છતાં પણ જો તું તે વિષયોને સત્ય માની તેમાં દૃઢ અનુરાગ કરીશ તો તું સારી ઉપમા-ને નહિ પામતાં રાસભની તુચ્છ ઉપમાને પ્રાપ્ત થઈશ.

હે મન ! માંસાહારી ગીધ જેમ સડેલા તુચ્છ માંસના કડકાભણી ત્રુટી પડે છે તેમ તું વિષયોમાં રમ્યપણાની

મિથ્યા ભ્રાંતિને વશ થઈ અપકારક આસક્તિવડે કુત્સિત વિષયોપર ત્રુટી ન પડ. નિઃસાર વસ્તુના સ્મરણમાં કે સેવનમાં કાંઈ પણ સાર નથી.

હે મન ! તું પરાધીન, મલિન, અમંગલ, સ્વલ્પ સમય ભોગવાય એવા, ન્યૂનાધિક દુર્ગંધવાળા, વિચાર કરતાં કુત્સિત જણાનારા, હિંસાદિ દોષોથી યુક્ત, પરિણામે ભોક્તાને બહુવિધ દુઃખાનુભવ કરાવવાના સામર્થ્યવાળા, ભોક્તાનું અધઃપતન કરાવનારા, ઉત્પત્તિનાશવાળા, અલ્પસમય કૃત્રિમ સુખાનુભવ કરાવનારા, તારા પ્રાણના ઇંદ્રિયોના ને સ્થૂલશરીરના સાત્વિકબલની ક્ષીણતા કરવાના ધર્મવાળા, ભોક્તાને વ્યાકુલતાનો દીનતાનો ને ભયનો અનુભવ કરાવનારા, સ્થૂલશરીરમાં વ્યાધિ ઉપજાવનારા, ભોક્તાના ધર્મબલને, ભક્તિબલને, યોગબલને ને જ્ઞાનબલને ક્ષીણ કરનારા, માત્ર મૂઢજનોએ સેવવાયોગ્ય, અવિદ્યાના બલવડે પ્રતીત થનારા ને માત્ર ઉપરથીજ રમણીય જણાનારા વિષયો ઇંદ્રિયોદ્વારા ભોગવી પ્રસન્ન થાય છે તે તારી મહામૂર્ખતા છે. જો તું તે વિષયોનો ને તેનાં ઉપકરણોનો પરિત્યાગ કરી ત્તારા અધિષ્ઠાનભૂત આત્મામાં સ્થિર થા તો તને વિષયસુખથી વિપરીતલક્ષણવાળા પરમપવિત્ર ને શાશ્વત સુખનો લાભ થશે. મોક્ષનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોનું ને બ્રહ્મવેત્તાઓનું કહ્યું માની તું બહારના જડ ક્ષુદ્ર વિષયોમાં સુખ ન શોધ, પણ સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા આત્મામાં-

જ સુખ શોધ.

હે ભ્રાંત મન! તું તારામાંથી ઊઠતા દુષ્ટ આવેશોને વશ થઈ તેમને અનુસર તેમાં તારી શોભા નથી, પણ તું વિવેકવિરાગનું સાહાય્ય લઈને દુષ્ટ આવેશોને વશ વર્તાવ તેમાંજ તારી વાસ્તવિક શોભા છે.

મન! તું તારા ઊંડાણમાં રહેલા પરમસુખમાંજ રમમાણ થા, તું તારા ઊંડાણમાં રહેલી દુઃખનિવૃત્તિનો અનુભવ કર, અને તું તારા ઊંડાણમાં રહેલા પરમપ્રકાશને વિલોકી આહ્લાદિત થા.

તું પાપપુણ્યના સંસ્કારથી રહિત થા, દ્વૈતભાવનાને છોડી દે, શરીર ઇંદ્રિયો ને તારી ચંચલતામૂઢતાને વશ રાખ, અને સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળું થા.

તું બાહ્યદૃષ્ટિવડે પ્રતીત થતા દૃશ્યમાંજ ન ભટક, પણ સાક્ષિસ્વરૂપમાંજ વિરામ પામ.

બાલકની પેઠે કે મદિરામદાંધની પેઠે કુચેષ્ટા ન કર્યા કર, પણ મહામુનિની પેઠે સર્વદા પ્રશાંત રહે.

જેમ કોઈ મહામૂર્ખ મનુષ્ય મરણના હેતુભૂત કાલકૂટ વિષનું પાન કરીને અમર થવાની ઇચ્છા રાખે તેમ તું દુઃખના હેતુભૂત વિષયોનું સેવન કરી સુખ મેળવવાની ઇચ્છા કરે છે.

સ્વપ્નના, ઇંદ્રજાલના ને ભ્રાંતિથી જણાતા પદાર્થોના જેવા અચિંત્યરચનાવાળા ને જોતજોતામાં નાશ પામી

જવાના સ્વભાવવાળા જાગ્રત્‌માં પ્રતીત થતા પદાર્થો છે, તે બંનેમાં કોઈ પણ પ્રકારનો વાસ્તવિક ફેર નથી, તો તું શા-માટે જાગ્રત્‌માં પ્રતીત થતા પ્રાણિપદાર્થમાં મૂર્ચ્છિત થઈને પડ્યું રહે છે, અને તને અનેક પ્રકારે સમજાવ્યા છતાં તું કેમ સમજતું નથી?

મનોરાજ્યના પદાર્થોની, સ્વપ્નના પદાર્થોની, ભ્રાંતિના પદાર્થોની ને બાજીગરે પોતાની ઇંદ્રજાલથી પ્રતીત કરાવેલા પદાર્થોની સત્તા જે વેલા તે દેખાય છે તે વેલાએજ છે, અન્યવેલાએ તેમની સત્તા નથી, તેમ જાગ્રત્‌માં પ્રતીત થતા પદાર્થોની સત્તા પણ જે વેલાએ તે દેખાય છે તે વેલાએજ છે, અન્ય વેલાએ તેમની સત્તા નથી એમ સમજી તું જાગ્રત્‌માં પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થોને મનોરાજ્યાદિના પ્રાણિપદાર્થો-ના જેવા સમજી તેના પ્રતિના રાગદ્વેષનો પરિત્યાગ કરી સુશાંત રહેતાં શીખ.

જે પ્રદેશમાં ઊનો વાયુ વાયા કરે છે, જે પ્રદેશમાં ખારી ને કડવી રેતી ઊડ્યા કરે છે, જે પ્રદેશમાં ખારું ને કડવું જલ પણ પ્રયત્નથી મળે છે, જ્યાં શીતલ છાયાવાળાં વૃક્ષો ને નેત્રને ઠંડક ઉપજાવનારાં લીલાં તૃણો છોડો ને વેલાઓ પ્રતીત થતાં નથી, જ્યાં ખાવાને માટે મધુર, સ્વાદુ ને પૌષ્ટિક અન્ન મળતું નથી, જ્યાં કાનને ને મનને આનંદ ઉપજાવનારાં પક્ષીઓનો કલરવ સાંભળવામાં આવતો નથી, અને જ્યાં હૃદયને ને નેત્રને આહ્લાદ ઉપજાવનારા

સંતોની વાણી સાંભળવામાં આવતી નથી, તથા તેમનાં દર્શન પણ થતાં નથી એવા રણનામથી ઓળખાતા પ્રદેશરૂપ માયાના કાર્યોમાં ભ્રમણ કરવું હે મન! તારું હિત કરનારું નથી, પણ જ્યાં સદા મંદ, શીતલ ને સુગંધ વાયુ વાયા કરે છે, જ્યાં સૂર્યનો પ્રકાશ સમશીતોષ્ણ રહે છે, જ્યાં સ્થલે સ્થલે નિર્મલ, શીતલ ને મધુર જલ જોઇએ તેટલું સ્નાનપાનાદિમાટે અનાયાસે મળી શકે છે, જ્યાં પથ્ય, પવિત્ર, પૌષ્ટિક, સ્નિગ્ધ ને રુચિ ઉપજાવનારાં અન્નશાકાદિ મળી શકે છે, જ્યાં શીતલ છાયાવાળાં, સુગંધમય પુષ્પયુક્ત ને મિષ્ટ ફલથી નમી રહેલાં મનોહર વૃક્ષો સ્થલે સ્થલે પ્રતીત થાય છે, જે પ્રદેશની ભૂમિ શસ્યથી ને હરિત તૃણથી જોનારાના નેત્રને શીતલતા ને મનને આહ્‌લાદ ઉપજાવે છે, જ્યાંના માર્ગો કાંટાકાંકરાવિનાના ને ઊંચાણનીચાણ-વિના સરખા, સ્વચ્છ ને ચેતોહર છે, જ્યાં સ્થલે સ્થલે પવિત્ર ને સુંદર આકૃતિવાળાં ને શ્રોતાના કાનને તથા મનને આનંદ ઉપજાવનારાં પક્ષીઓ વૃક્ષોની શાખાઓઉપર બેસી કલ-રવ કરતાં ને નિદ્રાનું સુખ અનુભવતાં જણાય છે, જ્યાં પવિત્ર હૃદયવાળાં, સુંદર શરીરવાળાં, મધુરવાણીવાળાં ને પરોપકારમાં પ્રીતિ રાખનારાં પુષ્કલ નરનારીઓ વસે છે, જ્યાં પરઆરાધ્ય પરમાત્મનું આરાધન કરનારા ભક્તો, સચ્ચિદાનંદઘનસ્વભાવ-વાળા બ્રહ્મમાં પોતાના ચિત્તને સ્થિર રાખનારા યોગીઓ ને સર્વદશ્યના અધિષ્ઠાનભૂત બ્રહ્મને કરામલકવત્ અનુભવનારા

મહાપવિત્ર બ્રહ્મવેત્તાઓ વસે છે, જ્યાં લોકો સુકૃતનેજ ઇચ્છનારા છે, ને દુષ્કૃતનો તિરસ્કાર કરનારા છે એવા માલવ-દેશને નામે ઓળખાતા બ્રહ્મરૂપ પ્રદેશમાં ભ્રમણ કરવું હે મન! તારે માટે અતિહિતકર છે.

હે મન! જે તને કે અન્યને વાસ્તવિક સુખ આપ-નારું નથી તેના સ્મરણથી ને દર્શનથી તને શો લાભ છે? કાંઈ પણ લાભ નથી, પરંતુ હાનિજ છે, માટે તેનું વિસ્મરણ કર, ને જેનું સ્મરણ ને દર્શન તને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ આપનારું છે તેનું પરમાદરથી સતત સ્મરણ ને સતત દર્શન કર.

હે મન! જેનું તેં ચિરકાલપર્યંત અત્યાદરથી સેવન કર્યા કર્યું છે એવા શબ્દાદિ વિષયો તને સાચા સુખનો અનુભવ કરાવવા સમર્થ થયા નથી, પણ તને તથા જીવને અપકાર કરવામાંજ સમર્થ થયા છે, એવા મહાકૃતઘ્ની વિ-ષયોનું હજી તું સ્મરણ કર્યા કરે છે, તથા તેનો આદર કર્યા કરે છે, એજ તારી મહામૂર્ખતા સિદ્ધ કરાવે છે.

કોઈ પણ ઉપાયથી પાછો નજ મેળવી શકાય એવો મહાવેગવાળો કાલ નિરંતર ઉતાવળે ચાલ્યો જાય છે, ને તું હજી મોહનિદ્રામાંથી જાગતું નથી એ બહુ ખેદની વાત છે. મોહનિદ્રાની પણ કાંઈક સીમા હોવી જોઇએ.

હે મન! જ્યારે તને આ લોકમાં ઉત્તમોત્તમ ગણાતા વિષયોમાં ને તેનાં ઉપકરણોમાં વિવેકવાળી સ્થાયી ઉદા-

સીનતા પ્રકટે, અને જ્યારે તને અંતરિક્ષલોકના, સ્વર્લોકના, મહર્લોકના, જનલોકના, તપલોકના ને સત્યલોકના શાસ્ત્રમાં વર્ણવેલા ઉત્તમ વિષયોમાં તથા તે વિષયોનાં ઉપકરણોમાં તથા હિરણ્યગર્ભના પદમાં પણ દઢતર વિવેકપૂર્વક અવિચલ ઉદાસીનતા પ્રકટે ત્યારેજ તું વાસ્તવિક જાગ્રત્ થયું ગણાય.

હે મન! તું **મહામોહ**રૂપ ઘાટી નિદ્રાને વશ થઇને આ વર્તમાન દેહાદિસંસારરૂપ સ્વપ્નને જુએ છે. જ્યારે તું દૃશ્યની વાસનાનો નિઃશેષ પરિત્યાગ કરીશ ત્યારેજ તને આવાં સ્વપ્નો દેખાતાં બંધ પડશે, નહિ તો તને આવાં દુઃખમય સ્વપ્નો એકપછી એક દેખાયાજ કરશે.”

**કામ** એ મુમુક્ષુનો મોટામાં મોટો શત્રુ છે એમ મોક્ષનો ઉપદેશ કરનારાં શાસ્ત્રો કહે છે. એ મહાશન, મહાપાપ્મા, મહાવંચક, દુષ્ટાભિપ્રાયવાળા ને મુમુક્ષુના મહાવૈરી કામને મુમુક્ષુએ સતત સદાગ્રહ, ધૈર્ય ને સાવધાનતા રાખી હણવો જોઇએ. એનો જય કરવામાટે મુમુક્ષુએ સર્વદા સ્વાધ્યાયમાં, બ્રહ્મધ્યાનમાં અને બ્રહ્મવિચારમાં રત રહેવું જોઇએ. તેણે “નવરો નખોદ વાળે” એ કહેવતનું સ્મરણ રાખી કદીપણ નવરા ન રહેવું જોઇએ. વૃક્ષાસન, બદ્ધપદ્માસન ને કપાલભાતિ કરવાં જોઇએ. તેણે સર્વદા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોના અનુષ્ઠાનમાં પ્રીતિપૂર્વક લાગ્યા રહેવું જોઇએ, ને સ્વપરના શરીરનું બની શકે તેટલું વિસ્મરણ રાખવું જોઇએ. કામને ઉદ્દીપન કરનારા વિચારથી, વાચનથી,

શબ્દશ્રવણથી ને પ્રાણિપદાર્થના દર્શનથી તેણે ઘણામાં ઘણું દૂર રહેવું જોઇએ, સ્વપરના શરીરમાં કુત્સિતપણાનો નિશ્ચય રાખવો જોઇએ, પવિત્ર, પથ્ય ને પરિમિત આહાર ધીમે ધીમે લેવો જોઇએ, ઉષ્ણ ને ઉત્તેજક આહાર ન લેવો જોઇએ, રાત્રે સુપાચ્ય ને અલ્પ આહાર લેવો જોઇએ, વેશ સાત્વિક રાખવો જોઇએ, મન વિકારી થાય એવો સંગ સેવવો નહિ જોઇએ, નેત્રને વશ રાખવાં જોઈએ, રાત્રે બની શકે તેટલા વહેલા સૂવાનો ને પ્રાતઃકાલે બની શકે તેટલા વહેલા ઊઠવાનો સ્વભાવ રાખવો જોઇએ, બ્રહ્મચર્યભંગમાં રહેલા દોષો ને બ્રહ્મચર્યપાલનમાં રહેલા ગુણો સ્મરણમાં રાખવા જોઇએ, અને શુભવિચારમાં, શુભકાર્યમાં ને શુભવાચનમાં સતત પ્રવૃત્ત રહેવું જોઇએ. તેણે નેત્રને તથા મનને સદા ધ્યેયમાં જોડવાનો પ્રયત્ન રાખવો જોઇએ. ઊર્ધ્વરેતાનું ઉત્તરોત્તર ઊર્ધ્વગમન થવાનો સંભવ છે, અને બુદ્ધિપૂર્વક શુક્રનું અધોગમન કરનારનું અધોગમન થવાનો સંભવ છે એમ સમજી મુમુક્ષુઓ શુક્રનું રક્ષણ કરવા સતત પ્રયત્નશીલ રહે છે.

મલિન ચર્માનુરાગી મનુષ્ય પવિત્ર બ્રહ્માનુરાગી થઈ શકતો નથી, મલિન ચર્મારાધક મનુષ્ય પવિત્ર બ્રહ્મારાધક થઈ શકતો નથી, મલિન ચર્મચિંતક મનુષ્ય પવિત્ર બ્રહ્મચિંતક થઈ શકતો નથી, અને મલિન ચર્મવિચારક મનુષ્ય પવિત્ર બ્રહ્મવિચારક થઇ શકતો નથી એમ જાણી મુમુક્ષુએ

અન્યના મલિન સ્થૂલશરીરમાં રહેલા અનુરાગાદિનો પરિત્યાગ કરી તેણે પરમપવિત્ર બ્રહ્મના અનુરાગાદિમાં ઉત્સાહપૂર્વક સતત પ્રવૃત્તિ કરવી જોઇએ.

મહામલિન ને દુર્ગંધમય વૈતરણીમાં કે મહામલિન ને દુર્ગંધમય ચમારના કુંડમાં ગળકાં ખાનારા મનુષ્યને સુવાસિત અમૃતની નદીમાં કે તેવા કુંડમાં સ્નાન કરવાનો લાભ મળતો નથી તેમ મલિન શરીરવાળાં દૃશ્ય પ્રાણીઓના સ્પર્શના સુખાભાસમાં ડુબેલાને પરમપવિત્ર બ્રહ્માનંદનો અનુભવ કરવાનો લાભ મળતો નથી. અંતરના કે બહારના કોઈ નિમિત્તથી જો મન વિકારી થાય તો જેમનો પોતાના મનઉપર પ્રતાપ પડતો હોય એવા વિરક્ત પુરુષની સમીપમાં યોગ્ય સમય સ્થિતિ કરવી. જો તેવો યોગ ન હોય તો તેમની મનવડે સમીપતા અનુભવવા પ્રયત્ન કરવો, અને જો તેમ પણ નજ બની શકે તો તીવ્રવૈરાગ્ય ઉપજે ને વિષયોમાં તિરસ્કાર પ્રકટે એવું વાચન કરવું, ઉચ્ચેથી ઇષ્ટદેવનું નામ લેવા લાગવું, કે વૈરાગ્ય પ્રકટાવનારાં ભજન બોલવા લાગવું.

કામ એ મહામોહનો મુખ્ય સેનાપતિ, સર્વ આસુરીસંપતને અવકાશ આપનારો, ઘણો કપટી ને મહાબલવાન્ છે. તેનો પરાજય કર્યા વિના મુમુક્ષુને સ્વારાજ્યસિદ્ધિ ને અખંડસુખની પ્રાપ્તિ થતી નથી, માટે તેણે કામનો નિઃશેષ નાશ કરવા સદા ઉમંગપૂર્વક પ્રયત્નશીલ રહેવું જોઇએ.

ક્રોધ એ મહામોહના સેનાપતિઓમાંનો એક સેનાપતિ, અંતઃકરણ, પ્રાણ, ઇંદ્રિયો ને રુધિરને તપાવનારો, મહાકૃતઘ્ની અને બહુવિધ અનર્થ ઉપજાવનારો છે. એનો પરાજય કરવા ઇચ્છનાર મુમુક્ષુએ રાજસતામસ આહારનો પરિત્યાગ રાખી સાત્ત્વિક આહાર લેવો જોઇએ. ક્રોધી મનુષ્યનો સંગ રાખવો નહિ, ક્રોધ ઉપજવાનાં કારણો મળે એવા પ્રસંગોથી બનતે પ્રયત્ને દૂર રહેવું, ક્ષમાશીલ ને શાંત પુરુષોનો સંગ રાખવો, ક્રોધ કરવાથી થતી હાનિઓનો ને ક્ષમા રાખવાથી થતા લાભોનો વિચાર કરવો, ક્રોધના ઉન્માદકપણાનું, નિર્દયપણાનું, કૃતઘ્નપણાનું ને પરિતાપકપણાનું વિસ્મરણ ન થવા દેવું, અને ક્રોધને વશ વર્તનારો મનુષ્ય અશાંત રહેનારો હોવાથી શાશ્વતી શાંતિરૂપ મોક્ષ મેળવવા સમર્થ થતો નથી, ને પોતાના ઉત્તમ ગણાતા મનુષ્યજન્મને વ્યર્થ વ્યતીત કરી નાંખે છે એની વિસ્મૃતિ થવા દેવી નહિ.

અલ્પ પણ ક્રોધ પ્રકટેલો જણાય તો તુરત મસ્તકપર શીતલ જલ રેડવા લાગવું, અને પરમપ્રશાંત પરમાત્માના સ્મરણમાં ને ધ્યાનમાં વાણીને તથા મનને જોડવાં.

જે ક્રોધ સ્થૂલશરીરના આરોગ્યનો વિઘાતક છે, જે ક્રોધ મનની શાંતિનો વિઘાતક છે, જે ક્રોધ આ લોકના સુખનો વિરોધી છે, જે ક્રોધ સ્વર્ગસુખનો વિરોધી છે, અને જે ક્રોધ મોક્ષસુખનો વિરોધી છે, એવા સર્વ પ્રકારે

અપકારક ક્રોધને સમજુ મનુષ્યે પોતાના મનમાં અવકાશ નજ આપવો જોઇએ એમ વિદ્વાનો કહે છે તો મારે પણ મારા મનમાં જો હું મને સમજુ માનતો હોઉં તો ક્રોધને અવકાશ નજ આપવો જોઇએ એમ મુમુક્ષુએ વિચારવું.

જેમ ધગધગતા અંગારાને પોતાના શરીરમાં અવકાશ ન આપવો જોઇએ તેમ ક્રોધરૂપ અગ્નિને પણ મારે મારા હૃદયમાં અવકાશ ન આપવો જોઇએ એમ મુમુક્ષુએ વિચાર્યા કરવું.

**લોભ** પણ મહામોહના સેનાપતિઓમાંનો એક સેનાપતિ છે. તેનો પણ સંપૂર્ણ પરાભવ કર્યા વિના અવિનાશી લોકની પ્રાપ્તિ કરી શકાતી નથી. જે મુમુક્ષુ લોભનો પરાભવ કરી તૃષ્ણારહિત ને કદર્યપણાથી રહિત થવા ઇચ્છતો હોય તેણે લોભ બધાં પાપો મનુષ્યપાસે કરાવવાના સામર્થ્યવાળો હોવાથી તે પાપોનો પિતા વા અવગુણસાગર કહેવાય છે એ સર્વદા સ્મરણમાં રાખી વર્તવું. અસત્યભાષણ, નિંદયતા, વ્યાકુલતા, અસૂયા, શોક, ભય ને દીનતા ઇત્યાદિ દોષો ઉપજાવી લોભ મનુષ્યને કંગાલ ને દુઃખી કરે છે તેનું મુમુક્ષુએ કદીપણ વિસ્મરણ ન કરવું.

દ્રવ્ય, અલંકારો, વસ્ત્રો, ગૃહો, વાહનો ને ભૂમિ મરનાર મનુષ્યની સાથે જતાં નથી, તો પછી તેની તૃષ્ણાના પૂરમાં તણાઇ મારે પરમસુખરૂપ બ્રહ્મનું પરમોપકારક ચિંતન શામાટે ત્યજી દેવું જોઇએ? એવા વિચારવડે મુમુક્ષુએ દ્રવ્ય-

તૃષ્ણાનો પરિત્યાગ કરી બ્રહ્મચિંતનમાં ઉદ્યુક્ત રહેવું જોઇએ.

દ્રવ્યસંપાદન કરવામાં વિવિધ દુઃખ રહેલું છે, પ્રયત્નથી પ્રાપ્ત કરેલા દ્રવ્યનું રક્ષણ કરવામાં પણ ન્યૂનાધિક દુઃખ રહેલું છે, પ્રાપ્ત થયેલા દ્રવ્યનો વ્યય કરવામાં પણ મનને દુઃખનો અનુભવ થાય છે, અને જો પ્રાપ્ત કરેલા દ્રવ્યનો કોઈ પણ નિમિત્તથી નાશ થાય તો મરણના જેવું દુઃખ થાય છે. એવી રીતે દ્રવ્યમાં રહેલાં દુઃખોનો વિચાર કરી મુમુક્ષુએ દ્રવ્યની તૃષ્ણારૂપ લોભનો પરાજય કરવો જોઇએ.

લોભને વશ થયેલો મનુષ્ય ઊજડ ટીંબાઓ વા પોતાનું ઘર ખોદે છે, પર્વતમાંથી કે ખાણમાંથી નીકળતી કાચી ધાતુઓને ગાળે છે, ચપલ ચિત્તવાળા રાજાઓની અત્યંત ખુશામત કર્યા કરે છે, સાગરનું કે મહાસાગરનું ઉલ્લંઘન કરી અન્ય દેશોમાં જાય છે, શ્મશાનમાં કે જ્યાં શવો દાટચાં હોય ત્યાં રાત્રે જઇને યક્ષિણી આદિ રાજસી દેવીઓનું આરાધન કરે છે, ખલસ્વભાવવાળા ઉપરિઓના અયોગ્ય ઠપકાને સહન કરે છે, ને તેમને હાથ જોડી પગે લાગે છે, દુઃખે કરીને જઇ શકાય એવા પર્વતોમાં ને વનોમાં ભમે છે, વર્ણધર્મનો તથા આશ્રમધર્મનો પરિત્યાગ કરી નાસ્તિક ને નીચવર્તનવાળા શ્રીમંતોની સેવા કરે છે, લોકલજ્જાનો ને સ્વપ્રતિષ્ઠાનો પરિત્યાગ કરી નીચું માથું રાખીને બીજાને ઘેર ખાય છે, અને ન કરવાનાં સર્વ કામ કરવામાં તે પ્રવૃત્ત થાય છે. લોભમાં રહેલા આવા દોષોનો

વિચાર કરવાથી મુમુક્ષુજન પોતાના અંતઃકરણમાં રહેલા લોભદોષને નિવૃત્ત કરી શકે છે.

શાસ્ત્રના શ્રવણથી, સત્પુરુષોના ઉપદેશથી ને શિષ્ટજનોના વર્તનથી **વિવેક**ની પ્રાપ્તિ કરી મુમુક્ષુએ **મોહનો**–અવિવેકનો–ત્યાગ કરવો જોઇએ. તેણે હિતને હિતરૂપે ને અહિતને અહિતરૂપે, કર્તવ્યને કર્તવ્યરૂપે ને અકર્તવ્યને અકર્તવ્યરૂપે, ધર્મને ધર્મરૂપે ને અધર્મને અધર્મરૂપે અને લાભને લાભરૂપે ને હાનિને હાનિરૂપે સમજી વર્તવાનો સ્વભાવ પાડવો જોઇએ.

પ્રાણીઓનું ભાન ભૂલાવી દેનારા–સમજશક્તિનો તિરોભાવ કરી દેનારા–મોહને વશ થઇ હરણ વ્યાધના વાદ્યના ધ્વનિ સાંભળવામાં મત્ત થઇ પોતાના પ્રાણનો પરિત્યાગ કરે છે, હાથી કૃત્રિમ હાથણીના સ્પર્શની લાલસાએ મરણ પામે છે, પતંગ બળતા અગ્નિમાં પડી બળી જાય છે, માછલાંઓ ગલમાં ફસાઈ મરી જાય છે, ને ભમરો કમલમાં પૂરાઈ કમલસાથે હાથીના ઉદરમાં પડી શરીરનો ત્યાગ કરે છે. આમ શબ્દાદિ એક એક વિષયમાં મોહ પામનાર એક એક પ્રાણી મરે છે તો જે મનુષ્ય એ શબ્દાદિ પાંચે વિષયોમાં મોહ પામેલો હોય તેનું મરણ વા અધઃપતન થાય એમાં શું આશ્ચર્ય? અપવિત્ર ને પરિતાપથી ઘેરાયેલા વિષયોને પવિત્ર ને સુખદ માની મનુષ્યોનો મોટો ભાગ તેના સેવનમાં રત રહે છે, પણ તેને છોડી શકતો નથી, એ મોહનો-

જ મહિમા છે એમ સમજી મુમુક્ષુએ વિષયસંબંધી મોહનો પરિત્યાગ કરવો જોઇએ.

મહામોહથી અંધ થયેલો મનુષ્ય કુત્સિતને રમણીય-રૂપે જોવા લાગે છે, અસેવ્યને સેવ્ય જાણી સેવવા લાગે છે, ને મોક્ષશાસ્ત્રોમાં બતાવેલા વિષયોમાં રહેલા દોષોને તે જોઇ શકતો નથી.

મોહનિદ્રામાં પડી રહેલો જીવ જન્મજન્માંતરરૂપ સ્વપ્નો જોયા કરે છે, ને પ્રધાનપણે દુઃખનો અનુભવ કર્યા કરે છે એમ સમજી મુમુક્ષુએ સદાગ્રહ રાખી વિવેકવડે મોહનો નિઃશેષ નાશ કરવો જોઇએ.

સમ્યગ્દર્શનરૂપ વિવેકથી અસમ્યગ્દર્શનરૂપ અવિવેક-નો-મોહનો-નાશ કર્યા વિના દુઃખની નિવૃત્તિ ને પરમા-નંદની પ્રાપ્તિ થઈ શકતી નથી, માટે મુમુક્ષુએ વિવેકવડે મોહનો જડમૂલથી નાશ કરવો જોઇએ.

અનાત્મવસ્તુનો **મદ** બ્રહ્મજ્ઞાનનો વિરોધી છે. રૂપ, યૌવન, શરીરબલ, બુદ્ધિબલ, કુલ, વર્ણ, આશ્રમ, ધન, ગૃહ, ભૂમિ, વાહન, સત્તા ને વિદ્યાનો મદ રાખનાર મનુષ્યની મતિ સ્થૂલ થતી જાય છે, તેથી સૂક્ષ્મમતિવડે જાણવામાં આવતા બ્રહ્મને તે જાણી શકતો નથી.

વિદ્યાનો મદ રાખવાથી શ્વેતકેતુ ને બાલાકિ ક્ષત્રિય રાજાઓથી અપમાન પામ્યા હતા, અને બલ ને ઐશ્વર્યનો મદ રાખનારા રાવણ, કુંભકર્ણ, મેઘનાદ, કંસ, જરાસંધ

શિશુપાલ, દુર્યોધન ને કર્ણ તેમનો મદ ઊતારનારાઓથી પરાભવ પામી વિનાશ પામ્યા હતા. ગર્વગંજન પ્રભુ કોઇનો ગર્વ રહેવા દેતા નથી એમ સમજી મુમુક્ષુએ કોઈ પણ પ્રકારની તારતમ્યપણે રહેલી અનાત્મવસ્તુઓનો મદ કદીપણ કરવો નહિ. મિથ્યાનો ગર્વ શો? એમ તેણે વિચારવું જોઈએ. ગર્વ કરનારનું અવશ્ય પતન થાય છે, ને તે મોક્ષ-માર્ગમાં ચાલી શકતો નથી એ તેણે સર્વદા સ્મરણમાં રાખવું. એક ને અદ્વિતીય તત્ત્વમાં કોણે કોની આગળ ગર્વ કરવો?

પરના કોઈ પણ પ્રકારના ઉત્કર્ષને સહન ન કરવાનો સ્વભાવ તે **મત્સર**–ઈર્ષ્યા–અદેખાઇ–કહેવાય છે. શુભકર્મ કરનારના શુભકર્મનો પરિપાક થયે તેનો કોઈ પણ પ્રકારનો ઉત્કર્ષ થાય છે, અને મત્સર કરનારથી તેના ઉત્કર્ષને અટ-કાવી શકાતો નથી, વા તેનો નાશ કરી શકાતો નથી, એમ સમજી મુમુક્ષુ કોઈ પણ મનુષ્યની ઈર્ષ્યા કરી પોતાના અંતઃકરણને તપાવતો નથી, તથા પોતાના અંતઃકરણમાં ઈર્ષ્યાવડે પડતા કુસંસ્કારોને પડવા દેતો નથી.

મુમુક્ષુએ **દંભ** એટલે વેશ, ભાષા ને વર્તનમાં ખોટો ડોળ કદીપણ ન કરવો. દંભ કરનારને અવશ્ય અસત્ય બોલવું પડે છે, અને ક્યારેક કોઈની સાથે વિશ્વાસઘાત કરવો પડે છે. દંભી મનુષ્ય પોતાનો પ્રાપ્તવ્યવહાર શુદ્ધરીતે કરી શકતો નથી, શાસ્ત્રોક્ત નિષ્કામકર્મ કરી શકતો

નથી, શાસ્ત્રજ્ઞાન સંપાદન કરી શકતો નથી, શાસ્ત્રનું મનન, બ્રહ્મધ્યાન કે બ્રહ્મવિચાર કરી શકતો નથી, અને આ લોકનું, સ્વર્ગનું કે મોક્ષનું સુખ મેળવવા ભાગ્યશાલી થતો નથી. "ઊઘરહીં અંત ન હોત નિબાહુ, કાલનેમી રાવણ જિમિ રાહુ" ને "કાગળ હાંડલી કોઈ કરે જન, એકજ વાર ચઢે પણ ચૂલે" એવાં શિષ્ટ પુરુષોનાં વચનો સ્મરણમાં રાખી, તથા દંભનું અપકારક પરિણામ વિચારી મુમુક્ષુ દંભથી સર્વદા દૂરજ રહે છે, અને જેમ બને તેમ અન્યની આગળ પોતાનામાં જે યોગ્યતા હોય તે ગુપ્ત રાખવા યત્નશીલ રહે છે.

કોઈપણ અપકારક પ્રાણીના, શત્રુના, ચોરના, નિંદકના કે દુર્જનના દર્શનથી કે તેમના શબ્દશ્રવણથી અંતઃકરણાદિને કંપાવનાર દોષ **ભય** કહેવાય છે. જેનું અંતઃકરણ નાનામોટા પ્રતિકૂલ પ્રસંગ આવવાના અનુમાનથી, વા તેવા પ્રસંગના આવવાવિષે થતા શ્રવણથી, વા તેવો પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થવાથી ભયવડે કંપી ઊઠે છે તે મનુષ્યથી પોતાનો પ્રાપ્તવ્યવહાર જોઇએ તેવો ઉત્તમપ્રકારે કરી શકાતો નથી, ને તેનાથી અભ્યુદયનાં તથા નિશ્રયસનાં સાધનોનું રૂડી રીતે અનુષ્ઠાન પણ કરી શકાતું નથી. અસંગ, સૂક્ષ્મતમ, અદ્વૈત ને એક આત્માને કોનું ભય હોઇ શકે? પ્રતીત થતા જગતથી ને પોતાનાં મનાતાં ત્રણ શરીરોથી આત્મા (પોતાનું વાસ્તવિક સ્વરૂપ) ભિન્ન છે, ને તેને

કોઈના તરફથી કોઈ પણ પ્રકારની હાનિ થવાનો સંભવ નથી એમ સમજી મુમુક્ષુએ સર્વદા નિર્ભય રહી સ્વકર્તવ્ય-પરાયણ રહેવું જોઇએ. કાલ વા મૃત્યુ મારા વાસ્તવિક-સ્વરૂપ બ્રહ્મમાં કલ્પિત છે. તે કલ્પિત કાલનું ભય રાખવાનું મારે કાંઇ કારણ નથી, રોગો ને બીજાં દુઃખોનો આત્મામાં ગંધ પણ નથી, અને જેમ સૂર્યને અંધારું અને અગ્નિને ટાઢ અડચણ કરી શકતાં નથી, તેમ મને કોઇ પણ પ્રકારની પ્રતિકૂલતા અડચણ કરી શકતી નથી, તો હું કોનાથી ભય પામું? નિંદકોનું ભય રાખવાની પણ મને શી અગત્ય છે? જો તેઓ મારા શરીરાદિની નિંદા કરે તો તેમની કરેલી તે નિંદા મને પહોંચી શકતી નથી, ને જો મારા આત્માની નિંદા કરે તો આત્મા એકજ હોવાથી તેઓ પોતાના આત્માનીજ નિંદા કરે છે તેમાં મારે શામાટે ભયને વશ થવું જોઇએ? એમ મુમુક્ષુએ વિચાર્યા કરવું.

**શોક**, ખેદ, ચિંતા ને ઉદ્વેગ એ એક અર્થના વાચક શબ્દો છે. પ્રિયજનના મરણથી, પ્રિયજનના રોગયુક્ત-પણાથી, પ્રિયજનના વિયોગથી, ધનહાનિથી, પોતાનું શરીર રોગયુક્ત થવાથી, ધનધાન્યાદિની ઉપયોગપૂરતી પ્રાપ્તિ નહિ થવાથી, સ્ત્રીની કે પુત્રની પ્રાપ્તિ નહિ થવાથી, ઇચ્છિત પ્રાણિપદાર્થની પ્રાપ્તિ નહિ થવાથી, અને દુર્જનોભણીથી અપમાન થવાથી મનુષ્યનું મન શોકને વશ થાય છે. અંતઃકરણમાં શોકનો આવિર્ભાવ થવાથી તે શોક શોકગ્રસ્ત

થયેલા મનુષ્યના મનને, ઇંદ્રિયોને, રુધિરને, માંસને તથા મજ્જાને બાળે છે, અને અંતઃકરણને શાંતિથી તથા સુખથી દૂર કરી નાંખે છે. જેનું અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીર શોકરૂપ અગ્નિથી તપીરહ્યાં હોય તે મનુષ્ય પોતાનો પ્રાપ્તવ્યવહાર ઉત્તમપ્રકારનો કરી શકે નહિ, તથા પરમાર્થનાં સાધનોનું સેવન પણ કરી શકે નહિ. મુમુક્ષુએ શોકને ઉપજાવનારા કોઈ પણ પ્રકારના નિમિત્તની પ્રાપ્તિ થયે પોતાના જીવને શોકને વશ નહિ થવા દેતાં આવા વિચારરૂપી શીતલજલથી તે શોકાગ્નિને શાંત કરવોઃ—હે જીવ! તું તારે માટે જે અનુકૂલ થવાનું ઇચ્છે છે તે જો નહિ થવાનું હોય તો નહિજ થાય, અને તું જે પ્રતિકૂલને ઇચ્છતો નથી તે જો બનવાનું હશે તો મિથ્યા થવાનું નથી, તો પછી તું નકામો શોક કરી વધારે દુઃખી શામાટે થાય છે? પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં પ્રસન્ન રહેવું તે ભક્તનો તથા મુમુક્ષુનો ધર્મ છે. આત્માથી વા બ્રહ્મથી ભિન્ન સર્વ પ્રાણિપદાર્થો મિથ્યા છે તો પછી તારે અનુકૂલ મનાતા પ્રાણિપદાર્થના વિયોગથી ને પ્રતિકૂલ મનાતા પ્રાણિપદાર્થના સંયોગથી શોકને વશ શામાટે થવું જોઈએ? તારું સ્વરૂપ આનંદના મહાસાગરરૂપ છે, અને બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું આ જગત્ પણ અંતર્દૃષ્ટિએ જોતાં આનંદના મહાસાગરરૂપ છે. જેમ પરમશીતલ ઉત્તરમહાસાગરમાં અગ્નિની જ્વાલાઓ સંભવતી નથી તેમ તારા પરમશીતલ આનંદઘન

આત્મસ્વરૂપમાં શોકની જ્વાલાઓ સંભવતી નથી. શોકનાં જે જે નિમિત્તો લોકમાં મનાય છે તે સર્વ નિમિત્તો મિથ્યા હોવાથી મનુષ્યના મનમાં ઉપજતો શોક પણ ભ્રાંતિજન્ય હોવાથી મિથ્યાજ છે. અવિવેકથી મનુષ્યના મનમાં શોક ઉપજે છે, ને વિવેકથી તેનું શમન થાય છે, માટે તારે વિવેકના બલવડે તારા મનમાં કદીપણ શોક ઉપજવા દેવો નજ જોઇએ. જે સ્વરૂપમાં મરણ, રોગ, પ્રિયાપ્રિય પ્રાણીઓનો સંયોગવિયોગ, અને નિંદકનિંદા નથી તે સ્વરૂપ એજ તારું વાસ્તવિક સ્વરૂપ છે, ને તે સ્વરૂપમાં સ્થિર રહી તારે શોકસાગર તરી જવો જોઇએ.

**વિસ્મય** વા આશ્ચર્ય પણ મનની સમતાનો ભંગ કરનાર છે, તેથી મુમુક્ષુએ તેને પણ પોતાના અંતઃકરણમાં અવકાશ ન આપવો જોઇએ. માયામાં સર્વ સંભવી શકે છે એમ જાણી સિદ્ધિઓની, ચમત્કારોની ને નવા નવા શોધોની વાતો સાંભળી વા વાંચી મુમુક્ષુએ વિસ્મય પામવું નહિ, પણ બ્રહ્મપ્રાપ્તિના સાધનોના સેવનમાંજ ઉત્સાહી રહેવું.

વિનાપ્રયોજને **હસવું**, કોઇનું અપમાન કરવા હસવું, અને દાંતનાં પેઢાં દેખાય તથા દૂર બેઠેલાને પણ હસવાનો ધ્વનિ સંભળાય એમ ઠીઠી હસવું તે શિષ્ટ મનુષ્યને ને તેમાં પણ મુમુક્ષુને ઉચિત નથી. પ્રયોજનવશાત્ મંદમંદ હસવું તે દોષરૂપ નથી, પણ અટ્ટહાસ્ય કરવું તે દોષરૂપ છે. મુમુક્ષુએ પ્રૌઢતા પ્રાપ્ત કરવાની છે, અને અટ્ટહાસ્ય એ પ્રૌઢતાનું

વિરોધી છે માટે મુમુક્ષુએ અટ્ટહાસ્યનો પરિત્યાગ રાખવો ઉચિત છે.

જેમ અગ્નિનો દુરુપયોગ મનુષ્યને અપકાર કરે છે, ને તેનો સદુપયોગ તેને ઉપકાર કરે છે, જેમ વિષનું શોધન કર્યા વિના ને તેના ભક્ષણનો વિધિ જાણ્યા વિના તેનું ભક્ષણ કરવામાં આવે તો તે અપકાર કરે છે, ને જો તેનું શોધન કરીને તથા તેના ભક્ષણનો વિધિ જાણીને તેનું ભક્ષણ કરવામાં આવે તો તે રસાયનનું કામ કરે છે, અને જેમ શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણનો દુરુપયોગ મનુષ્યને હાનિ કરે છે, ને તેમનો સદુપયોગ મનુષ્યને લાભ કરે છે, તેમ કામાદિનો દુરુપયોગ મનુષ્યને દુઃખ આપે છે, ને તેનો સદુપયોગ મનુષ્યને સુખ આપે છે.

મનુષ્યને પોતાનાં સ્ત્રીપુત્રાદિમાં જેવો પ્રેમ થાય છે તેવો વિશુદ્ધ પ્રેમ જો પરમાત્મસ્વરૂપમાં વા તેમની પ્રાપ્તિનાં સાધનોમાં થાય તો તે પ્રેમરૂપ કામ મનુષ્યનું હિત કરનાર થાય છે.

મનુષ્યને અપકાર કરનાર પ્રાણીના ઉપર જેવો ક્રોધ પ્રકટે છે તેવો ક્રોધ જો આસુરીસંપત્પર, ભેદજ્ઞાનપર ને અજ્ઞાનપર પ્રકટે તો તે ક્રોધ મનુષ્યનું અહિત કરનારો નહિ થતાં તેનું હિત કરનારો થાય છે.

મનુષ્ય જેમ દ્રવ્યની પ્રાપ્તિ કરવામાં ને તેનો સંગ્રહ કરવામાં લોભી—તૃષ્ણાવાળો—રહે છે તેમ જો તે જ્ઞાનની

પ્રાપ્તિમાં વા યોગની પ્રાપ્તિમાં લોભી રહે તો તે લોભ તેને ઉપકારક થાય છે. આવો લોભી સર્વ પ્રાણીઓના આત્મરૂપ થવાથી સર્વ પ્રાણીઓને તે વહાલો લાગે છે.

શરીરાદિ જડમાં આત્માની ભ્રાંતિ નહિ રાખતાં શુદ્ધ ચેતનમાંજ આત્માનો નિશ્ચય રાખનારો, સ્વપરનાં સ્થૂલશરીરોમાં પવિત્રપણાની ભ્રાંતિ નહિ રાખતાં આત્મામાં-જ પવિત્રપણાનો નિશ્ચય રાખનારો, દેહાદિ અનિત્ય પદાર્થોમાં નિત્યપણાની ભ્રાંતિ નહિ રાખતાં આત્મામાંજ નિત્યપણાનો નિશ્ચય રાખનારો અને દુઃખરૂપ વિષયોમાં ને તેનાં સાધનોમાં સુખરૂપપણાની ભ્રાંતિ નહિ રાખતાં આત્મામાં-જ સુખરૂપપણાનો નિશ્ચય રાખનારો પુરુષ અવિદ્યાને વશ વર્તનારા મનુષ્યોને પોતાનાથી વિપરીત નિશ્ચયવાળો જણાવાથી મોહને વશ થયેલો પ્રતીત થાય છે. આવો મોહ મુમુક્ષુનું કલ્યાણ કરનારો થાય છે. અનુકૂલ મનાતા પ્રાણિપદાર્થમાં જે ઘાટી આસક્તિ તે પણ મોહ કહેવાય છે. એવી રીતે પરમાનુકૂલ આત્મસ્વરૂપમાં જે ઘાટી આસક્તિ તે પણ લોકોત્તર મોહ કહી શકાય, ને એવો મોહ મુમુક્ષુને પરમોપકારક થાય.

હું બ્રાહ્મણ છું માટે મારે શાસ્ત્રમાં કહેલા બ્રાહ્મણના ધર્મોપ્રમાણેજ વર્તવું જોઇએ, તેથી વિપરીતરીતે નજ વર્તવું જોઇએ, હું ક્ષત્રિય છું માટે મારે શાસ્ત્રમાં કહેલા ક્ષત્રિયના ધર્મોને અનુસરીને વર્તવું જોઇએ, તેથી વિપરીત-રીતે નજ વર્તવું જોઇએ, હું વૈશ્ય છું માટે મારે શાસ્ત્રમાં

કહેલા વૈશ્યના ધર્મપ્રમાણેજ વર્તવું જોઇએ, તેથી વિપરીતરીતે નજ વર્તવું જોઇએ, અને હું શૂદ્ર છું માટે મારે શાસ્ત્રમાં ઉપદેશેલા શૂદ્રના ધર્મપ્રમાણેજ વર્તવું જોઇએ, તેથી ઊલટીરીતે મારે નજ વર્તવું જોઇએ. વળી હું બ્રહ્મચારી છુ માટે મારે શાસ્ત્રમાં જણાવેલા બ્રહ્મચારીના ધર્મોનુજ પાલન કરવું જોઇએ, તેથી વિપરીતરીતે મારે નજ વર્તવું જોઇએ, હું ગૃહસ્થ છું માટે મારે શાસ્ત્રમાં જણાવેલા ગૃહસ્થોના ધર્મપ્રમાણેજ સદા વર્તવું જોઈએ, તેથી વિપરીત વર્તન નજ કરવું જોઇએ, હું વાનપ્રસ્થ વા તાપસ છું તો મારે વાનપ્રસ્થના વા તાપસના ધર્મો શાસ્ત્રમાં જણાવ્યા છે તે ધર્મોનુંજ શ્રદ્ધાપ્રીતિથી પાલન કરવું જોઇએ, તેથી ઊલટીરીતે મારે નજ વર્તવું જોઇએ, અને હું સંન્યાસી વા સાધુ છું તો મારે શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા સંન્યાસીના વા સાધુના ધર્મોને અનુસરીનેજ વર્તવું જોઇએ, તેથી વિપરીતરીતે મારે નજ વર્તવું જોઇએ. એજ પ્રમાણે હું સધવા સ્ત્રી છું તો મારે પતિપરાયણાજ થવું જોઇએ, ને જો હું વિધવા સ્ત્રી છું તો મારે પરમેશ્વરપરાયણાજ થવું જોઇએ, તેથી વિપરીતરીતે મારે કદીપણ નજ વર્તવું જોઇએ. આવો મદ મનુષ્યને અપકારક ન થતાં ઉપકારકજ થાય તે સ્પષ્ટજ છે.

હું વેદાંતશાસ્ત્રના શ્રવણમાં, વેદાંતશાસ્ત્રના મનનમાં અને બ્રહ્મવિચારમાં બીજા મુમુક્ષુઓના કરતાં ચઢીઆતો થાઉં, હું ધારણા, ધ્યાન ને સમાધિમાં બીજા યોગસાધકોના

કરતાં ચઢીઆતો થાઉં, હું વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ શ્રવણાદિની પ્રાપ્તિનાં સાધનોમાં બીજા જિજ્ઞાસુઓના કરતાં શ્રેષ્ઠ થાઉં, અને હું સંધ્યાવંદનાદિ ચિત્તશુદ્ધિનાં સાધનોમાં અને પરમાત્મભક્તિ આદિરૂપ ચિત્તની સ્થિરતાનાં સાધનોમાં અન્ય મનુષ્યોના કરતાં ઉત્તમ થાઉં આવો **મત્સર** મનુષ્યને અપકારક નહિ થતાં ઉપકારક થાય એ વિનાકહેજ સમજી શકાય એવી વાત છે.

નાટકના પાત્રની પેઠે મનમાં સત્યપણાનો નિશ્ચય નહિ છતાં-દેહાદિમાં આત્માની ને જગત્‌માં સત્યપણાની બુદ્ધિ નહિ છતાં-બીજાની બાહ્યદૃષ્ટિએ ઉપરટપકે પોતાનો પ્રાપ્તવ્યવહાર કરવાનો ડોળ કરવો આ **દંભ** પણ મોક્ષસાધકને વા અદૃઢજ્ઞાનીને હિતકર છે એ દીવાજેવી સ્પષ્ટ વાત છે.

પાપકર્મથી, સજ્જનોથી, સદ્‌ગુરુથી, શાસ્ત્રોથી ને પરમેશ્વરથી ડરવારૂપ **ભય** મનુષ્યોને કલ્યાણને માર્ગે લઇ જનાર હોવાથી એ ભય મનુષ્યને અપકારક નહિ થતાં ઉપકારક થાય છે એ કોઇના ઉપદેશવિના પણ સમજુનું અંતઃકરણ સ્વીકારે એવી વાત છે.

મનુષ્યજન્મનું દુર્લભપણું વિચારી મનુષ્યજન્મને સફલ કરવામાટે ચિત્તશુદ્ધિ કરવાના સાધનરૂપ શાસ્ત્રોક્ત નિષ્કામકર્મો ન કરાયાં હોય તો તે માટે તે મનુષ્યે **શોક** કરવો ઉચિત છે, જે મનુષ્યે પોતાના મનને સ્થિર

કરવાના સાધનરૂપ પરમાત્માની ભક્તિ કે પરમાત્માનું ધ્યાન ન કર્યું હોય તેણે પોતાની ભૂલમાટે શોક કરવો યોગ્ય છે, જે મનુષ્યે વેદાંતનું શ્રવણાદિ કરવાનો અધિકાર મેળવવામાટે વિવેકાદિ સાધન પ્રાપ્ત કર્યા નથી તેણે શોક કરવો ઉચિત છે, અને જેણે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાટે વેદાંતનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવામાં સમય લીધો નથી તેણે પોતાની ભૂલમાટે શોક કરવો ઉચિત છે. હાય ! હાય ! મ મૂર્ખાએ મારા હિતમાટે કરવાયોગ્ય કાંઇ ન કર્યું, ક્ષણની પરંપરારૂપ કાલ ઉતાવળે ચાલ્યો જાય છે, ને હું મોહાંધ થઇ મિથ્યા દૃશ્યમાં લપટાઇ રહ્યો છું, મૃત્યુ અચાનક આવી ઊભું રહેશે ત્યારે મારું શું થશે ! આવી ચિંતા પણ મનુષ્યને ઉપકારક થાય છે. આવો શોક જો તેને ભવિષ્યમાં તેના શુભ કર્તવ્યમાં જોડે તો તે શોક તે મનુષ્યને ઉપકારક થાય છે. પ્રમાદને વશ થઈ જો દિવસો-ના દિવસો, માસોના માસો ને વરસોનાં વરસો કર્તવ્ય-વિમુખતામાં વ્યતીત કર્યા હોય તો જેમના અંતઃકરણમાં પુણ્યસંસ્કારનો ઉદય થયો હોય તેમના અંતઃકરણમાં તે નિમિત્તના શોકવડે દૃશ્યમાં વિરાગ ને કર્તવ્યમાં અભિરુચિ પ્રકટે છે, જે તેને કર્તવ્યાનુષ્ઠાનમાં જોડી તેનું હિત સાધે છે.

બહિર્મુખ ઇંદ્રિયોવાળા ને અંતઃકરણોવાળા મનુષ્યોને અસત્, કુત્સિત ને અપકારક વિષયોમાં રચ્યાપચ્યા રહેલા જોઇ જે **વિસ્મય** ઉત્પન્ન થાય, પામર ને વિષયી જનોને

દેહાદિને આત્મા માનનારા ને જગત્‌ને સત્ય માનનારા જોઇ જે વિસ્મય ઉત્પન્ન થાય, અને સ્વયંપ્રકાશ આત્માને અવિદ્યાથી આચ્છાદિત થયાજેવો જોઈ જે વિસ્મય થાય તે વેદાંતસિદ્ધાંતમાં દૃઢતા ઉપજાવનારો હોવાથી ઉપકારક થાય છે.

અસત્, તુચ્છ ને બંધક વિષયોએ પોતાનામાં સત્યપણાની, રમણીયપણાની ને સુખદપણાની ભ્રાંતિ ઉપજાવી મને કેમે કરીને પાછો ન મેળવી શકાય એવો ઘણો સમય કેમ વ્યતીત કરાવ્યો હશે એવા વિચારવડે મનુષ્યને જે હસવું આવે તે વિષયોમાં દૃઢ ઉપેક્ષા કરાવનારું હોવાથી ઉપકારક થાય છે.

જેઓ દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત ભૂમાને જાણવા વા ઉપાસવા સમર્થ નથી તેઓમાંના કેટલાક શાસ્ત્રમાં શ્રદ્ધા રાખનારા તેમનું સંધ્યાદિવડે સૂર્યમાં, અગ્નિહોત્રવડે અગ્નિમાં, મૂર્તિપૂજનવડે શિવમાં વિષ્ણુમાં દેવીમાં ગણપતિમાં સૂર્યમાં સદ્‌ગુરુમાં હનુમાન્‌માં બુદ્ધમાં તીર્થંકરમાં કે પેગંબરમાં પૂજન કરે છે, અને આ લોકનું કે પરલોકનું ઇચ્છિત સુખ મેળવે છે. પામર ને વિષયી મનુષ્યો તેમનું સ્ત્રીમાં પુત્રમાં કે નાનાવિધ દ્રવ્યમાં આરાધન કરે છે, ને દુઃખમિશ્રિત પરિમિત સુખાભાસને પ્રાપ્ત કરે છે. આવી રીતે સર્વ મનુષ્યો જાણે અજાણે ભૂમાનુંજ–બ્રહ્મનુંજ–આરાધન કરી રહ્યાં છે.

રામાયણ, મહાભારત, સર્વપુરાણો અને સર્વઉપપુરાણો

મનુષ્યે પોતાના કલ્યાણમાટે દૈવીસંપત્તિ મેળવવી જોઇએ, અને આસુરીસંપત્તિનો પરિત્યાગ કરવો જોઇએ એવો ગૂઢ ઉપદેશ કરે છે. મનુષ્યના અંતઃકરણમાં ને ઇંદ્રિયોમાં રહેલી શાસ્ત્રનિરપેક્ષ સ્વાભાવિક રાજસીતામસીવૃત્તિઓ તે અસુરો છે, અને મનુષ્યના અંતઃકરણમાં ને ઇંદ્રિયોમાં સત્શાસ્ત્રના તથા પોતાના સદ્ગુરુના ઉપદેશથી પ્રકટતી સાત્ત્વિકીવૃત્તિઓ દેવો છે. એ દેવો જ્યારે પૂર્વોક્ત અસુરોનો પરાભવ કરે છે ત્યારે તે મનુષ્યને સ્વારાજ્યની પ્રાપ્તિ થાય છે.

જેમ યુદ્ધમાં પ્રસ્થાન કરવા ઇચ્છનાર રાજા પોતાના શત્રુનો પરાજય કરવાની ઇચ્છાથી અભિજિતમુહૂર્તમાં પ્રયાણ કરે છે તેમ મુમુક્ષુએ આસુરીસંપત્તિ, ભેદભ્રાંતિ ને અજ્ઞાનનો પરાજય કરવામાટે અભિજિતમુહૂર્તજેવા જય અપાવવામાં મહાસમર્થ પોતાના શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનો આશ્રય ને આશીર્વાદ મેળવી તેમણે ઉપદેશેલી રીતે પ્રયત્ન કરવો જોઇએ.

સત્શાસ્ત્રોએ અને પોતાના સમર્થસદ્ગુરુએ ઉપદેશેલું બ્રહ્મધ્યાનજ મારા દુઃખની નિવૃત્તિના ને પરમાનંદની પ્રાપ્તિના સાધનરૂપ છે એવો સુદૃઢ નિશ્ચય રાખી પછી હું કોઇ પણ યોગ્ય ઉપાયે બ્રહ્મજ્ઞાનના પ્રતિબંધોને નિવૃત્ત કરી અવશ્ય બ્રહ્મનો સાક્ષાત્કાર કરીશ એવા નિશ્ચયપૂર્વક બ્રહ્મધ્યાનમાં પ્રીતિપૂર્વક મંડ્યા રહેવાથી મનની અશુદ્ધિની, ચંચલતાની ને સ્થૂલતાની નિવૃત્તિ થયે તે મુમુક્ષુના હૃદયમાં બ્રહ્મનો

આવિર્ભાવ થાય છે, ને બ્રહ્મના આવિર્ભાવવડે તે મુમુક્ષુ કૃતાર્થ થાય છે.

જેમ તરંગાદિના બાધથી જલાશય, જેમ ગંધર્વનગરના બાધથી આકાશ, જેમ ભીંતપરના, લુગડાપરના વા કાગળપરના ચિત્રના બાધથી ભીંત, લુગડું વા કાગળ, જેમ કાગળપર લખેલા કે છાપેલા અક્ષરોના બાધથી કાગળ, જેમ જલાશયમાં પ્રતીત થતા અધોમુખ શરીરના બાધથી ઊર્ધ્વમુખ શરીર, જેમ મનોરાજ્યના બાધથી સાક્ષી અને જેમ પ્રતિબિંબના બાધથી દર્પણ પ્રતીત થાય છે, તેમ નામરૂપવાળા પ્રાણિપદાર્થના બાધથી અખંડૈકરસ બ્રહ્મ વા ભૂમા બ્રહ્મવિત્ પુરુષને પ્રતીત થાય છે.

દેવોના કે આત્મજ્ઞ સદ્ગુરુના પૂજનકાલે પૂજન કરનારના અંતઃકરણમાં શ્રદ્ધા, પ્રીતિ ને એકાગ્રતા જેટલા પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં તેના અંતઃકરણમાં ભૂમાનંદનું સંક્રમણ વા આવિર્ભાવ થાય છે. એવું પૂજન પૂજકના વ્યવહારની અનુકૂલતામાં, અંતઃકરણની શુદ્ધિમાં, અંતઃકરણની સ્થિરતામાં ને અંતઃકરણની સૂક્ષ્મતામાં હેતુરૂપ છે. મુમુક્ષુ જ્યારે દેવને કે આત્મજ્ઞ સમર્થ સદ્ગુરુને ભૂમારૂપે સમજી તેમનું અગાધ શ્રદ્ધા, અપાર પ્રીતિ ને મનની ઘણી એકાગ્રતાથી પૂજન કરે છે ત્યારે જ્ઞાનદ્વારા તે મુમુક્ષુ ભૂમાનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. તે વેલા તે મુમુક્ષુ, મનુષ્યો રાત્રિ પડતાં જેમ જગત્‌ને અંધકારમાં ડુબી ગયેલું જુએ છે તેમ

જગત્‌ને ભૂમામાં લીન થયેલું અનુભવે છે.

સંધ્યાસમયનો રતાશ પડતો પ્રકાશ જેમ ક્ષણિક છે, વીજળીનો ઝબકારો જેમ ક્ષણિક છે, પાણીનો પરપોટો જેમ ક્ષણિક છે, અને વેલાના પાંદડાપર પડેલું ઝાકળનું મોતીજેવું જણાતું બિંદુ જેમ ક્ષણિક છે, તેમ મનુષ્યનું શરીર પણ ક્ષણિક છે. રક્તાશય બંધ પડવાથી, માથામાં રુધિર ચઢી જવાથી, શરીરપર વીજળી પડવાથી, લૂ લાગવાથી, ઘર પડતાં ઘરની નીચે દટાઇ જવાથી, પાણીમાં ડુબી જવાથી, વહાણ કે આગબોટ ડુબી જવાથી, સર્પદંશ થવાથી, અને મરકી કોગળીઉં કે અન્ય મહાવ્યાધિ થવાથી દિવસે સાજો જોયેલો મનુષ્ય રાત્રે, ને રાત્રે સાજો જોયેલો મનુષ્ય દિવસે પરલોકમાં પહોંચી ગયેલો સંભળાય છે, વા જોવાય છે. આવા ક્ષણ-ભંગુર શરીરના ચિરસ્થાયીપણાની ભ્રાંતિ રાખી પરમાર્થનાં સાધનોમાં દીર્ઘસૂત્રી થવું એ કેટલી બધી મૂર્ખતા છે?

જેમ ગામની કે નગરની બહાર ભટકતાં ભુંડો ને કાગડા મલનું ભક્ષણ કરવામાં પ્રીતિ રાખે છે, ને ગર્દભો ગામનો મલિન કચરો ખાવામાં રુચિ રાખે છે, તેમ પામર ને વિષયી જનો યોગ્યાયોગ્ય વિષયોના સેવનમાં રચ્યાપચ્યા રહે છે, અને પોતાના જીવાત્માના ઉદ્ધારમાટે કાંઇ પણ શાસ્ત્રોક્ત પ્રયત્ન કરતા નથી, એ સર્વ વિવેકી મનુષ્યોની દૃષ્ટિએ દયાનાં પાત્ર છે.

ઉત્તમમુમુક્ષુએ આત્મસ્વરૂપના દૃઢસાક્ષાત્કારમાટે

વારંવાર આદરપૂર્વક આવો વિચાર કર્યા કરવો જોઇએઃ-હું સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર કે કારણશરીર નથી, પણ તે ત્રણે શરીરોનો અસંગ રહીને પ્રકાશક છું; હું જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાંની કોઈ પણ અવસ્થારૂપ નથી, પણ તે ત્રણે અવસ્થાઓનો અસંગ રહીને પ્રકાશક છું; અને હું જાગ્રત્નો ને સ્થૂલશરીરનો અભિમાની વિશ્વ, સ્વપ્નનો ને સૂક્ષ્મશરીરનો અભિમાની તૈજસ, અને સુષુપ્તિનો ને કારણશરીરનો અભિમાની પ્રાજ્ઞ નથી, પણ તે ત્રણે અભિમાનીઓનો અસંગ રહીને પ્રકાશક છું. મારા વાસ્તવિક સ્વરૂપમાં એ સર્વ કલ્પિત છે. જાગ્રદાદિ ત્રણે અવસ્થાઓની ત્રિપુટીઓની સાથે મારો વાસ્તવિક સંબંધ નથી. હું સચ્ચિદાનંદાદિસ્વભાવવાળો ને સર્વદા એકરૂપેજ રહેનારો છું. હું સર્વદા સાક્ષિરૂપે રહેનારો હોવાથી અંતઃકરણના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, દંભ, ભય ને ખેદાદિ ધર્મો મારામાં નથી, અને સ્થૂલશરીરના રોગો પણ મારામાં નથી. હું સર્વદા દુઃખરહિત આનંદઘન છું.

આ ભવારણ્યમાં વિદ્યાના અભિમાની બ્રહ્મરાક્ષસોથી, અભક્ષ્યનું ભક્ષણ ને અપેયનું પાન કરવામાં રત રહેનારાં પ્રેતોથી, ન્યાયાન્યાયનો લેશ પણ વિચાર કર્યા વિના કોઈ પણ પ્રકારે દ્રવ્ય મેળવવાનો પ્રયત્ન કરનારા રાક્ષસોથી, અને મકરધ્વજનુંજ આરાધન કરવામાં જીવન વ્યતીત કરનારા કબંધોથી મુમુક્ષુએ દૂર રહી પોતાનો પંથ કાપવાનો છે.

જ્ઞાનીના અંતઃકરણમાં બ્રહ્મવિદ્યાનામની લોકોત્તરવૃત્તિનો આવિર્ભાવ થતાં તેમનું અંતઃકરણ બદલાઇ ગયાજેવું થઈ જાય છે. આગળ તે અસત્ ને જડ પદાર્થોનું ચિંતન કરતું હતું, પણ હવે તેને તેમ કરવાનું ગમતું નથી. હમણાં તેને બ્રહ્મચિંતન કરવું ગમે છે, વા બ્રહ્મસ્વરૂપમાં લીન થઈ જવું ગમે છે. આગળ તેને કનક, કાંતા ને કીર્તિમાં તેમને સત્ય ને સુખદ માની ન્યૂનાધિક અનુરાગ રહેતો, પણ હવે તેને તે ત્રણમાં કે તે ત્રણમાંના કોઈમાં સત્યતાની કે સુખદપણાની બુદ્ધિપૂર્વક અનુરાગ રહ્યો નથી, હમણાં તે બ્રહ્મમાંજ અનુરાગી જણાય છે. આગળ તેને જે બ્રહ્મ ભયભરેલું લાગતું તે બ્રહ્મ હવે તેને અત્યંત નિર્ભયરૂપ જણાય છે. આ તો વનમાં રહેનારાં હરિણાદિ પશુઓ જેમ સમુદ્રમાં રહેવા લાગે, ને જલમાં રહેનારાં મત્સ્યાદિ પર્વતપર રહેવા લાગે તેના જેવું ઊલટું થયું.

આ સંસારરૂપ કાંટાવાળાં વૃક્ષોથી ભરેલા, ખાડાખાબોચિયાવાળા, નાનામોટા ટેકરા ને પર્વતોવાળા તથા નાનીમોટી નદીઓવાળા વનમાં કામનામનો ચોર પ્રવાસીઓના ધર્મરૂપ ધનને લૂટી લે છે, ક્રોધરૂપ દાવાનલ પ્રવાસીઓને દાહ પમાડ્યા કરે છે, લોભરૂપ સિંહ ભયંકર ગર્જનાઓ કર્યા કરે છે, મોહરૂપ વ્યાઘ્ર ઘુઘવાટીઓ કર્યા કરે છે, મદરૂપ દીપડાઓ જ્યાં ત્યાં દોડ્યા કરે છે, મત્સરરૂપ રીંછો જ્યાં ત્યાં ભટક્યા કરે છે, અને વિવિધ લાલસાઓરૂપી

ચુડેલો જ્યાં ત્યાં કુદાકુદ કર્યા કરે છે. ધીર, સાવધ ને દૃઢ નિશ્ચયવાળો પ્રવાસીજ આ સંસારરૂપ ભયભરેલા વનની સામી બાજુએ આવેલા બ્રહ્મરૂપ પરમાનંદપુરમાં પહોંચી કૃતાર્થ થઇ શકે છે.

ત્રિવિધ તાપરૂપ જલથી ભરેલો, કામક્રોધાદિરૂપ પ્રાણીઓને ગળી જનારા મકરાદિ પ્રાણીઓનો સમૂહ જેમાં યત્ર તત્ર ભ્રમણ કરી રહ્યો છે એવો, અને જેમાં પ્રતિકૂલતાઓ-રૂપ મોટાં મોટાં મોજાંઓ ઊછળી રહ્યાં છે એવો આ સંસારસાગર બ્રહ્મજ્ઞાનરૂપ સુદૃઢ નૌકાવિના સુખપૂર્વક તરી જવાય એવો નથી.

બ્રહ્મચારી, સંન્યાસી, પરમહંસ, સાધુ, વૈરાગી, ભિક્ષુ, પાદરી ને ફકીર એ સર્વ પોતાને સંસારથી ઉદાસીન થયેલા ને પરમાત્માની પ્રાપ્તિ કરવાસારુ પ્રયત્ન કરનારા જણાવવા-માટે અમુક અમુક પ્રકારનો વેશ પહેરે છે, ને અમુક અમુક પ્રકારનાં બાહ્યચિહ્નો ધારણ કરે છે, પણ તેમાંનો મોટો ભાગ અંતઃકરણના ઊંડાણમાં વિમલવિવેકને તથા વિમલવિરાગને અભાવે સંસારમાં—દૃશ્ય વિષયોમાં ને તેનાં સાધનોમાં—ઉદાસ થયેલો હોતો નથી, અને પરમાત્માના સાક્ષાત્કારમાટે શ્રદ્ધાપ્રીતિથી પરમાત્માની પ્રાપ્તિનાં શાસ્ત્રોક્ત સાધનોનું સેવન પણ કરતો નથી. એમાંનો કેટલોક ભાગ આળસુ, પ્રમાદી ને કુવ્યસનપરાયણ થયેલો હોય છે. આવા બાનાધારી મનુષ્યો પોતાના જીવાત્માને ઠગે છે, અને દંભ-

વડે બીજાઓને ઠગવાનો પ્રયત્ન કરતા હોય એમ પ્રતીત થાય છે. એવા મનુષ્યોએ પોતાના બાનાને શોભાવવા શાસ્ત્રોક્ત પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ.

વિરક્ત મુમુક્ષુએ ધનવાનોપર ને સ્ત્રીઓપર સામાન્ય દયા રાખવી, પણ રાગ ન રાખવો. તેમણે ધનવાનોના ને સ્ત્રીઓના ગુણોનો વિશેષ વિચાર ન કરવો, કેમકે તેમ કરવાથી તેમના ઉપર રાગ પ્રકટે છે, ને તે રાગ તે મુમુક્ષુને ભૂલભરેલે માર્ગે દોરી જાય છે. તેમણે ધનવાનોની સાથે કે સત્તાધારીઓની સાથે તેમને પ્રસન્ન રાખવા પ્રયોજનવિનાની વાતો ન કરવી, તથા તેમણે સ્ત્રીઓની સાથે પણ પ્રયોજનવિનાની વાતો ન કરવી. તેમણે ભૂલથી પણ સ્ત્રીઓને એકાંતમાં મળવું નહિ. ગૃહસ્થ મુમુક્ષુઓએ પણ પરસ્ત્રીઓની સાથે એકાંતમાં મળવું નહિ, કે તેમની સાથે નકામી વાતો કરવી નહિ, ને તેમનું હાસ્ય તો નજ કરવું.

મનની અત્યંતસૂક્ષ્મતા થયા વિના સૂક્ષ્મતમ ને આનદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકતો નથી, મનની અત્યંત સૂક્ષ્મતા મનની સ્થિરતા થયા વિના થતી નથી, મનની સ્થિરતા મનની રાગદ્વેષરહિતતારૂપ શુદ્ધિવિના થઇ શકતી નથી, અને મનની રાગદ્વેષરહિતતારૂપ શુદ્ધિ પોતાના પ્રાપ્તવ્યવહારની શુદ્ધિવિના અને શાસ્ત્રમાં કર્તવ્યરૂપે કહેલાં નિત્યકર્મોનું ફલેચ્છાના ને અભિમાનના પરિત્યાગપૂર્વક વિધિવત્ કરેલા સેવનવિના થઈ શકતી નથી. જે મુમુક્ષુઓ

બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરી બ્રહ્મવેત્તા થવા ઇચ્છતા હોય તેમણે પ્રથમ શાસ્ત્રોમાં જે કર્મો કરવાની ના પાડી છે તે કર્મોનો પરિત્યાગ કરી શાસ્ત્રોક્ત શુભકર્મોનું શ્રદ્ધાપ્રીતિથી યથાયોગ્ય સેવન કરવું. એમ કરવાથી પોતાના અંતઃકરણની શુદ્ધિ થયે તેમણે પોતાના સદ્ગુરુને પરમાત્માથી અભિન્ન સમજી તેમનું પરમાદરથી નિરંતર ધ્યાન કરવું. એમ કરવાથી તેમના ચિત્તની શુદ્ધિનો પરિપાક ને તેમના ચિત્તની સ્થિરતા થશે. પશ્ચાત્ તેમણે પૂર્વોક્ત ધ્યાનની સાથે સર્વવ્યાપક બ્રહ્મના સૂક્ષ્મતમ સ્વરૂપનો પરમાદરથી વિચાર કરવો. તેમનો આવો પ્રયત્ન ચાલુ રહેશે તો તે પ્રયત્નના પરિપાકે તેમને બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ તેઓ કૃતકૃત્ય થશે.

અજ્ઞાની મનુષ્યોને પોતાનું શરીર ને જગત્ સત્યરૂપે પ્રતીત થાય છે, અને બ્રહ્મવિત્ પુરુષને જેમ સ્વપ્નની સમાપ્તિ થયે જાગ્રત્ થયેલા મનુષ્યને સ્વપ્નમાં પ્રતીત થયેલું પોતાનું શરીર ને જગત્ પોતાની દૃષ્ટિઆગળ મિથ્યારૂપે પ્રતીત થાય છે, તેમ પોતાનું શરીર અને પ્રતીત થતું જગત્ તેમનું અંતઃકરણ જાગ્રદવસ્થાનું અતિક્રમણ કરી તુર્યાવસ્થામાં ગયેલું હોવાથી મિથ્યારૂપે પ્રતીત થાય છે. દૃઢરીતે મિથ્યા નક્કી કરેલા સ્થૂલશરીરનું ને નામરૂપાત્મક જગતનું તેમને જે ઝાંખું ભાન થાય છે તે ભાન તેમને બાધિતાનુવૃત્તિથી થાય છે. બાધિતાનુવૃત્તિ એટલે મિથ્યા જણાયેલા દેહની ને જગતની પોતાના કે અન્યના પ્રારબ્ધ-

કર્મના સામર્થ્યથી થતી પ્રતીતિ. જે મુમુક્ષુઓ બ્રહ્મવેત્તા થવાને ઇચ્છતા હોય તેમણે દેહનો ને જગત્નો બાધ કરવા–મિથ્યાપણાનો દૃઢ અનુભવ કરવા–સર્વદા ઉદ્યુક્ત રહેવું જોઇએ.

જેમ ૐ સગુણબ્રહ્મનું તથા નિર્ગુણબ્રહ્મનું પ્રતીક છે, ને તેનું સગુણબ્રહ્મરૂપે ઉપાસન કરવાથી તે સગુણબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે, ને તેનું નિર્ગુણબ્રહ્મરૂપે ઉપાસન કરવાથી તે નિગુણબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે, તેમ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ પણ સગુણબ્રહ્મના તથા નિર્ગુણબ્રહ્મના પ્રતીકરૂપ છે. તેમનું જો સગુણબ્રહ્મરૂપે ઉપાસન કરવામાં આવે તો તેઓ સગુણબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે, ને જો તેઓશ્રીનું નિર્ગુણબ્રહ્મસ્વરૂપે ઉપાસન કરવામાં આવે તો તેઓશ્રી નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે.

મોક્ષ એટલે બંધનોથી મોકળા થવું. મોક્ષને મુક્તિ, સ્વરૂપાવસ્થાન, કૈવલ્ય ને આત્મલોક પણ કહેવામાં આવે છે. કર્તાપણું, ભોક્તાપણું, સુખીપણું, દુઃખીપણું, પ્રમાતાપણું ને ક્ષુધાતૃષાયુક્તપણું આદિ અંતઃકરણાદિના ધર્મોનો આત્મામાં આરોપ કરવામાં આવે છે તે બંધ છે. વિવેકાદિ ને શ્રવણાદિ સાધનોના પરિપાકવડે જ્યારે ઉત્તમ મુમુક્ષુને આત્માના અસંગ ને સૂક્ષ્મતમ સ્વરૂપનો અનુભવ થાય છે ત્યારે તેને કર્તાપણું ને ભોક્તાપણું આદિ ધર્મો આત્માના નથી એવો સ્પષ્ટ અનુભવ થતાં તે પોતાને કર્તાપણાભોક્તાપણા આદિરૂપ બંધથી

અત્યંત મોકળો થયેલો અનુભવે છે. પૂર્વોક્ત બંધથી મોકળા થયાનો અનુભવ થવો તે મોક્ષ અથવા મુક્તિ કહેવાય છે. મોક્ષ-કાલે સ્થૂલશરીરમાંથી, સૂક્ષ્મશરીરમાંથી ને કારણશરીરમાંથી આત્મપણું નિવૃત્ત થઇ આત્મામાંજ આત્મપણાની બુદ્ધિ સુસ્થિર થયેલી હોવાથી તે મોક્ષનું અન્ય નામ સ્વરૂપાવસ્થાન કહેવાય છે. તે કાલે સ્થૂલશરીરથી, ઇંદ્રિયોથી, અંતઃકરણથી, પ્રાણથી ને અવિદ્યાના અંશથી મોકળો થઈ તે કેવલપણાને–એકાકીપણાને–પામેલો હોવાથી તે અવસ્થાને કૈવલ્ય કહેવામાં આવે છે. મુક્તિની અવસ્થામાં આત્મા ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનોલોક, તપોલોક અને સત્યલોક એ નામના અનાત્મ-લોકનું અતિક્રમણ કરી પોતાના લોકમાં–પોતાના સ્વરૂપમાં–સ્થિત થયેલો હોય છે તેથી તે દશાને આત્મલોક પણ કહેવામાં આવે છે. સંસારી લોકોના સ્થાનરૂપ પૂર્વોક્ત સાત લોકોથી આ અસંસારી જનોનો લોક પરિવ્રાટ્નો લોક પણ કહેવામાં આવે છે. તે મુક્તિ બે પ્રકારની છે. જીવન્મુક્તિ ને વિદેહમુક્તિ. તત્ત્વજ્ઞાન, મનોનાશ ને વાસનાક્ષયવાળા બ્રહ્મવેત્તાનું સ્થૂલશરીર તેમના કે અન્યના પ્રારબ્ધકર્મથી અન્યને પ્રતીત થતું હોય તે તેમની જીવન્મુક્તિ કહેવાય છે, અને તેમના કે અન્યના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ તેમના સ્થૂલશરીરની નિવૃત્તિ થઇ જાય એવી તેમની સ્થિતિ તે તેમની વિદેહમુક્તિ કહેવામાં આવે છે. મોક્ષ પામેલા જીવન્મુક્તને જન્મના કારણના અભાવથી પુનર્જન્મ થતો નથી.

ક્રમમોક્ષ ને સદ્યોમોક્ષ એમ મોક્ષ બે પ્રકારનો પણ કહેવાય છે. પોતાના ઇષ્ટદેવથી પોતાના સ્વરૂપને અભિન્ન માની પોતાના ઇષ્ટદેવની સતત ઉપાસના કરવાથી પોતાના ઇષ્ટદેવના લોકની પ્રાપ્તિ આદિ થાય તે **ક્રમમોક્ષ** કહેવાય છે, ને બ્રહ્મથી અભિન્ન આત્માનો દૃઢ અનુભવ થઇ તેજ જન્મમાં મોક્ષ થાય તે **સદ્યોમોક્ષ** કહેવાય છે. પૂર્વોક્ત ક્રમમોક્ષ ચાર પ્રકારનો છે, સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય વા સાર્ષ્ટિ ને સાયુજ્ય. પોતાના ઇષ્ટદેવના લોકની પ્રાપ્તિ થવી તે **સાલોક્ય-મોક્ષ**, પોતાના ઇષ્ટદેવના સમીપપણાની પ્રાપ્તિ થવી તે **સામીપ્યમોક્ષ**, પોતાના ઇષ્ટદેવના જેવા રૂપની પ્રાપ્તિ થવી તે **સારૂપ્યમોક્ષ** ને પોતાના ઇષ્ટદેવના જેવા ઐશ્વર્યની પ્રાપ્તિ થવી તે **સાયુજ્યમોક્ષ** કહેવાય છે.

**કામ** એ મહાવિષધર ગણાય છે. એ બહુ રૂપાળો ગણાતાં છતાં અતિક્રૂર હોવાથી પોતાને વશ વર્તનારનું ભલું કરતો નથી, પણ તે તેનું ઘણામાં ઘણું અનિષ્ટ કરે છે. એ મહાવિષધરનું વિષ અતિતીક્ષ્ણ છે, ને જેને તે દંશ કરે છે તેના રોમરોમમાં મહાવ્યથાને પ્રકટ કરે છે. મહાસુધાધર આત્મામાંજ મનને સ્થિર કર્યા વિના મનુષ્ય તે મહાવિષ-ધરથી બચી શકતો નથી.

સંતો હસ્તી ને હંસજેવા છે, અને દુર્જનો શૃગાલ ને કાકજેવા છે. મુમુક્ષુએ સંતનો સમાગમ પરમાદરથી કરવો જોઇએ, અને તેમણે દુર્જનોનો દૂરથીજ પરિત્યાગ કરવો જોઇએ.

જેમ પુણ્યકર્મમાં વૃદ્ધિ કરનારી દેવનદીમાં સ્નાન કરવું હિતકર ગણાય છે, અને પુણ્યકર્મનો નાશ કરનારી કમનાશામાં સ્નાન કરવું હિતકર ગણાતું નથી, તેમ પુણ્યકર્મમાં વૃદ્ધિ કરનારો સંતજનોનો સંગ હિતકર ગણાય છે, અને પુણ્યનો નાશ કરી પાપની વૃદ્ધિ કરનારો દુર્જનોનો સંગ અહિતકર ગણાય છે.

જેઓ પવિત્ર જલાશયમાં સ્નાન નહિ કરતાં મલિન ને દુર્ગંધયુક્ત જલવાળા ચમારના કુંડમાં સ્નાન કરે છે તે મૂઢ ગણાય છે, તેમ જેઓ સજ્જનોનો સંગ નહિ કરતાં દુર્જનોનો સંગ કરે છે તેઓ પણ મૂઢજ ગણાય છે.

જનસંગ ને તેમાં પણ બહિર્મુખ (અર્થકામની લોલુપતાવાળા ) મનુષ્યોનો સંગ મુમુક્ષુને બહુ પ્રકારનો અનર્થ ઉપજાવનારો હોવાથી સર્વથા સર્વદા પરિત્યાજ્ય ગણાય છે; અને પવિત્ર ને એકાંત દેશ સંસારથી ઉદાસ થયેલા ને પવિત્ર મનવાળા મુમુક્ષુને આનંદઘન બ્રહ્મનું અનુસંધાન કરવામાં ઉપકારક હોવાથી તેને સર્વથા સર્વદા સેવવાયોગ્ય ગણાય છે. મુમુક્ષુને એકાંતસ્થલવિના નિરુપાધિક આનંદનો અનુભવ થતો નથી. પવિત્ર ને એકાંતસ્થલમાં સ્ત્રીપુત્રાદિના સંગનો ત્યાગ કરી સ્વતંત્રપણે રહેલા મુમુક્ષુને જે વિષયરહિત આનંદનો અનુભવ થાય છે તે આનંદનો અનુભવ સમ્રાટ્‌ને પણ થવો દુર્લભ છે. એવા પવિત્ર ને એકાંત દેશમાં બેસવાથી મુમુક્ષુનું મન દૃશ્ય પ્રાણિપદાર્થના સંબંધથી મોકળું

થાય છે, અને આત્માનંદના સંસર્ગવાળું થઇ પવિત્ર સુખનો અનુભવ કરવા લાગે છે.

પ્રત્યક્તત્ત્વથી અભિન્ન બ્રહ્મનો અનુભવ કરનારા બ્રહ્મજ્ઞ પુરુષ પૂર્ણકામ અથવા આપ્તકામ હોય છે. એવા પૂર્ણ-કામ મહાપુરુષ કૃતાર્થ હોવાથી તેમના પરમપવિત્ર મનમાં લૌકિક કે દિવ્ય કોઈપણ વિષયની સ્પૃહા સંભવતી નથી. જેમ ત્રણ લોકના રાજ્યને પામેલા દેવને ભીખ માગવાની ઇચ્છા થતી નથી તેમ જેમને નિરવધિ બ્રહ્માનંદની અ-વિચલ પ્રાપ્તિ થઈ છે એવા બ્રહ્મજ્ઞ પુરુષને દિવ્યાદિવ્ય ક્ષુદ્ર સુખો મેળવવાની ઇચ્છા થતી નથી.

આ લોકના શબ્દાદિ વિષયોમાં ને ભુવર્લોકથી માંડીને સત્યલોકસુધીના શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં દોષ-દર્શનરૂપ વિવેકથી ઉપજેલો વૈરાગ્ય પ્રાપ્ત થયા વિના સાચા સુખની ને નિર્ભયતાની પ્રાપ્તિ થતી નથી. જે જે આ લોકની વસ્તુઓ છે, ને જે જે પરલોકની વસ્તુઓ છે તે સર્વ ભયથી ભરેલી છે, ભયરહિત નથી, માત્ર વૈરાગ્યજ ભયરહિત છે. વૈરાગ્યવિના સંપ્રજ્ઞાતયોગ કે અસંપ્રજ્ઞાતયોગ સિદ્ધ કરી શકાતો નથી, અને વૈરાગ્યવિના અખંડાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર પણ કરી શકાતો નથી. વૈરાગ્યરૂપ ચિંતામણિ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારેજ દૃશ્યની સ્પૃહારૂપ દારિદ્ર્ય દૂર થાય છે. મનુષ્યને સ્પૃહાથીજ દુઃખ થાય છે, સ્પૃહાની નિવૃત્તિ થવાથી દુઃખની પણ નિવૃત્તિ થાય છે. જેના મનમાં

આ લોકના કોઇ પણ પદાર્થની સ્પૃહા નથી તે રાજાઓનો પણ મહારાજા છે, ને જેના મનમાં ભૂર્લોકથી માંડીને સત્યલોકસુધીના લોકોમાંના કોઇ પણ પદાર્થની સ્પૃહા નથી તે દેવોનો પણ અધિદેવ છે. મુમુક્ષુએ વારંવાર પરમાત્માપાસે વિમલવિરાગની પ્રાપ્તિનીજ માગણી કર્યાં કરવી જોઇએ. દશ્યથી વિમુખ થયેલું અંતઃકરણજ બ્રહ્માભિમુખ થઇ શકે, અને બ્રહ્માભિમુખ થયેલું અંતઃકરણજ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થઇ શકે. અંતઃકરણનું દશ્યથી વિમુખ થવું એજ વિરાગ છે.

જેમ સમુદ્રનું મથન કરવાથી ઉત્તમ પદાર્થો ને અમૃત દેવો મેળવી શક્યા તેમ મુમુક્ષુ સમગ્ર સંસાર જેમાં સૂક્ષ્મરૂપે રહ્યો છે એવા પોતાના ચિત્તરૂપ મહાસાગરનું શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા, નિર્ભયતા ને દૃઢતા રાખીને મથન (સંશોધન) કરવાથી ચિત્તના રાજસતામસ ધર્મો ક્રમથી નિવૃત્ત થઇ ચિત્તમાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, તેથી મુમુક્ષુને ઉત્તમોત્તમ પદાર્થોની પ્રાપ્તિ થવાઉપરાંત વાસ્તવિક અમૃતની એટલે મોક્ષની પ્રાપ્તિ થાય છે. જે મોક્ષ ત્રણ પ્રકારના દુઃખથી રહિત પરમાનંદરૂપ છે.

નિરભિમાનપણું પ્રાપ્ત કરવા ઇચ્છનાર જિજ્ઞાસુ મનુષ્યે પરોક્ષ ઈશ્વરને, ઈશ્વરની પ્રતિમાઓને, પોતાના સદ્ગુરુને, બ્રહ્મજ્ઞ પુરુષોને, પરમાત્માના અનન્યભક્તોને અને પોતાનાં માતપિતા આદિ વયોવૃદ્ધ સગાંઓને વિનયપૂર્વક શાસ્ત્રીય-

રીતે પ્રણામ કરવાનો સ્વભાવ રાખવો. તેમને વિધિવત્ પ્રણામ કરવાથી મનુષ્યના પાપસંસ્કારોની નિવૃત્તિ થાય છે, તેના અંતઃકરણમાં વિનયની ને પરમાત્માની ભક્તિની વૃદ્ધિ થાય છે, અને અંતે જેમને તે પ્રણામ કરે છે તેમનું વાસ્તવિક સ્વરૂપ જે બ્રહ્મ તેને તે પામે છે. "**ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति । प्रणमेद्दंडवद्भूमावाश्वचांडालगोखरम् ॥**" (ભગવાન્ ઈશ્વર પોતાના ચિદાભાસરૂપ અંશવડે સર્વ પ્રાણીઓનાં હૃદયમાં અંતર્યામિરૂપે પ્રવેશ પામેલા છે, માટે પોતાના દેહાભિમાનની નિવૃત્તિસારુ મુમુક્ષુ શ્વાનથી માંડીને ચાંડાલ, બળદ ને ગધેડાપર્યંતનાં પ્રાણીઓને પણ ભૂમિઉપર પડીને દંડવત્ પ્રણામ કરે.)

આતુર હૃદયથી કરેલી મનુષ્યની પ્રાર્થના પરમાત્મા અવશ્ય સાંભળે છે, માટે જિજ્ઞાસુએ પોતાના અંતઃકરણમાં રહેલી આસુરીસંપત્તિ દૂર કરવામાટે, દૈવીસંપત્તિની પ્રાપ્તિ કરવામાટે, વિવેકવૈરાગ્યાદિ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો પ્રાપ્ત કરવામાટે તથા પોતાનાં વેદાંતશ્રવણાદિ સાધનોનો નિર્વિઘ્ને પરિપાક થાય તે માટે પરમાત્માની શ્રદ્ધાપ્રીતિપૂર્વક વારંવાર પ્રાર્થના કરવી જોઇએ.

જિજ્ઞાસુનું અંતઃકરણ જેમ જેમ આત્માભિમુખ થતું જાય છે તેમ તેમ તેમાંના રજોગુણનું ને તમોગુણનું બલહીનપણું થતાં અંતઃકરણના ઉપાદાનકારણરૂપ સત્ત્વગુણ બલવાન્ થતો જાય છે, અને સત્ત્વગુણ જેટલો જેટલો બલ-

વાન્ થતો જાય છે તેટલો તેટલો દેવભાવ પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ પામેલો તે જિજ્ઞાસુને અનુભવાય છે.

સ્થૂલાદિ ત્રણ શરીરો, જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓ ને વિશ્વાદિ ત્રણ અભિમાનીઓ તથા ત્રણે અવસ્થાઓની સર્વ ત્રિપુટીઓને અવિકારી રહીને જે પ્રત્યગાત્મા પ્રકાશે છે તેજ હે મુમુક્ષો ! તારું વાસ્તવિક સ્વરૂપ છે, સ્થૂલદેહાદિ તું નથી. જેમ પ્રકાશ્ય પદાર્થોને અસંગ રહીને પ્રકાશનારો મણિમયદીપક સર્વ પ્રકાશ્ય પદાર્થોથી ભિન્ન છે, અને જેમ વિશ્વના પ્રકાશ્ય પદાર્થોને અસંગ રહીને પ્રકાશનાર સૂર્ય પ્રકાશ્ય પદાર્થોથી ભિન્ન છે, તેમ ત્રણ શરીરોને, ત્રણ અવસ્થાઓને તથા ત્રણ અભિમાનીઓને અસંગ રહીને પ્રકાશનારો તું તે દેહાદિથી ભિન્નજ છે. ત્રણ દેહો, ત્રણ અવસ્થાઓ ને ત્રણ અભિમાનીઓનો પ્રત્યગાત્મામાં બાધ કરીને સર્વદા પ્રત્યગાત્મરૂપેજ રહે.

હે મોક્ષેચ્છો ! જેમ તારા સાક્ષિસ્વરૂપમાં અંતઃકરણવિષે રહેલી વાસનાના બલથી સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતું જગત્ જાગ્રદવસ્થા પ્રાપ્ત થતાં તારા સાક્ષિસ્વરૂપમાં લીન થાય છે તેમ તારા સાક્ષિસ્વરૂપમાં અંતઃકરણવિષે રહેલી અનાદિકાલની વાસનાથી જાગ્રદવસ્થામાં પ્રતીત થતું જગત્ તારા અંતઃકરણને તુર્યાવસ્થામાં લઈ જઇને તેનો તારા સાક્ષિસ્વરૂપમાં બાધ કરી સર્વદા સાક્ષિસ્વરૂપે રહેવાનો પ્રયત્ન કર.

તારા હૃત્પદ્મમાં અંતઃકરણ છે, તેમાં અજ્ઞાનના અંશરૂપ અવ્યાકૃતાકાશ છે, તે અવ્યાકૃતાકાશમાં સચ્ચિદાનંદરૂપ

આત્મા સર્વદા પોતાનો સદ્ભાવ જણાવી રહ્યો છે. એ આત્માના સદ્ભાવથીજ તને હું છું, હું જાણું છું, ને હું સુખી છું એવું ભાન થાય છે.

કાલના વિભાગોની પાસેથી મુમુક્ષુએ આવો સદ્બોધ ગ્રહણ કરવો જોઇએઃ—ક્ષણપાસેથી પોતાના જીવનનું ક્ષણિકપણું વિચારી પરમાર્થનાં સાધનોના અનુષ્ઠાનમાં સતત ઉદ્યોગી ને આદરવાળા રહેવું જોઇએ. એક ક્ષણને પણ નકામી કે અનુચિતકર્મમાં વ્યતીત નજ કરવી જોઇએ. પા ઘડીને (પાઘડીને) પણ શિષ્ટજનો મસ્તકપર ધારણ કરે છે, ત્યારે આખી ઘડીને નિરર્થક વ્યતીત કરવી એ ઉચિત નથી એમ મુમુક્ષુએ નક્કી કરવું જોઇએ. જો પોતાનો દિવસ ચઢતો કરવો હોય તો પ્રાપ્ત દિવસનો સર્વથા સદુપયોગ કરવો જોઇએ. જો બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષની પ્રાપ્તિ કરવી હોય તો શુકલપક્ષરૂપ દૈવીસંપત્તિનોજ પક્ષ ગ્રહણ કરવો જોઇએ, કૃષ્ણપક્ષરૂપ આસુરીસંપત્તિનો પક્ષ કદીપણ ગ્રહણ નજ કરવો જોઇએ. જો અભ્યુદયની કે નિઃશ્રેયસની પ્રાપ્તિની ઇચ્છા હોય તો "બેસી ન રહે" (મા આસ) એવા માસના ઉપદેશને સતત અનુસરી પોતાના શુભકર્તવ્યપરાયણ રહેવું જોઇએ. પરમાત્મામાં રત થવાનો ને સંસારમાં ઉદાસ થવાનો બોધ ઋતુપાસેથી મોક્ષાર્થીએ ગ્રહણ કરવો જોઇએ. ઉત્તરાયણવડે પ્રત્યઙ્મુખવૃત્તિ વધારવાનો ને દક્ષિણાયનવડે પરાઙ્મુખવૃત્તિનો નાશ કરવાનો બોધ જિજ્ઞાસુએ ગ્રહણ કરવો જોઇએ. વર્ષ વર્ષવાનો

બોધ કરે છે, માટે વર્ષપરથી જિજ્ઞાસુએ જેમાં અશુકલઅ-કૃષ્ણધર્મરૂપ મેઘની વર્ષા સર્વદા થયા કરે છે એવા ધર્મમેઘ-સમાધિની પ્રાપ્ત કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવાનો બોધ ગ્રહણ કરવો જોઇએ. યુગ એ ચારને જણાવે છે. યુગપર-થી ચારે વેદો સાક્ષાત્ કે પરંપરાવડે જે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરે છે તે બ્રહ્મની પ્રાપ્તિમાટે વિવેકાદિ ચાર સાધનો તથા શ્રવણાદિ ચાર સાધનો ઘણામાં ઘણી પ્રીતિથી પ્રાપ્ત કરવાનો બોધ જિજ્ઞાસુએ ગ્રહણ કરવો જોઇએ. પોતા-ના દૃશ્યસંબંધના સંકલ્પથી પોતાને પ્રતીત થતો નિઃસાર સંસાર ઉપજ્યો છે, અને પોતાના સંકલ્પનો નાશ કરવાથી પોતાને પ્રતીત થતો અસાર સંસાર બાધ પામે છે એમ જાણી મુમુક્ષુએ કલ્પવડે (બ્રહ્માના દિવસવડે) સંકલ્પના નાશના ઉપદેશ પરમાદરથી લેવો જોઇએ.

કાલી, તારા, ષોડશી, (સુંદરી,) ભુવનેશ્વરી, ભૈરવી, છિન્નમસ્તા, ધૂમાવતી, બગલા વા બગલામુખી, માતંગી (દુર્ગા) ને કમલા (પદ્મા) એ દશ મહાવિદ્યાનાં વા સિદ્ધ-વિદ્યાનાં કિંવા વિદ્યાનાં નામો છે. એ સર્વ બ્રહ્મવિદ્યાનામની બ્રહ્મવેત્તાના અંતઃકરણમાં આવિર્ભાવ પામનારી વૃત્તિનાં નામો છે. સંસારને સત્ય માની તેને વિષય કરનારી મનુષ્ય-ના અંતઃકરણની વૃત્તિઓરૂપ અસુરોનું પોતાના પરાક્રમથી હનન કરનાર હોવાથી તે બ્રહ્મવિદ્યા કાલી કહેવાય છે. તે કાલી સર્વ સંસારને પોતાના દૃશ્યનો બાધ કરવાના સામર્થ્ય-

રૂપ ખપ્પરમાં લઇ લે છે. તે બ્રહ્મવિદ્યા જિજ્ઞાસુઓને આ ભયંકર ભવસાગરથી તારે છે માટે તે **તારા** કહેવાય છે. તે બ્રહ્મવિદ્યા જિજ્ઞાસુઓને સોળ કલાવાળા ચંદ્રના જેવો આહ્લાદ આપનારી હોવાથી અને અત્યંત સુંદરસ્વરૂપવાળી હોવાથી **ષોડશી** વા **સુંદરી** કહેવાય છે. એ બ્રહ્મવિદ્યા બ્રહ્મ-રૂપ હોવાથી ચૌદ ભુવનના અધિષ્ઠાનરૂપ છે તેથી તે **ભુવને-શ્વરી** એવે નામે પ્રસિદ્ધ છે. અજ્ઞાનરૂપ અને મનના દુષ્ટ વિકારોરૂપ અસુરોને ભય ઉપજાવી તેમને ચીસો પડાવનારી હોવાથી બ્રહ્મવિદ્યાને **ભૈરવી** કહેવામાં આવે છે. અંતઃકરણમાં રહેલા અજ્ઞાનરૂપ પોતાના મસ્તકને તે બ્રહ્મવિદ્યાએ કાપી નાંખેલું હોવાથી તથા તે અજ્ઞાનરૂપ મસ્તકને સત્તાસ્ફૂર્તિ આપનારા તેમાંથી ઊછળતા રુધિરરૂપ ચેતનનું પાન એટલે સતત અનુભવ કરનારી હોવાથી બ્રહ્મવિદ્યાનું **છિન્નમસ્તા** એવું નામ છે. બ્રહ્મવિદ્યા પોતાના પ્રાદુર્ભાવથી અજ્ઞાનને તથા તેનાં કાર્યોને આંધળાં એટલે સત્તાહીન ને જડ કરી મૂકે છે તેથી તે બ્રહ્મવિદ્યા વિદ્વાનોમાં **ધૂમાવતી** એવા નામથી પ્રસિદ્ધ છે. બગલો જેમ મત્સ્યને શીઘ્ર ગળી જાય છે તેમ બ્રહ્મવિદ્યા કાર્યસહિત મહામોહને શીઘ્ર ગળી જાય છે તેથી તે બ્રહ્મવિદ્યા બગલાના જેવા રૂપવાળી વા બગલાના જેવા મુખવાળી એટલે **બગલા**ને કે **બગલામુખી**ને નામે પંડિતોમાં ઓળખાય છે. બ્રહ્મવિદ્યા મોટા આકારવાળા સંસારરૂપ હાથીનું ભક્ષણ કરવાના સ્વભાવવાળી હોવાથી

વા બ્રહ્મજ્ઞાનના વિઘ્નરૂપ વિષયાનુરાગરૂપ હાથીને દૂર કરનારી હોવાથી મહાશાક્તરૂપ બ્રહ્મવેત્તાઓ તેને **માતંગી** વા દુર્ગા કહે છે. તે બ્રહ્મવિદ્યા સંપૂર્ણ સુખરૂપ હોવાથી વા કમલના જેવી સર્વાંગસુંદર હોવાથી તે બ્રહ્મવિદ્યાનો વેદાંતસિદ્ધાંતનો પાર પામેલા મહાપુરુષો **કમલા** વા **પદ્મા** એવા નામથી વ્યવહાર કરે છે.

નીલા, ત્વરિતા, વાગ્વાદિની, ચંડી, અન્નપૂર્ણા, પ્રત્યંગિરા, કામાખ્યા, બાલા અને શૈલવાસિની એવાં પણ બ્રહ્મવિદ્યાનાં નામો મહાશક્તિરૂપ બ્રહ્મવિદોમાં પ્રસિદ્ધ છે. બ્રહ્મવિદ્યાને તે નીલરંગની પેઠે નેત્રરૂપ અંતઃકરણને સુખ આપનારી હોવાથી **નીલા**, સર્વવ્યાપક બ્રહ્મથી અભિન્ન હોવાથી ઉતાવળે સર્વની આગળ ગયાજેવી જણાય છે તેથી **ત્વરિતા**, પ્રજ્ઞાનું (ચિતિનું) પ્રવચન કરનારના જેવી જણાવાથી **વાગ્વાદિની**, મહામોહનું ને તેના કામાદિ સેનાધિપોનું ક્રૂરપણે હનન કરનારી હોવાથી **ચંડી**, ભોગ્યરૂપે પ્રતીત થઈ ભોક્તાઓને ભોગ્ય પૂરું પાડનાર હોવાથી **અન્નપૂર્ણા**, પ્રાણથી વિપરીત એટલે પ્રાણના ક્ષુધાતૃષારૂપ ધર્મથી અત્યંતરહિત હોવાથી **પ્રત્યંગિરા**, ઇચ્છિતનામે કહેવામાં આવનારી હોવાથી વા બ્રહ્મવાસનાના નામથી કહેવાતી હોવાથી **કામાખ્યા**, સર્વ સામર્થ્યની અધિષ્ઠાત્રી હોવાથી **બાલા**, અને શુદ્ધસત્ત્વગુણરૂપ પર્વતમાં રહેનારી હોવાથી **શૈલવાસિની** કહેવામાં આવે છે.

એ દશ મહાવિદ્યાને **શ્રીવિષ્ણુ**ના દશ અવતારરૂપે પણ વર્ણવવામાં આવે છે. ધૂમાવતીને મત્સ્યાવતાર, બગલામુખીને કૂર્માવતાર, ભૈરવીને વરાહાવતાર, છિન્નમસ્તાને નૃસિંહાવતાર, ભુવનેશ્વરીને વામનાવતાર, ષોડશીને પરશુરામાવતાર, તારાને રામાવતાર, કાલીને કૃષ્ણાવતાર, કમલાને બુદ્ધાવતાર ને માતંગીને કલ્કિઅવતાર કહેવામાં આવે છે.

મહાશાક્તો એટલે વેદાંતસિદ્ધાંતપારગ બ્રહ્મવેત્તાઓ મુમુક્ષુઓને આ પાંચ મકારનું પરમાદરથી ઘૃણા ત્યજીને સેવન કરવાનું કહે છે:—પરમાત્મામાં અવિચલ વિશુદ્ધપ્રેમરૂપ મદ્યનું સતત પૂરતી રીતે પાન કરવું, મત્સ્યના જેવા ચપલ મનનું ભક્ષણ કરવું—તેને નિરોધવડે આત્મામાં વિલીન કરવું, વિષયાનુરાગરૂપ માંસનું ભક્ષણ કરવું—વિષયાનુરાગને આત્મરૂપ અગ્નિમાં હોમી દેવો, ચિતિશક્તિની સાથે જીવાત્માનો દૃઢ સંયોગ કરાવવારૂપ મૈથુનનું સેવન કરવું, અને આત્મસ્વરૂપનો દૃઢ સાક્ષાત્કાર કરાવનારી વિવિધ પ્રક્રિયારૂપ મુદ્રાનું—અવિદ્યાદિ ક્લેશોનો વિલય કરનારીનું—આદરપૂર્વક સેવન કરવું.

પૃથિવી જિજ્ઞાસુને પોતાના જેવી સહનશીલતા રાખવાનો ને અપકાર કરનારપર પણ ઉપકાર કરવાનો બોધ કરે છે; જલ જિજ્ઞાસુને પોતાના શુભકર્તવ્યમાં ગતિવાળા રહેવાનો, નિર્મલ ને મધુર રહેવાનો, અને પીડિતને શુદ્ધ ને શીતલ કરવાનો બોધ કરે છે; અગ્નિ જિજ્ઞાસુને કામાદિ વિકારોને બાળી મૂકવાનો, તેજસ્વી રહેવાનો અને દુર્જનોને

તપાવવાના સામર્થ્યયુક્ત રહેવાનો બોધ કરે છે, વાયુ જિજ્ઞાસુ-ને નિરંતર ઉદ્યોગી રહેવાનો, રાગદ્વેષરહિત પ્રવૃત્તિ કરવાનો ને અંતઃકરણમાં રહેલી અહંતામમતાને સૂકવી નાંખવાનો બોધ કરે છે; અને આકાશ જિજ્ઞાસુને નિર્લેપ રહેવાનો અને સૂક્ષ્મમતિવાળા રહેવાનો બોધ કરે છે.

જિજ્ઞાસુએ સમુદ્રપાસેથી હૃદયની ગંભીરતા, વિશાલતા, મનુષ્યાદિને સ્વાર્થવિના વિવિધ વસ્તુઓ આપવાની ઉદારતા ને ભિન્ન ભિન્ન સ્વભાવવાળા પ્રાણિપદાર્થોને આશ્રય આપવા-ની શક્તિ એ શુભગુણો મેળવવા પ્રયત્નશીલ રહેવાનું શીખવું; અને નદીઓ, સરોવરો, તળાવો, વાવો ને કૂપોપાસેથી જિજ્ઞાસુઓએ પોતાની પાસેની સામગ્રીવડે બીજાની શુભ ઇચ્છાને પરિપૂર્ણ કરવાનું, તેમના મનને શીતલ કરવાનું, અને તેમનાં કરણોને શુદ્ધ કરવામાં ઉપયોગી થવાનું શીખવું.

પર્વત જેમ ઊંચો છે તેમ મુમુક્ષુએ સર્વદા શુભગુણો-વડે ઉન્નત રહેવું. પર્વત જેમ ક્ષુદ્ર તૃણને તથા મોટાં વૃક્ષોને આશ્રય આપે છે તેમ મુમુક્ષુએ પોતાના અંતરબહારના સામર્થ્યપ્રમાણે ક્ષુદ્ર પ્રાણીઓને તથા વિવિધ સ્થિતિવાળા મનુષ્યાદિને આશ્રય આપવો; પર્વત જેમ વાયુના ને મેઘના ઝપાટા સહન કરે છે, તથા પાષાણ, ધાતુ ને રત્નને માટે લોકો તેને ખોદે છે તેને પણ તે સહન કરે છે, તેમ મુમુક્ષુ-એ દુર્જનોનાં દુષ્ટ વચનોને ને સ્વાર્થાંધ લોકોની દુષ્ટ પ્રવૃત્તિઓને સહન કરવાનો સ્વભાવ પાડવો; અને પર્વત

જેમ પોતાની અંતરના ભાગમાંથી નિર્મલ જલનાં ઝરણું વહેવરાવે છે તેમ મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાંથી દૈવી વિચારોના પ્રવાહો ચલાવવા.

વૃક્ષ જેમ પોતાને કાપનારને, ફૂલ ફલ પાંદડાં ને ડાળીઓ ત્રોડનારને, તથા ઉપર ચઢી તેને કંપાવનારને, અને પોતાને પાણી પાનારને તથા પોતાનું રક્ષણ કરનારને સમભાવે પોતાની શીતલ છાયાનો લાભ આપે છે તેમ મુમુક્ષુએ અપકાર કરનારપર તથા ઉપકાર કરનારપર સમભાવ રાખવાનો સ્વભાવ પાડવો. ફલફૂલવાળું વૃક્ષ જેમ પોતાને પથ્થર મારનારને પણ ફલફૂલ આપે છે તેમ વૈભવવાળા મુમુક્ષુએ પોતાનો અપકાર કરનારને પણ પોતાના વૈભવનો યથાયોગ્ય લાભ આપવો.

સૂર્ય જેમ આસક્તિરહિત ને આલસ્યરહિત થઈ નિયમિતરીતે પ્રાણીઓને પ્રકાશ ને ઉષ્ણતા આપવાનું પોતાનું કામ પ્રલયસુધી કર્યા કરે છે તેમ મુમુક્ષુએ આસક્તિરહિત ને આલસ્યરહિત થઈ નિયમિતરીતે પોતાનો પ્રાપ્તવ્યવહાર ને પરમાર્થનાં સાધનો કૃતાર્થ થતાંસુધી કર્યા કરવાં.

બહારના રાક્ષસોના ને પ્રેતોના કરતાં પણ મનુષ્યના અંતઃકરણમાં રહેલા દુષ્ટ કામાદિ વિકારોનું સામર્થ્ય ઘણું વધારે છે, અને બહારના રાક્ષસો ને પ્રેતો મનુષ્યનું જેટલું અપ્રિય ને અહિત કરી શકે તેના કરતાં અનેકગણું અપ્રિય ને અહિત તે દુષ્ટ કામાદિ વિકારો કરી શકે છે, માટે મુમુક્ષુએ સતત ઘણામાં ઘણું ધૈર્ય ને સાવધાનતા રાખી તે

દુષ્ટ કામાદિ વિકારોને પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કરેલાં સાધનોવડે બલહીન કરી દગ્ધબીજભાવને પમાડવા પ્રયત્નશીલ રહેવું.

આ શરીરરૂપ દ્વારામતીમાં (અગિયાર દ્વારવાળી નગરીમાં) છપ્પનકોટિ (૫૬=૫+૬=૧૧, ૫૬ કરોડ કે છપ્પન જાતિના નહિ, પણ અગિયાર જાતિના) યાદવો એટલે પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો ને મન રહે છે. તે અગિયાર યાદવો જો શુભકર્તવ્યપરાયણ રહે તો તે દ્વારામતી જોનારાઓને રમ્ય ને સુખપ્રદ પ્રતીત થાય છે, ને જો તે શુભકર્મપરાયણ ન રહે તો તેને કર્મફલપ્રદાતા સત્તા દુઃખરૂપ સાગરમાં ડુબાડી દઈ વિરૂપ બનાવી દે છે.

જો મુમુક્ષુએ સત્યલોકના અધિષ્ઠાતા બ્રહ્માના બાહ્યવૈભવમાં પણ ઉદાસીન થવું છે તો પછી આ લોકમાં, ભુવર્લોકમાં, સ્વર્લોકમાં, મહર્લોકમાં, જનલોકમાં ને તપલોકમાં ઉત્તમોત્તમ મનાતા પ્રાણિપદાર્થમાં તેણે ઉદાસીન રહેવું જોઇએ એમ કહેવાની શી અગત્ય છે? સર્વ દૃશ્યનો બાધ કર્યા વિના દ્રષ્ટૃપદે સુસ્થિર થઈ શકાતું નથી એ મુમુક્ષુએ કદીપણ વિસ્મરણ કરવાનું નથી. સર્વ દૃશ્યમાં સહજસંતોષરૂપ અપરવૈરાગ્યની ને પરવૈરાગ્યની પ્રાપ્તિ કર્યા વિના મોક્ષેચ્છુથી પરમપાવનપદમાં કોઇ પણ પ્રકારે વિરામ પામી શકાયજ નહિ.

વિવેકરૂપ દિવ્યનેત્રવિના સાવ અંધારુંજ છે. એ વિવેક-

રૂપ નેત્રને અભાવેજ મનુષ્યોનો મોટો ભાગ મલિન રસ-રુધિરાદિ સાત ધાતુઓના બનેલા સ્થૂલદેહમાં ઘાટો અનુરાગ બાંધી પડ્યો પડ્યો રીબાય છે, અનેક અનર્થ ઉપજાવનારા અર્થને અનર્થરૂપ નહિ સમજતાં અર્થરૂપ સમજી તેની તૃષ્ણામાં, તે મેળવવાના પ્રયત્નમાં ને પ્રાપ્ત થયેલાના રક્ષણમાં નિરંતર વ્યાકુલ ને દુઃખી રહ્યા કરે છે. પોતાના ને પરના અપવિત્ર શરીરને પવિત્ર માની શૌચનું સ્વરૂપ સમજવાનો ને શૌચનો પરિપાક કરવાનો પ્રયત્ન કરતો નથી, અને ક્ષણભંગુર શરીરને નિત્ય માની પરમપદની પ્રાપ્તિ કરવાનો વિધિવત્ પ્રયત્ન પ્રીતિપૂર્વક કરતો નથી.

મનની બહિર્મુખતા મનુષ્યને દ્વૈતનું ભાન કરાવી તેમાં અનુકૂલતાની ને પ્રતિકૂલતાની ભ્રાંતિ ઉપજાવે છે. તે ભ્રાંતિને વશ થયેલો મનુષ્ય અનુકૂલ માનેલા પ્રાણિપદાર્થમાં રાગ ને પ્રતિકૂલ માનેલા પ્રાણિપદાર્થપર દ્વેષ કરે છે. રાગદ્વેષને વશ થઈ તે અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્તિ કરે છે. ધર્માધર્મમાં અભિમાનપૂર્વક પ્રવૃત્તિ કરવાથી તે મનુષ્યના અંતઃકરણમાં ધર્માધર્મના સંસ્કાર પડે છે. અંતઃકરણમાં પડેલા ધર્માધર્મના સંસ્કારોવડે તે મનુષ્યનો જીવાત્મા ઊંચનીચ શરીરોમાં ભટકી ત્રિવિધતાપનો અનુભવ કરે છે. એવી રીતે મનુષ્યના અંતઃકરણની બહિર્મુખતા જીવાત્માને આ સંસારમાં ભમાવ્યા કરે છે, ને તેને ત્રિવિધતાપનો દુઃખદ અનુભવ કરાવ્યા કરે છે. અંતઃકરણની અંતર્મુખતાનું સ્વરૂપ ને ફલ અંતઃકરણની

બહિર્મુખતાથી વિપરીતજ છે. અંતઃકરણની અંતર્મુખતા સર્વ દ્વૈતનો અદ્વૈતમાં ઉપસંહાર કરે છે. અંતર્મુખવૃત્તિવડે સર્વ ભૌતિક પદાર્થોનો ભૂતોમાં, ભૂતોનો ક્રમપૂર્વક માયામાં ને માયાનો બ્રહ્મમાં ઉપસંહાર થતાં સર્વ ભેદોની વા દ્વૈતની નિવૃત્તિ થઇ જાય છે, અને અખંડૈકરસ અદ્વૈતનુંજ ભાન થાય છે. એવી રીતે અંતઃકરણની અંતર્મુખવૃત્તિથી મનુષ્ય બ્રહ્મના સાક્ષાત્કારવડે મોક્ષને પ્રાપ્ત કરે છે. હવે તેને પુનર્જન્મ ને ત્રિવિધ તાપ પીડી શકતાં નથી.

બાહ્યદૃષ્ટિ જીવને રૂપાદિ વિષયોની સાથે જોડી રાગદ્વેષાદિવડે પરિતાપ પમાડે છે, ને અંતર્દૃષ્ટિ જીવને પ્રત્યગાત્માની સાથે જોડી પરમાનંદસ્વરૂપ કરે છે. મુમુક્ષુએ બાહ્યદૃષ્ટિને રોકવાનો ને અંતર્દૃષ્ટિ બલવતી કરવાનો શુભપ્રયત્ન સતત કરવો જોઇએ.

મુમુક્ષુએ પોતાના સર્વસંગરહિત સૂક્ષ્મતમ પરમાનંદસ્વરૂપમાં સ્થિર થવું એ ઉત્તમ છે. એકાકીપણામાં જે સર્વોત્કૃષ્ટ, સ્વતંત્ર ને પરમપવિત્ર સુખ છે તે અન્યના સંગમાં નથી. જો મુમુક્ષુને એકાકીપણું સુખમય ન લાગે, ને તેને અન્યની સાથેના રમણવડે સુખાનુભવ કરવાની ઇચ્છા થાય તો તેણે સર્વાંગસુંદર ને પવિત્ર ચિતિસુંદરીની સાથે સર્વદા ઉત્સાહપૂર્વક રમણ કરી શુદ્ધાનંદનો લાભ લીધા કરવો. જો એકની સાથેના રમણથી તેને પૂરતો સંતોષ નજ અનુભવાય તો તેણે આર્યતા, હૃદ્યતા, મૈત્રી, સૌમ્યતા, મુક્તતા, જ્ઞતા, શાંતિ,

વિરતિ, શુચિતા ને તૃપ્તિ એ દશ મનોહારિણી રમણીઓની સાથે પ્રસન્નતાપૂર્વક યથેચ્છ રમણ કરી લોકોત્તરસુખનો અનુભવ કરવો.

જેને દશ ઇંદ્રિયોરૂપી તીવ્રવેગવાળા ને પુષ્ટ શરીરવાળા દશ ઘોડાઓ જોડવામાં આવ્યા છે, અને જે રૂપાદિ વિષયોરૂપી ભૂમિપર વેગથી ગતિ કરે છે, જેમાં બુદ્ધિરૂપી નિપુણ સારથિ મનોરૂપ ઘોડાની લગામ પકડીને બેઠો છે, એવા સ્થૂલશરીરરૂપ રથમાં બેસીને બ્રહ્મવેત્તાનું જે આ વિશ્વમાં ભ્રમણ છે તે ભ્રમણ પણ એક પ્રકારનું રમણીય રમણજ જણાય છે.

બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા આ વિશાલ વિશ્વના અધિષ્ઠાનભૂત વસ્તુને તે અત્યંતવ્યાપક હોવાથી બ્રહ્મ, ત્રણ પ્રકારના પરિચ્છેદથી ને પાંચ પ્રકારના ભેદથી રહિત હોવાથી ભૂમા, શુદ્ધચેતનરૂપ હોવાથી ચિતિ અને અન્ય સર્વ સ્વરૂપોના કરતાં વિશાલસ્વરૂપ હોવાથી પરમપદ અથવા મહાપદ કહેવામાં આવે છે. એ પરમપાવન સ્વયંપ્રકાશ અતિવિશાલ વસ્તુનેજ અભેદભાવે પ્રાપ્ત કરવા ઉત્તમ મુમુક્ષુઓ નિરંતર ઉદ્યુક્ત હોય છે. એના દર્શનથીજ મહાપુણ્યશાલી મુમુક્ષુઓ પોતાના કર્તવ્યનો પાર પામી કૃતાર્થ થાય છે.

સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર ને કારણશરીરરૂપ લોઢાના, રૂપાના ને સોનાના જેવાં જણાતાં ત્રણ શરીરરૂપ ત્રણ પુરમાં વિચરતી તે ત્રણે પુરની સ્વામિની જે ચિતિશક્તિ તે ત્રિપુર-

સુંદરી કહેવાય છે. વિવેકી મનુષ્યે સ્વતંત્રવિહારિણી એ ત્રિપુરસુંદરીને સૂક્ષ્મદષ્ટિવડે જાણી દુઃખરહિત પરમાનંદની પ્રાપ્તિ કરવી જોઇએ.

જેઓ પોતાની બુદ્ધિને શુદ્ધ, સ્થિર, સૂક્ષ્મ ને બ્રહ્મમય કરવા સમર્થ થયા નથી તેઓ ભૂમા એટલે બ્રહ્મને ભિન્ન ભિન્ન નામોવાળા ને ભિન્ન ભિન્ન આકૃતિવાળા બ્રહ્મના એકદેશરૂપ દેવોનાં તેમને નિમિત્તે બંધાવેલાં દેવલોમાં દર્શન કરવા જાય છે, ને તે દેવોની પૂજા કરે છે. વિવિધ-યજ્ઞો કરનારા મનુષ્યો પણ તે બ્રહ્મને પ્રસન્ન કરવામાટેજ બ્રહ્મના એકદેશરૂપ અગ્નિમાં હોમવાયોગ્ય વસ્તુઓનો વિધિવત્ હોમ કરે છે.

જેમ વિશાલ ક્ષીરસાગર તેમાં મીઠાની કણી કે છાશનું ટીપું પડવાથી વિકાર પામી જામી જતો નથી–દહીંરૂપ થઇ જતો નથી, તેમ જેમણે દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત ભૂમાને અભેદભાવે જાણ્યા છે એવા મહાપુરુષો દુર્જનોનાં દુર્વાકયોથી કે દુષ્ટપ્રવૃત્તિથી ક્રોધરૂપ વિકારને વશ થતા નથી.

મુમુક્ષુએ સર્વત્ર સચ્ચિદાનંદસ્વભાવવાળું બ્રહ્મજ વિલસી રહ્યું છે એવો દૃઢ નિશ્ચય રાખી, પોતાના હૃદયમાંથી નીકળતી પ્રાણની વૃત્તિ બ્રહ્મમાંથી ઉપજી, બ્રહ્મમાં ગમન કરતી, ને નાસિકાની બહાર બાર આંગળ દૂર બ્રહ્મમાં લીન થતી અનુભવવી, અને ત્યાં રહેલા બ્રહ્મમાંથી ઉપજેલી

અપાનની વૃત્તિ બ્રહ્મમાં ગમન કરતી ને હૃદયમાં રહેલ બ્રહ્મમાં લીન થતી અનુભવવી. આમ પ્રાણાપાનની વૃત્તિને બ્રહ્મના સંસ્પર્શવાળી રાખવાથી એ અભ્યાસના પરિપાકે મુમુક્ષુ દુઃખરહિત અક્ષય સુખનો અનુભવ કરવા ભાગ્યશાલી થાય છે.

પોતાના અંતઃકરણની વૃત્તિ તેના વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મમાંથી આવિર્ભાવ પામી પુનઃ તેમાંજ તિરોભાવ પામે છે. આવી રીતે પોતાના અંતઃકરણની વૃત્તિઓ બ્રહ્મમાંથી આવિર્ભાવપામનારી ને બ્રહ્મમાંજ લીન થનારી હોવાથી સર્વદા બ્રહ્મના સંસ્પર્શવાળી છે એમ સ્મરણમાં રાખી તેવો અનુભવ કરતા રહેવાથી પણ તે અભ્યાસ પરિપકવ થયે મુમુક્ષુને દુઃખરહિત અવિગ્રલ સુખનું ભાન થવા લાગે છે.

દેહમાં રહેલો અહંકાર ઇંદ્રિયોમાં ગાળી દેહમાં રહેલા હુંપણાનું વિસ્મરણ કરવું, પશ્ચાત્ ઇંદ્રિયોમાં રહેલા અહંકારને મનમાં ગાળી ઇંદ્રિયોનું વિસ્મરણ કરવું, પશ્ચાત્ મનમાં રહેલા અહંકારને બુદ્ધિમાં ગાળી મનનું વિસ્મરણ કરવું, ત્યારપછી બુદ્ધિમાં રહેલા અહંકારને પ્રાણમાં ગાળી બુદ્ધિનું વિસ્મરણ કરવું, પછી પ્રાણમાં રહેલા અહંકારને અવિદ્યાના અંશમાં ગાળી પ્રાણનું વિસ્મરણ કરવું, અને પછી અવિદ્યાના અંશને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમાં ગાળી અવિદ્યાના અંશનું વિસ્મરણ કરી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મરૂપે સ્થિતિ કરવી. આવા અભ્યાસથી જડમાં રહેલો અહંકાર જેમ જેમ

ગળતો જાય છે તેમ તેમ સૂક્ષ્મદૃષ્ટિ બલવતી થઇ તે મુમુક્ષુને નિજાનંદનો અનુભવ કરાવવાના સામર્થ્યવાળી થાય છે. સ્થૂલશરીર, જાગ્રદવસ્થા, તે બંનેનો અભિમાની વિશ્વ, સ્થૂલભોગ, વૈખરીવાણી ને સ્થૂલ જગત્ એ આત્માનું પ્રથમપાદ કહેવાય છે. એ પ્રથમપાદને મિથ્યા માની પછી તે સર્વને ક્રમથી સૂક્ષ્મશરીરમાં, સ્વપ્નાવસ્થામાં, સૂક્ષ્મશરીરના ને સ્વપ્નાવસ્થાના અભિમાની તૈજસમાં, વાસનામયભોગમાં, મધ્યમાવાણીમાં ને સત્તર ઓગણીશ કે પચીશ તત્ત્વના સમૂહરૂપ સૂક્ષ્મજગત્માં વિલીન કરે. આ આત્માનો બીજો પાદ કહેવાય છે. પશ્ચાત્ એ બીજા પાદને મિથ્યા સમજી તે સર્વને ક્રમપૂર્વક કારણશરીરમાં, સુષુપ્તિઅવસ્થામાં, તે બંનેના અભિમાની પ્રાજ્ઞમાં, અજ્ઞાનાવૃત આનંદમાં, પશ્યંતીવાણીમાં ને સૂક્ષ્મજગત્ના કારણરૂપ માયામાં લીન કરે. આ આત્માનો ત્રીજો પાદ છે. પછી એ ત્રીજા પાદને પણ મિથ્યા સમજીને સર્વને અનુક્રમે મહાકારણશરીરમાં, તુર્યાવસ્થામાં, જીવસાક્ષીમાં, આનંદસ્વરૂપમાં, પરાવાણીમાં ને ઈશ્વરસાક્ષીમાં લીન કરે. આ આત્માનો ચોથો પાદ છે. મુમુક્ષુ એ ચોથા પાદનો અનુભવ કરી પછી બ્રહ્મરૂપે સ્થિતિ કરવાથી કૃતાર્થ થાય છે. મુમુક્ષુએ ઘણામાં ઘણી શ્રદ્ધા, ઘણામાં ઘણું ધૈર્ય, ઘણામાં ઘણો ઉત્સાહ ને ઘણામાં ઘણી જાગૃતિ રાખી ક્રમપૂર્વક પહેલા પાદમાંથી ચોથા પાદમાં જવાનો પ્રયત્ન સદાગ્રહપૂર્વક કૃતાર્થ થતાંસુધી સતત કરવો જોઇએ.

પ્રત્યક્તત્ત્વનું અવિદ્યાના અંશમાં સંક્રમણ થાય છે,

ત્યાંથી અવિદ્યાના અંશના કાર્યરૂપ પ્રાણમાં ને અંતઃકરણમાં તેનું સંક્રમણ થાય છે, પછી ત્યાંથી જ્ઞાનેંદ્રિયોમાં તથા કર્મેંદ્રિયોમાં તેનું સંક્રમણ થાય છે, પશ્ચાત્ ત્યાંથી તેનું સ્થૂલશરીરમાં સંક્રમણ થયેલું પ્રતીત થાય છે. આમ પ્રત્યક્તત્ત્વ ઉત્તરોત્તર સંક્રમિત થઇ જાણે પોતાનું વાસ્તવિક સ્વરૂપ ભૂલી ગયું હોય તેમ થઇ જાય છે, ને તે સ્થૂલદેહમાં અહંતા ને સ્થૂલદેહના સંબંધવાળા પ્રાણિપદાર્થમાં મમતા બાંધે છે, અને અનુકૂલ વિષયોમાં રાગ ને પ્રતિકૂલ વિષયોમાં દ્વેષ કરી જન્મમરણના વેગવાળા પ્રવાહમાં તણાયા કરે છે. મુમુક્ષુએ જો દુઃખમય જન્મમરણના પ્રવાહમાંથી છૂટવું હોય તો તેણે રાગદ્વેષનો તથા અહંતામમતાનો વિવેકવિરાગવડે પરિત્યાગ કરવો જોઇએ, અને સ્થૂલદેહમાંથી, ઇન્દ્રિયોમાંથી, અંતઃકરણમાંથી, પ્રાણમાંથી ને અવિદ્યાના અંશમાંથી આત્મભ્રાંતિનો વિવેકવિરાગવડે પરિત્યાગ કરી પ્રત્યક્તત્ત્વમાં આત્મબુદ્ધિ સુસ્થિર કરવી જોઇએ.

જ્યાં મલિનતા, શોક, ભય, ગ્લાનિ ને દ્વૈતનો લેશ પણ સદ્ભાવ નથી એવો પરમપાવન એકાંત પ્રદેશ બ્રહ્મસ્વરૂપ છે. જે મુમુક્ષુ સર્વ પ્રકારનાં દુઃખોથી રહિત થવા તથા પરમાનંદનો અખંડ અનુભવ કરવા ઇચ્છતો હોય તેણે બ્રહ્મસ્વરૂપમાંજ અભિન્નભાવે બની શકે તેટલો નિવાસ કરવો જોઇએ.

કનક, (સુવર્ણથી માંડીને પોતાના શરીરાદિને ઉપકારક

ગણાતા સર્વ પદાર્થો,) કાંતા (રૂપગુણાદિથી વહાલી લાગતી સ્ત્રી) અને કીર્તિ (યશ-માન-પ્રતિષ્ઠા) એ ત્રણમાં પુરુષને અનાદિકાલનો ઘાટો રાગ છે. એ ઘાટો રાગ વા તેની સૂક્ષ્મ-વાસના સુદૃઢ વિવેક, સુદૃઢ વિરાગ, પોતાના સદ્‍ગુરુનો અનુગ્રહ ને પરમાત્માનો અનુગ્રહ પ્રાપ્ત કર્યા વિના પુરુષના અંતઃકરણમાંથી નિઃશેષ દૂર થઇ શકતી નથી. એ સૂક્ષ્મ-વાસના દૂર કર્યા વિના પુરુષ કૃતાર્થ થઈ શકતો નથી.

"**नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्। देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत्**" નો સામાન્ય અર્થ આવો થાય છેઃ-**નારાયણને**, **અર્જુનને**, **શ્રીકૃષ્ણને** તથા દેવી **સર**-સ્વતીને પ્રણામ કરીને પછી બ્રાહ્મણે જયરૂપ મહાભારતની કથા વાંચવાનો પ્રારંભ કરવો. તે શ્લોકનો મુમુક્ષુને ઉપયોગી અર્થ આવો થાય છેઃ-પ્રાણિમાત્રના હૃદયમાં વિરાજતા બ્રહ્મને, બ્રહ્મોપદેષ્ટાઓમાં શ્રેષ્ઠ સદ્‍ગુરુને, જીવન્મુક્ત પુરુષને અને દિવ્યસ્વરૂપવાળી પ્રજ્ઞાદેવીને (ચિતિશક્તિને) ભાવપૂર્વક પ્રણામ કરીનેપછી મુમુક્ષુએ દૈવીસંપત્તિવડે પોતાના અંતઃકરણમાં રહેલી આસુરીસંપત્તિનો જય કરવામાટે સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવો.

અવિદ્યાના અંશની વા સૂક્ષ્મતર અહંકારની સાથે પ્રત્યક્તત્ત્વના (અંતરાત્માના) એકપણાની દૃઢ ભ્રાન્તિને વેદાંતશાસ્ત્ર-માં ગ્રંથિ વા હૃદયગ્રંથિ વા ચિજ્જડની ગ્રંથિ કહેવામાં આવે છે. એ ગ્રંથિનો ભેદ કરવાથી અર્થાત્ પ્રત્યક્તત્ત્વરૂપ અંતરાત્માને અને સૂક્ષ્મતર અહંકારને પૃથક્ પૃથક્ અનુભવવા-

થી મનુષ્ય કૃતાર્થ થાય છે. જેમ ધૂળ, ધૂમાડો ને વાદળાં આકાશમાં રહ્યા છતાં પણ આકાશ તેનાથી સંબંધ પામતું નથી તેમ અહંકાર પોતાના કર્તાપણા તથા ભોક્તાપણા આદિ ધર્મોસહિત અંતરાત્મામાં રહ્યા છતાં અંતરાત્મા તેનાથી સંબંધવાળો થતો નથી એમ વિવેકીઓ જાણે છે. પોતાનો પ્રાપ્તવ્યવહાર શુદ્ધરીતે ચલાવવાથી, શાસ્ત્રોક્ત નિત્યનૈમિત્તિક કર્મ કર્તાપણાના અભિમાનનો ને આ લોકના ને પરલોકના ફલની ઇચ્છાનો પરિત્યાગ કરીને કરવાથી અને વિવેકાદિ ચાર સાધનો પ્રાપ્ત કરીને શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષની પાસેથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવાથી, શ્રવણ કરેલા તે વિષયને સુદૃઢ કરવામાટે પવિત્ર અને એકાંત દેશમાં તેનું ભેદની બાધક ને અભેદની સાધક શાસ્ત્રાનુકૂલ યુક્તિઓવડે વારંવાર શ્રદ્ધાપ્રીતિપૂર્વક ચિંતન કરવાથી અને પછી સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો વિચાર વા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું ધ્યાન કર્યા કરવાથી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થઇ ચિજ્જડની ગ્રંથિનું ભેદન થઇ જાય છે. પુનઃ એ ભેદાઇ ગયેલી ચિજ્જડની ગ્રંથિનો ઉદય થતો નથી, ને તે પુરુષ કૃતાર્થ થાય છે.

પ્રત્યક્તત્ત્વમાં એટલે અંતરાત્મામાં વ્યષ્ટિ–અવિદ્યા, પ્રાણ, અંતઃકરણ, ઇંદ્રિયો ને સ્થૂલશરીરની જે પ્રતીતિ અજ્ઞાનકાલે ભ્રાંતિવડે થાય છે, અને બ્રહ્મમાં માયા વા અજ્ઞાન, પાંચ સૂક્ષ્મભૂતો, પાંચ સ્થૂલભૂતો ને વિવિધ ભૌતિક

પદાર્થોની ને વિવિધ પ્રાણીઓનાં શરીરોની અજ્ઞાનકાલે ભ્રાંતિવડે જે પ્રતીતિ થાય છે તે બંને પ્રકારની પ્રતીતિઓનો પ્રતિલોમપરિણામના ચિંતનરૂપ લયચિંતનવડે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમાં લય કરવાથી મુમુક્ષુ બ્રહ્મવિદ્ થઈ કૃતકૃત્ય થાય છે.

મુમુક્ષુએ વેદાદિ શાસ્ત્રમાં કહેલા યજ્ઞોનું સ્વરૂપ આવા પ્રકારનું સમજવું:–**અ**ગ્નિષ્ટોમ વા સોમયાગ એટલે જેના દેવ અગ્નિ છે એવી બાહ્યવેગવાળી વાણીનો અને જેના દેવ ચંદ્ર છે એવા બાહ્યવેગવાળા મનનો અંતરાત્મરૂપ પ્રજ્વલિત અગ્નિમાં હોમ કરવો,–બહિર્મુખ વાણીને અને બહિર્મુખ મનને અંતરાત્મામાં લીન કરવાં તે. અગ્નિ ને સોમ (ચંદ્ર) જેના દેવ છે એવા પશુનું યજ્ઞમાં હનન કરવું એવા અભિપ્રાયવાળી શ્રુતિનો ઉપર કહેલી રીતે અર્થ કરવો તે બુદ્ધિને રુચે એવો છે, પણ બકરાનું હનન કરવું એવો અર્થ વિવેકીની બુદ્ધિને રુચે એવો જણાતો નથી. **અ**તિરાત્ર એટલે અમાસની મેઘલી રાત્રિના ઘાટા અંધકારમાં જેમ ઊંચુંનીચું ને નાનુંમોટું સમભાવને પામી અંધકારમય થઈ જાય છે તેમ અંતઃકરણની જે અવસ્થામાં સંસારના અનેક ભેદો અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં વિલીન થઈ સર્વ સમરૂપ એટલે બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે તે અવસ્થાની પ્રાપ્તિ કરવી તે. **સૌ**ત્રામણિયાગ એટલે જેમ માલાના મણિઓ–પારા–સૂત્રમાં–સૂત્રના કે રેશમના દોરામાં–પરોવાઈને રહેલા હોય છે તેમ

પોતાના આત્મામાં, બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા સર્વ પ્રાણિ-પદાર્થો પરોવાઇને રહેલા છે એવો અનુભવ પ્રાપ્ત કરવો તે. **વાજ**પેયયાગ એટલે સર્વ ભોગ્ય પદાર્થોરૂપ જે અન્ન તેને પેયરૂપ કરવું, અર્થાત્ સર્વ દૃશ્યનો પોતાના આત્મસ્વરૂપમાં ઉપસંહાર કરવો તે. **શ્યે**નયાગ એટલે સીંચાણો જેમ પક્ષીઓ-નું ઊતાવળે હનન કરી નાંખી તેનું ભક્ષણ કરી જાય છે તેમ આસુરીસંપત્તિનું શીઘ્ર હનન કરી તેનો આત્મામાં બાધ કરી આત્મસ્વરૂપે રહેવું તે. **ગો**મેધ એટલે ગોને એટલે પાંચ જ્ઞાનેંદ્રિયોને તથા પાંચ કર્મેંદ્રિયોને તેમના વિષયોસહિત પ્રત્યક્તત્ત્વરૂપ અગ્નિમાં હોમી દેવી–તેમનો આત્મામાં બાધ કરવો–તેમને આત્માથી પૃથક્ ન જોવી તે. **અશ્વ**મેધ એટલે અશ્વના જેવા ચપલ મનને હૃદયકમલરૂપ કુંડમાં રહેલા આત્મરૂપ અગ્નિમાં હોમવું–તેને ગાળી નાંખવું–તેનો બાધ કરવો તે. **નરમેધ** એટલે અહંકારનો તેના વિવર્તોપાદાન-કારણરૂપ–આત્મસ્વરૂપભૂત–અગ્નિમાં હોમ કરવો–બાધ કરવો-તે. **રાજસૂયયજ્ઞ** એટલે સ્થૂલશરીરના ને સૂક્ષ્મશરીરના સર્વ અવયવોપર જ્ઞાનના તથા યોગના બલવડે પોતાનું અચલ સ્વામિત્વ સ્થાપવું તે. **બૃહસ્પતિસવ** એટલે વાણીના પતિરૂપ પ્રાણથી અભિન્ન સગુણબ્રહ્મની સાથે શુદ્ધસત્ત્વગુણની પ્રાપ્તિવડે અભેદભાવે સ્થિતિ કરવી તે. **વૈશ્યસ્તોમ** એટલે સર્વવ્યાપક પરમાત્મામાં તેમના સ્મરણધ્યાનવડે અંતઃકરણને સુસ્થિર કરવું તે. **વિશ્વજિત્**યાગ અથવા સર્વમેધયાગ એટલે પોતાનું

માનેલું સ્થૂલસૂક્ષ્મ સર્વસ્વ પરમાત્માને વા તેમના પ્રતિનિધિરૂપ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુને, સદાચારી વિદ્વાન્ બ્રાહ્મણોને ને તત્ત્વજ્ઞ સન્તોને યથાવિધિ અર્પણ કરી દેવું તે.

મુમુક્ષુરૂપ દ્વિજે પોતાનાં શાસ્ત્રોક્ત **ષટ્કર્મો** આવી રીતે કરવાં જોઇએઃ–પવિત્ર જલના **સ્નાન**વડે પોતાના સ્થૂલશરીરને પવિત્ર કરવાઉપરાંત આત્મવિચારરૂપ શુદ્ધજલવડે પોતાની ઇંદ્રિયોના વ્યવહારની ને અંતઃકરણના વ્યવહારની શુદ્ધિ કરવી જોઇએ. **સંધ્યા**વડે સર્વ પ્રાણીઓના પ્રાણરૂપ સૂર્યની સાથે પોતાના પ્રાણને જોડી તેને પવિત્ર કરવાઉપરાંત પરમાત્માની સાથે પોતાના જીવાત્માનો સંયોગ કરી પરમાત્માના મોક્ષશાસ્ત્રોક્ત શુભગુણોને પોતાના અંતઃકરણમાં સુસ્થિર કરવા જોઇએ. **જપ**ની ક્રમપૂર્વક સૂક્ષ્મતા વધારી પરમાત્માના સ્થૂલ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ સ્વરૂપમાં પોતાના અંતઃકરણને જોડી બ્રહ્મસાક્ષાત્કારપર્યંત પહોંચવું જોઇએ. તેણે બ્રહ્મરૂપ અગ્નિમાં અનુકૂલ પ્રાણિપદાર્થપર પ્રકટતા રાગરૂપ ને પ્રતિકૂલ પ્રાણિપદાર્થપર પ્રકટતા દ્વેષરૂપ હવિષ્‌ની આહુતિઓ સતત વા સવારસાંજ હોમવારૂપ **હોમ** કરવો જોઇએ. તેણે શ્રદ્ધાપ્રીતિથી વેદના ઉપનિષદ્‌ભાગના વા તેના જેવા અર્થનો બોધ કરનારાં શાસ્ત્રોના અર્થસહિત અધ્યયન કરવાઉપરાંત પોતાના વાસ્તવિક સ્વરૂપનું વારંવાર ચિંતન કરવારૂપ **સ્વાધ્યાય** કરવો જોઇએ. તેણે પોતાના ઇષ્ટદેવના ને પોતાના સદ્ગુરુના યથાવિધિ પૂજનઉપરાંત બ્રહ્મમાં

પોતાના મનને પ્રીતિપૂર્વક એકાગ્ર કરવારૂપ **દેવપૂજન** કરવું જોઇએ. તેણે સર્વ પ્રાણીઓના પ્રાણને સંતોષ આપનારા વૈશ્વદેવઉપરાંત સઘળા દેવોનો જેમાં સમાવેશ થાય છે એવા બ્રહ્મમાં પોતાનાં બાહ્યકરણોનો ને અંતઃકરણનો જેવી રીતે ઘટે તેવી રીતે વિનિયોગ કરવો જોઇએ. તેણે પોતાના નિવાસસ્થાનપર આવેલા **અતિથિનો** મધુરવાણીથી, આસનથી, જલથી ને અન્નાદિથી સત્કાર કરવાઉપરાંત શુભાશુભ પ્રારબ્ધકર્મના ઉદયથી પ્રાપ્ત થયેલા અર્થાત્ પરમેશ્વરે મોકલેલા સુખદુઃખરૂપ અતિથિનો સમભાવે પ્રસન્નતાપૂર્વક સત્કાર કરવો જોઇએ.

શ્રૌત–અગ્નિહોત્રવાળા અને સ્માર્ત–અગ્નિહોત્રવાળા (આવસથ્યવાળા) જેમ પવિત્ર અગ્નિમાં પ્રાતઃકાલે ને સાયંકાલે હવિષ્નો હોમ કરે છે તેમ મુમુક્ષુએ અવ્યાકૃતાકાશમાં રહેલા સચ્ચિદાનંદસ્વભાવવાળા આત્મરૂપ અગ્નિમાં અંતઃકરણની વૃત્તિઓરૂપ હવિષ્નો **હોમ** નિરંતર આદરપૂર્વક કર્યા કરવો. “**यावज्जीवमग्निहोत्रं जुहुयात्**”( કૃતાર્થ થવા ઇચ્છનાર મનુષ્યે જીવતાંસુધી પવિત્ર અગ્નિમાં હોમ કરવો, ) એમ શ્રુતિ કહે છે માટે મુમુક્ષુએ સુદૃઢ આત્માનુભવ થતાંસુધી પૂર્વોક્ત હોમ પરમાદરથી કર્યા કરવો જોઇએ.

ધાર્મિક પવિત્ર **ઉત્સવો** અભ્યુદય ઇચ્છનારના તથા નિઃશ્રેયસ ઇચ્છનારના મનમાં ઉત્સાહ, કર્તવ્યનિષ્ઠા, ઇષ્ટદેવમાં પ્રેમ ને સંસારમાં વિરાગ વધારવામાટે છે. માત્ર

ઉત્તમપ્રકારનાં વસ્ત્રાભૂષણો ધારણ કરવામાટે કે સારાં સારાં ભોજનો ખાવામાટે નથી. જેઓ ઉત્સવોનો હેતુ સમજ્યા વિના ઉત્સવો ઉઝવે છે તેઓ ઉત્સવોનો મેળવવાયોગ્ય શુભ લાભ મેળવી શકતા નથી, ને સમયનો ને દ્રવ્યનો દુરુપયોગ કરી પોતાના મનની સ્થૂલતા વધારે છે.

**દેવપૂજન** પણ પોતાના ઇષ્ટદેવમાં વિશુદ્ધપ્રીતિ વધારવામાટે ને તેમનો અનુગ્રહ સંપાદન કરવામાટે છે. દેવપૂજનવડે પૂજકે પોતાના જીવભાવને ઉત્તરોત્તર શિથિલ કરી પોતાના અંતઃકરણમાં રહેલા શિવભાવનો આવિર્ભાવ કરવાનો છે. બાલકો જેમ પોતાની પાસેનાં રમકડાંને પોતાની ઇચ્છામાં આવે તેમ બેદરકારીથી રમાડે છે તેમ પોતાના ઇષ્ટદેવને શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી પોતાની ઇચ્છામાં આવે તેમ બેદરકારીથી રમાડવાના નથી. દેવપૂજન પવિત્ર ઉપચારોથી, પરમાદરથી ને શાસ્ત્રોક્તરીતે કરવું જોઇએ.

દેવપૂજનવેલા જે **વાદ્યો** વગાડવામાં આવે છે તે દેવપૂજકના ને દેવદર્શન કરનારના મનમાં દેવભાવની પ્રાપ્તિ ઉપજાવવામાટે, શૌર્ય ઉપજાવવામાટે ને સમયને માટે સંસારના રાગદ્વેષો ભૂલાવવામાટે છે. મુમુક્ષુરૂપ શૂરો એ વાદ્યના નાદો સાંભળી પોતાનું દેહાભિમાન શિથિલ કરી પોતાના મનમાં રહેલી આસુરીસંપત્તિનું હનન કરવાના કામમાં ઉત્સાહી થાય છે.

**મંત્રપુષ્પાંજલિ**વડે મુમુક્ષુ પોતાના વિસ્મૃત થઇ ગયેલા બ્રહ્મભાવની પ્રાપ્તિમાટે દેવની ભાવપૂર્વક પ્રાર્થના કરે છે, ને

પોતાની મનોવૃત્તિઓની પરંપરારૂપ ઉત્તમ પુષ્પો દેવના પવિત્ર ચરણકમલમાં અર્પણ કરે છે. બહારના બહુવિધ વૈભવના કરતાં બ્રહ્મસ્વરૂપ અનેકગુણ શ્રેષ્ઠ છે એમ સમજી મુમુક્ષુ પોતાના વિસ્મૃત થઈ ગયેલા બ્રહ્મભાવની પ્રાપ્તિમાટે દેવને મંત્રોવડે પ્રાર્થે છે.

યોગ્ય સાધનનું સેવન કર્યા વિના ઇચ્છિત સાધ્યની પ્રાપ્તિ થતી નથી એ નિયમાનુસાર યમાદિ **યોગાંગોનું** ઉત્તમ-પ્રકારે સેવન કર્યા વિના ચિત્તની વૃત્તિઓના નિરોધરૂપ યોગની પ્રાપ્તિ થતી નથી, માટે યોગની પ્રાપ્તિ કરવા ઇચ્છ-નારે યમાદિ યોગાંગોનું પ્રીતિપૂર્વક ઉત્તમપ્રકારે સેવન કરવું જોઇએ.

મનુષ્યને હિંસાદિ નિષિદ્ધકર્મોથી રોકનાર **યમ** કહે-વાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ યમના પાંચ પ્રકાર છે. અહિંસા હિંસાથી, સત્ય અસત્ય-થી, અસ્તેય સ્તેયથી, બ્રહ્મચર્ય અબ્રહ્મચર્યથી ને અપરિગ્રહ પરિગ્રહથી મનુષ્યને નિવૃત્ત કરે છે. મનમાં કોઇ પણ પ્રાણીનું અપ્રિય ચિંતવવું નહિ, કોઇ પ્રાણીને ઉદ્વેગ ઉપજાવનારાં વચનો કહેવાં નહિ, કોઈ પ્રાણીના ભણી ક્રૂરદૃષ્ટિથી જોવું નહિ, અને શરીરથી કોઇ પણ પ્રાણીને દુઃખ દેવું નહિ તે **અહિંસા** કહેવાય છે. એ અહિંસાના સેવનથી મનુષ્યના અંતઃકરણમાં રહેલી અન્ય પ્રાણીઓનું અનિષ્ટ કરવાની વૃત્તિ નિવૃત્ત થઈ તેનું અંતઃકરણ શુદ્ધ થાય છે. જેવું જાણ્યું હોય

તેવું, અન્ય મનુષ્યને સમજાય એવી રીતે, પ્રયોજનવશાત્ અન્યનું અહિત ન થાય એવે પ્રકારે કહેવું તે **સત્ય** કહેવાય છે. સત્યભાષણ કરવાથી તે મનુષ્યના અંતઃકરણની અશુદ્ધિ દૂર થઈ તેનું અંતઃકરણ સત્યરૂપ બ્રહ્મને જાણવાના સામર્થ્યવાળું થાય છે. કોઇની કાંઈ પણ વસ્તુ તેમની અનુમતિ મેળવ્યા વિના ઉપયોગમાં લેવી નહિ, વા તે વસ્તુપર પોતાનું સ્વામિત્વ સ્થાપવું નહિ તે **અસ્તેય** કહેવાય છે. એ અસ્તેયના સેવનથી મનુષ્યને લૌકિક ને અલૌકિક ઉત્તમ વસ્તુઓની પ્રાપ્તિ અનાયાસે થવા લાગે છે. નેત્ર, વાણી ને હાથસહિત ઉપસ્થેંદ્રિયનો નિગ્રહ-શુક્રનું સંરક્ષણ-**બ્રહ્મચર્ય** કહેવાય છે. એ બ્રહ્મચર્યનું રક્ષણ કરવાથી-વીર્યનો બુદ્ધિપૂર્વક અવિહિત ઉત્સર્ગ નહિ કરવાથી-શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણના સાત્ત્વિક સામર્થ્યની વૃદ્ધિ ને રક્ષણ થાય છે. મમતાપૂર્વક લૌકિક પદાર્થોનો સંગ્રહ ન કરવો તે **અપરિગ્રહ** કહેવાય છે. એ અપરિગ્રહનો પરિપાક કરવાથી સર્વ પ્રાણિપદાર્થમાંથી ને અંતે દેહાદિમાંથી પણ મમતા છૂટવાથી અંતઃકરણમાં આત્માનો સાક્ષાત્કાર કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઇશ્વરપ્રણિધાન આ પાંચ પ્રકારના નિયમ છે. અંતઃકરણને સકામકર્મથી નિવૃત્ત કરી નિષ્કામકર્મમાં જોડે છે માટે એ પાંચને **નિયમ** કહેવામાં આવે છે. સ્થૂલશરીરને પવિત્રજલાદિવડે શુદ્ધ કરવું તે **બાહ્ય-શૌચ**-બહારની પવિત્રતા-કહેવાય છે, ને સુખી પ્રાણીઓમાં

મૈત્રીની, દુઃખી પ્રાણીઓમાં કરુણાની, પુણ્યકર્મ કરનારાઓમાં પ્રસન્નતાની ને પાપકર્મ કરનારાઓમાં ઉપેક્ષાની ભાવના કરવી તે વા અંતઃકરણને રાગદ્વેષરૂપ મલથી રહિત કરવું તે **આંતરશૌચ**–અંતઃકરણની પવિત્રતા–કહેવાય છે. શૌચના પરિપાકથી પોતાના સ્થૂલશરીરમાં ને અન્ય પ્રાણીઓના શરીરમાં રહેલી પવિત્રપણાની ભ્રાંતિ દૂર થાય છે. પોતાના સામર્થ્યપ્રમાણે વિહિત ઉદ્યોગ કરવાથી જે અન્નવસ્ત્રાદિ પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ માનવી–મારે માટે આ ઘણું છે એવી સમજ રાખવી–તે **સંતોષ** કહેવાય છે. સંતોષના સેવનથી અંતઃકરણના ઊંડાણમાં રહેલા સહજસુખનો મનુષ્યને અનુભવ થવા લાગે છે. શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણની ચંચલતા દૂર કરી તેમને આત્મસ્વરૂપમાં જોડવાનો પ્રયત્ન કરવો તે **તપ** કહેવાય છે. તપનું વિવેકપૂર્વક અનુષ્ઠાન કરવાથી અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારો નિવૃત્ત થાય છે, અને અંતઃકરણમાં આત્માને વિષે સ્થિર થવાનું સામર્થ્ય પ્રકટે છે. મોક્ષશાસ્ત્રોનું અર્થના ને તાત્પર્યના જ્ઞાનસાથે અધ્યયન કરવું તે વા પોતાના સદ્ગુરુએ ઉપદેશ કરેલા મંત્રના જપસાથે બ્રહ્મનું ધ્યાન કરવું તે **સ્વાધ્યાય** કહેવાય છે. સ્વાધ્યાયના પરિપાકથી બોધની વિશુદ્ધિ ને દૃઢતા થઇ પોતાના ઇષ્ટદેવનો સાક્ષાત્કાર થાય છે. પોતે કરેલાં શાસ્ત્રોક્ત સર્વ શુભકર્મોનું ફલ પરમાત્માને અર્પણ કરવું તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે. ઈશ્વરપ્રણિધાનના અનુષ્ઠાનથી તે મનુષ્યના

મનની પરમાત્મામાં સ્થિરતા થાય છે.

શરીરના હાથપગાદિ અવયવોને પીડા ન થાય, શરીર સ્થિર રહે, ને મન પ્રસન્ન રહે એમ શરીરની સ્થિતિ રાખવી તે **આસન** કહેવાય છે. એ આસનો ઘણા પ્રકારનાં છે. તેમાંથી સિદ્ધાસન, પદ્માસન ને સ્વસ્તિકાસન એ ત્રણ આસનો પ્રાણાયામના અભ્યાસમાં ઉપકાર કરનારાં ગણાય છે. એ આસનના અભ્યાસથી શરીરમાંનો, ઇંદ્રિયોમાંનો ને અંતઃકરણમાંનો ચંચલસ્વભાવવાળો રજોગુણ શિથિલ થાય છે.

પ્રાણાપાનની ગતિને યોગશાસ્ત્રોક્તરીતે રોકવી તે **પ્રાણાયામ** કહેવાય છે. બ્રહ્મધારણાદિનો અભ્યાસ કરવા ઇચ્છનાર મનુષ્યને અનુલોમવિલોમપ્રાણાયામ ને ભસ્ત્રિકા-પ્રાણાયામ ઉપકારક છે. પ્રાણાયામના અભ્યાસના પરિપાકથી અભ્યાસીને શરીરના આરોગ્યના લાભઉપરાંત અંતઃકરણ-માં રહેલા પાપસંસ્કારોની નિવૃત્તિ થાય છે, ઇંદ્રિયોના ને અંતઃકરણના બાહ્યવેગો શિથિલ થવા લાગે છે, અને બ્રહ્મધારણાનો અભ્યાસ કરવાની તેના અંતઃકરણમાં યોગ્યતા આવે છે.

પાંચ કર્મેંદ્રિયોના ને પાંચ જ્ઞાનેંદ્રિયોના બાહ્યવેગોને હૃદયાકાશભણી પાછા વાળી તે બંને પ્રકારની ઇંદ્રિયોને અંતઃકરણને અનુસરનારી કરવી તે **પ્રત્યાહાર** કહેવાય છે. સૂર્યાદિનો જેવો પોતાનાં કિરણોની સાથે સંબંધ છે તેવો મનનો ને ઇંદ્રિયોનો સંબંધ છે એવો નિર્ણય કરી બહિ-

મુખ ઇંદ્રિયોને પ્રયત્નપૂર્વક મનને અનુસરનારી કરવી. પ્રત્યાહારના અભ્યાસના પરિપાકથી અભ્યાસીનું શરીર નીરોગ રહેવા લાગે છે, ને તેનું અંતઃકરણ સ્થૂલતાથી ને ચંચલતાથી રહિત થવા લાગવાથી તે પોતાના અંતઃકરણને બ્રહ્મમાં સ્થિર કરવાનો અભ્યાસ કરવાની યોગ્યતાવાળો થાય છે.

અંતઃકરણને હૃદયમાં રહેલા બ્રહ્મમાં વા બ્રહ્મરંધ્રમાં રહેલા બ્રહ્મમાં સ્થિર કરવાનો પ્રયત્ન કરવો તે **ધારણા** કહેવાય છે. ધારણામાં ક્યારેક ક્યારેક લયનામનું (અંતઃકરણની વૃત્તિ ધ્યેયનો ત્યાગ કરી અંતઃકરણના ઉપાદાનકારણરૂપ અજ્ઞાનમાં લીન થવા લાગે એ નામનું) ને વિક્ષેપનામનું (અંતઃકરણની વૃત્તિ ધ્યેયના સ્વરૂપનો પરિત્યાગ કરી અન્ય પદાર્થને આકારે થવા લાગે એ નામનું ) વિઘ્ન અડચણ કરે છે. અભ્યાસીએ લયના ને વિક્ષેપના હેતુઓને જાણી લઇ લયને તથા વિક્ષેપને શાસ્ત્રોક્ત ઉપાયથી નિવૃત્ત કરવા. ધારણાનો ઉત્તમપ્રકારે અભ્યાસ કરવાથી અભ્યાસીના અંતઃકરણની સ્થૂલતા ને ચંચલતા ન્યૂન થવા લાગવાથી ને તેની એકાગ્રતા વધવા લાગવાથી અભ્યાસીના અંતઃકરણને આત્માનંદનું કાંઈક અંશે ભાન થવા લાગે છે.

અભ્યાસીનું અંતઃકરણ વિશેષ સમય ધ્યેયાકાર રહેવા લાગે તે **ધ્યાન** કહેવાય છે. ધ્યાનાભ્યાસથી અંતઃકરણની સૂક્ષ્મતામાં ને સ્થિરતામાં વધારો થવાથી અભ્યાસીના અંતઃકરણમાં આત્માનંદનો વધારે અનુભવ થવા લાગે છે.

ધ્યાનાભ્યાસના પરિપાકથી ધ્યાનાભ્યાસીના અંતઃકરણ-ને સમાધિનો લાભ થાય છે. સમાધિકાલે ધ્યાતા ને ધ્યાન એ બે ત્રિપુટીના અંશો શિથિલ થઇ જાય છે, ને ધ્યેયાકારવૃત્તિઓનો પ્રવાહ ચાલ્યા કરે છે, એટલે તે કાલે ધ્યેયનીજ વિશેષ સ્ફૂર્તિ હોય છે.

યોગનાં ઉપર જણાવેલાં આઠ અંગોનો પરિપાક કરવા-થી સમાધિના પરિપાકરૂપ સંયમમાં તે યોગીનું અંતઃકરણ પ્રવેશ કરી શકે છે. આત્મસંયમના અભ્યાસથી યોગીનું અંતઃકરણ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની વિશેષ યોગ્યતા-વાળું થાય છે. એ અભ્યાસના પરિપાકથી યોગીનું અંતઃ-કરણ સંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ કરી શકે છે. સંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ થવાથી એ યોગીના અવિદ્યાદિ પાંચ ક્લેશોની નિવૃત્તિ થઈ તેને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. આત્માના સાક્ષાત્કારથી તે યોગી પુનરાવૃત્તિરહિત મોક્ષને પામે છે. મોક્ષની પ્રાપ્તિ કરવી એજ મનુષ્યજન્મનું અંતિમ લક્ષ્ય છે એમ વિવેકી પુરુષો માને છે.

સંપ્રજ્ઞાતયોગનો અભ્યાસ ચાલુ રહેવાથી તે યોગીના ચિત્તમાં રહેલો સત્ત્વગુણ વિશેષ બલવાન્ થાય છે. અંતઃ-કરણની આત્માકારવૃત્તિઓનો પ્રવાહ ચાલુ રહેવાથી અંતઃ-કરણ પરવૈરાગ્યવાળું થઇ અંતઃકરણની આત્માકારવૃત્તિઓ પણ નહિજેવી થઇ જઇ અંતઃકરણ તે વૃત્તિઓના સંસ્કાર-વાળું રહે છે. અંતઃકરણની એ અવસ્થા **અ**સંપ્રજ્ઞાતયોગ વા

અંતઃકરણુની સંસ્કારશેષાવસ્થા કહેવાય છે. આવી સ્થિતિવાળા યોગી જીવન્મુક્ત કહેવાય છે.

અંતઃકરણની વૃત્તિઓનો નિરોધ કરવાથી ત્વંપદના લક્ષ્યાર્થનું એટલે આત્માનું પ્રકૃતિથી ને તેનાં અંતઃકરણાદિરૂપ કાર્યોથી અસંગપણું, સૂક્ષ્મપણું, અપરિણામીપણું ને ચિદ્રૂપપણું સમજાય છે. એ ત્વંપદના લક્ષ્યાર્થરૂપ આત્માનો તત્પદના લક્ષ્યાર્થની સાથે એટલે પરમાત્માની સાથે સંશયવિપર્યયરહિત અભેદાનુભવ થાય એટલે બ્રહ્મરૂપ થયેલા તે જ્ઞાની અજ્ઞાનનો ને તેના કાર્યરૂપ શોકમોહનો પાર પામી કૃતાર્થ થાય છે.

વેદાંતશાસ્ત્રનું વિધિવત્ શ્રવણ કરવાનો અધિકાર જિજ્ઞાસુના અંતઃકરણમાં તીવ્ર મુમુક્ષુતા ઉપજ્યા વિના આવતો નથી. એ તીવ્રમુમુક્ષુતા શમદમાદિ છ સાધનોની પ્રાપ્તિવિના મનુષ્યના અંતઃકરણમાં ઉપજતી નથી. શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ ને તિતિક્ષા એ તીવ્રમુમુક્ષુતા મેળવવાનાં સાધનોનાં નામો છે. અંતઃકરણને વિષયોમાં ભટકતું અટકાવવાનું સામર્થ્ય તે **શમ**, ઇંદ્રિયોને પોતપોતાના વિષયમાં દોડતી અટકાવવાનું બલ તે **દમ**, પોતાના સદ્ગુરુના ને વેદાંતશાસ્ત્રના ઉપદેશમાં સત્યતાનો દૃઢ નિશ્ચય તે **શ્રદ્ધા**, અનુકૂલ વા પ્રતિકૂલ પ્રસંગની પ્રાપ્તિ થતાં મનમાં જે રાગનો વા દ્વેષનો વેગ પ્રકટે તેને શાસ્ત્રવચનોથી ને સુયુક્તિઓથી શમાવી દેવાનું બલ તે **સમાધાન**, સકામકર્મમાં પ્રવૃત્તિ કરવાનો અભાવ વા મનને પ્રસન્ન રાખવાનું સામર્થ્ય તે

ઉપરતિ, ને સ્વપ્રારબ્ધકર્મવશાત્ પ્રાપ્ત થતાં સુખદુઃખ, ક્ષુધા–તૃષા, શીતતાપ ને માનાપમાનને સમ ગણી તેની ઉપેક્ષા કરવાનું વા સહન કરવાનું સામર્થ્ય તે તિતિક્ષા કહેવાય છે. તે છ સાધનોની પ્રાપ્તિ વિમલવિરાગને પ્રાપ્ત કરવાથી થાય છે. અંતરાત્માથી અભિન્ન બ્રહ્મથી ભિન્ન સર્વ જડ પ્રાણિ-પદાર્થમાં સત્યપણાની, રમણીયપણાની ને સુખદપણાની ભ્રાંતિ નિવૃત્ત થવાથી સર્વ પ્રાણિપદાર્થમાં ઉદાસીનતા પ્રકટે, અર્થાત્ કોઇપણ પ્રાણિપદાર્થમાં ઘાટો રાગ ન રહે તે વિમલ વિરાગ કહેવાય છે. જેમ એક સ્થલનો પરિત્યાગ કર્યા વિના મનુષ્યને બીજા સ્થલની પ્રાપ્તિ થતી નથી તેમ દેહાદિમાંથી ને અનુકૂલ માનેલા પ્રાણિપદાર્થમાંથી ઘાટી પ્રીતિ દૂર કર્યા વિના પ્રત્યગભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. એ વિમલવિરાગની પ્રાપ્તિ નિત્યાનિત્ય વસ્તુના પૃથક્કરણરૂપ વિવેકની પ્રાપ્તિવિના થઇ શકતી નથી. શુદ્ધચેતનરૂપ બ્રહ્મ વા આત્મા સત્ય એટલે ત્રણે કાલમાં એકસ્વરૂપે રહેનાર વા નિત્ય છે, અને તેનાથી ભિન્ન સર્વ જડ પદાર્થ અનિત્ય એટલે ભૂત, વર્તમાન કે ભવિષ્ય એ ત્રણ કાલમાંના માત્ર કોઇ એક કાલે પ્રતીત થનાર છે આવી પાકી સમજ તે વિવેક કહેવાય છે. વિવેકવડે નિત્ય–વસ્તનું ને અનિત્યવસ્તુનું સ્વરૂપ સમજાય છે. નિત્યાનિત્ય વસ્તુનો વિવેક થવાથી સર્વ જડ વસ્તુ અનિત્ય સમજાય છે, તેથી અનિત્ય વસ્તુઓમાં રહેલી ઘાટી પ્રીતિ નિવૃત્ત થાય

છે. જડ વસ્તુઓના અનિત્યપણાદિરૂપ દોષના દર્શનથી જડ વસ્તુઓમાં રહેલો રાગ શાંત થાય તે સ્વાભાવિક છે. એવી સ્થિતિ પ્રાપ્ત થવાથી તેના અંતઃકરણમાં કોઇ પણ વિષયનો વ્યક્તાવ્યક્ત રાગ રહેતો નથી, ને તેનાથી પરમાર્થમાં આગળ વધાય છે.

વિવેક, વિરાગ, શમાદિ છ સંપત્તિ (સાધન) ને તીવ્રમુમુક્ષુતા એ ચાર સાધનો જેણે પ્રાપ્ત કર્યાં છે એવા મનુષ્યનું અંતઃકરણ ઘણે અંશે શુદ્ધ ને સ્થિર થવાથી તે મનુષ્ય વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવાની યોગ્યતાવાળો ગણાય છે. એવી યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી કોઇ શ્રોત્રિય (વેદાંતશાસ્ત્રને ઉચ્ચાર, અર્થ ને તાત્પર્યથી જાણનારા તથા સુયુક્તિઓવડે બ્રહ્મોપદેશ કરવાના સામર્થ્યવાળા) ને બ્રહ્મનિષ્ઠ (બ્રહ્મના દૃઢ સાક્ષાત્કારવડે જેમનું અંતઃકરણ બ્રહ્મમાં અભેદભાવે વિરામ પામેલું છે એવા) પુરુષની પાસેથી શ્રદ્ધા, પ્રીતિ ને એકાગ્રતાથી વેદાંતશાસ્ત્રને સાંભળવું તે **શ્રવણ** કહેવાય છે. આવા શ્રવણવડે તે શ્રવણ કરનાર શ્રોતાને વેદાંતશાસ્ત્ર સાક્ષાત્ કે પરંપરાવડે એકજ અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરે છે એમ સમજાય છે, પછી તેને વેદાંતશાસ્ત્ર દ્વૈતનું પ્રતિપાદન કરતું હશે કે અદ્વૈતનું પ્રતિપાદન કરતું હશે એવો લેશ પણ સંદેહ રહેતો નથી.

મનુષ્યને કોઇ પણ વિષય જ્યારે સ્પષ્ટ સમજાય છે ત્યારે તેમાં તે મનુષ્યને લેશ પણ સંદેહ રહેતો નથી એ ન્યાયે વેદાંતશાસ્ત્રનું વિધિવત્ શ્રવણ કરનારને વેદાંતશાસ્ત્ર

અદ્વૈત બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે એમાં લેશ પણ સંદેહ રહેતો નથી. વેદાંતશાસ્ત્રે (બ્રહ્મનું ને તેની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરનારાં ઉપનિષદાદિ શાસ્ત્રોએ) તથા પોતાના આચાર્યે (બ્રહ્મનો ઉપદેશ કરનારા પોતાના સદ્‌ગુરુએ) ઉપદેશ કરેલા એક, અદ્વિતીય ને પરિપૂર્ણ બ્રહ્મનું ભેદની (દ્વૈતની) બાધક (ભેદનું મિથ્યાપણું દૃઢ કરાવનારી) અને અભેદની સાધક (અભેદનુંજ વાસ્તવિકપણું નક્કી કરનારી) યુક્તિઓવડે એકાંત ને પવિત્ર સ્થાનમાં સ્વસ્થપણે બેસી પરમાદરથી ચિંતન કર્યા કરવું તે **મનન** કહેવાય છે. બ્રહ્મનું મનન કર્યા વિના સર્વ શાસ્ત્રવચનોનો ને પૃથિવીપરના સર્વ મતપંથોનો અદ્વિતીય બ્રહ્મમાં સમન્વય કરી શકાતો નથી, અને જગત્‌નું, જીવનું, ઈશ્વરનું, આત્માનું, બ્રહ્મનું, મોક્ષનું ને મોક્ષનાં સાધનોનું સ્વરૂપ પૂરતી રીતે સમજવામાં આવતું નથી, માટે મુમુક્ષુએ ઉપર જણાવેલી રીતે બ્રહ્મસ્વરૂપનું અવશ્ય મનન કરવું. ઉપર જણાવેલા મનનનો પરિપાક થવાથી તે મોક્ષસાધકને અખંડૈકરસ, એક, અદ્વૈત ને સચ્ચિદાનંદ-ઘનસ્વભાવવાળા બ્રહ્મનું સ્વરૂપ સંશયરહિત સ્પષ્ટપણે સમજાય છે, અર્થાત્ તે મોક્ષસાધકને બ્રહ્મનું દૃઢપરોક્ષજ્ઞાન થાય છે. મોક્ષસાધકને બ્રહ્મનું દૃઢપરોક્ષજ્ઞાન થયા પછી તેણે પવિત્ર, મનોજ્ઞ, ઉપદ્રવ કરનારાં જંતુઓથી ને પ્રાણીઓથી રહિત અને નિર્જન સ્થાનમાં પોતાના પવિત્ર, કોમલ ને સ્થિર આસનપર બેસી, બ્રહ્મના સદ્‌ગુરૂપદિષ્ટ સ્વરૂપનો વિચાર

કરવો, અથવા બ્રહ્મના સદ્ગુરૂપદિષ્ટ સ્વરૂપનું ધ્યાન સતત વા વધારેમાં વધારે જેટલો સમય મળે તેટલો સમય વચ્ચે બીજી પ્રવૃત્તિ ન કરતાં શ્રદ્ધાપ્રીતિથી કરવું. બ્રહ્મના સ્વરૂપનો વિચાર કરવો, અથવા બ્રહ્મના સ્વરૂપનું ધ્યાન કરવું તે નિદિધ્યાસન કહેવાય છે. દીર્ઘકાલ, નિરંતર, સત્કારપૂર્વક નિદિધ્યાસનનું અનુષ્ઠાન ચાલુ રાખવાથી ને તે મોક્ષસાધકના ભૂત-પ્રતિબંધ ને વર્તમાનપ્રતિબંધ દૂર થવાથી તેને બ્રહ્મનું અપરોક્ષ-જ્ઞાન અર્થાત્ બ્રહ્મનો દૃઢસાક્ષાત્કાર થાય છે. બ્રહ્મનો દૃઢ-સાક્ષાત્કાર થવો એટલે પોતાના પરિપૂર્ણ, ત્રિવિધતાપથી રહિત ને પરમાનંદસ્વરૂપનો ભ્રાંતિરહિત દૃઢ અનુભવ થવો. આવી સ્થિતિ પ્રાપ્ત કરવાથી મનુષ્ય પોતાના મનુષ્યજન્મને સફલ કરી કૃતાર્થ થાય છે.

ઉપર જણાવેલા બ્રહ્મસાક્ષાત્કારને આત્યંતિકપ્રલય પણ કહેવામાં આવે છે. મહાપ્રલયમાં વા પ્રાકૃતપ્રલયમાં ભૌતિક પ્રાણિપદાર્થો અને પૃથિવી આદિ પાંચ ભૂતો માયામાં લય પામે છે, અને માયા બ્રહ્મનો આશ્રય કરીને રહે છે, પણ બ્રહ્મસાક્ષાત્કાર થવાથી અનુભવાતા આત્યંતિકપ્રલયમાં તો પાંચ સ્થૂલભૂતોના કાર્યરૂપ જડ પદાર્થો, પ્રાણીઓનાં સ્થૂલશરીરો, ચૌદ ભુવનો, પૃથિવી આદિ સ્થૂલભૂતો, સર્વપ્રાણીઓનાં સૂક્ષ્મશરીરો, પાંચ સૂક્ષ્મભૂતો, સર્વ પ્રાણીઓનાં કારણશરીરો ને અવિદ્યા–માયા–પ્રકૃતિ–એ સર્વ મિથ્યા જણાય છે, ને અખંડૈકરસ બ્રહ્મજ સદ્રૂપ જણાય છે. આ આત્યંતિકપ્રલય વિવેકી

મનુષ્યના ઉત્કટ પુરુષપ્રયત્નથીજ સિદ્ધ થાય છે.

તામસસ્વભાવવાળાં માણસો તામસદેવોને પ્રસન્ન કરી તેમનો અનુગ્રહ મેળવવા પ્રત્યક્ષ છાગાદિ મેધ્ય પશુઓનાં અંગોનો પ્રત્યક્ષ અગ્નિમાં હોમ કરે છે, રાજસસ્વભાવવાળાં માણસો કોળા આદિ ફલોમાં ને તિલાદિ અન્નોમાં મેધ્ય પશુઓના અવયવોની કલ્પના કરી તેનો પ્રત્યક્ષ અગ્નિમાં હોમ કરે છે, અને સાત્ત્વિકસ્વભાવવાળાં માણસો ઇંદ્રિયોની ને મનની તામસી તથા રાજસી વૃત્તિઓને મેધ્ય પશુઓ ધારી તેમનો હૃદયરૂપ વેદીપર સર્વદા પ્રજ્વલિત અગ્નિજેવા સચ્ચિદાનંદાદિસ્વભાવવાળા આત્મામાં હોમ કરે છે. મુમુક્ષુએ આવો એટલે ત્રીજા પ્રકારનો હોમ કરવો જોઇએ.

શુદ્ધસત્ત્વગુણરૂપ માયાસહિત ચેતન સગુણબ્રહ્મ વા ઈશ્વર કહેવાય છે. એ સગુણબ્રહ્મનું શ્રદ્ધાપ્રીતિપૂર્વક વિધિવત્ સતત સ્મરણધ્યાન કર્યા કરવાથી તે સ્મરણધ્યાનનો પરિપાક થયે તે સ્મરણધ્યાન કરનારના પવિત્ર, સ્થિર ને સૂક્ષ્મ અંતઃકરણમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શ્રી ને યશાદિ શુદ્ધસત્ત્વગુણના ધર્મો ન્યૂનાધિક અંશે આવિર્ભાવ પામે છે. એ સગુણબ્રહ્મનું સ્મરણધ્યાન કરનાર ઉપાસકની તે ઉપાસના કનિષ્ઠપ્રકારની હોય તો તે કનિષ્ઠ ઉપાસક ભુવર્લોકથી માંડીને તપોલોકસુધીના કોઇ એક ઉત્તમ લોકમાં પોતાના શરીરનું પતન થયા પછી જાય છે, અને ત્યાંનાં લૌકિકરીતે શ્રેષ્ઠ ગણાતાં સુખોનો અનુભવ કરે છે. સગુણબ્રહ્મની મધ્યમપ્રકારની

ઉપાસના કરનારો મધ્યમ ઉપાસક પોતાના શરીરનો પાત થયા પછી સત્યલોકમાં જાય છે, ને તેના રાગદ્વેષનો સંપૂર્ણ નાશ ન થયો હોય તો તે વર્તમાનકલ્પની સમાપ્તિપર્યંત ત્યાં રહી ત્યાંનાં સર્વોત્તમ દિવ્યસુખોનો અનુભવ કરે છે, ને પછી બીજા કલ્પના આરંભમાં તે ઉત્તમપ્રકારના મનુષ્યનો જન્મ ધારણ કરે છે; અને જો તેના રાગદ્વેષનો સંપૂર્ણ નાશ થઈ ગયો હોય છે તો તે મહાપ્રલયપર્યંત ત્યાં રહી ત્યાંનાં સર્વોત્તમ નિર્દોષ સુખોનો અનુભવ કરે છે, તથા નિર્વિકલ્પસમાધિવડે નિરતિશયસુખનું આસ્વાદન પણ કરે છે. પછી મહાપ્રલયકાલે જ્યારે સત્યલોકના અધિષ્ઠાતા બ્રહ્માને વિદેહકૈવલ્યની પ્રાપ્તિ થાય છે ત્યારે તેમને પણ વિદેહકૈવલ્યની પ્રાપ્તિ થાય છે. જેમણે ઉત્તમપ્રકારે સગુણબ્રહ્મનું સ્મરણધ્યાન કર્યું હોય છે તેવા ઉત્તમ ઉપાસકને સગુણબ્રહ્મનો અહીંજ સાક્ષાત્કાર થઈ તેમના અનુગ્રહવડે તેમને પ્રત્યગભિન્ન બ્રહ્મનું જ્ઞાન થાય છે, ને તે જ્ઞાનવડે તેઓ તે જન્મમાંજ સદ્યોમોક્ષને પામે છે, અર્થાત્ જીવતાં અને શરીરપાતપછી તેઓ નિર્ગુણબ્રહ્મરૂપે સ્થિતિ કરે છે.

વેદાંતશાસ્ત્રના વિધિપૂર્વક શ્રવણ,મનન ને નિદિધ્યાસન-વડે સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારા વા પ્રણવના ચિંતનવડે નિર્ગુણબ્રહ્મનું આરાધન કરી સચ્ચિદાનંદાદિ-સ્વભાવવાળા બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારા બ્રહ્મવિત્ વા જીવન્મુક્ત થાય છે, અને શરીરના પાતપછી વિદેહમુક્ત થાય છે.

સ્થૂલાદિ ત્રણ શરીરોથી, અંતઃકરણની જાગ્રદાદિ ત્રણ

અવસ્થાઓથી ને સ્થૂલાદિ ત્રણ શરીરોના વિશ્વાદિ ત્રણ અભિમાની જીવોથી ભિન્ન સચ્ચિદાનંદસ્વભાવવાળા અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો નિદિધ્યાસનવડે દઢ સાક્ષાત્કાર થવાથી જીવને દુઃખાનુભવમાં હેતુરૂપ થનારા વા દુઃખાનુભવ કરાવનારા અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ એ નામના પાંચ ક્લેશો નિવૃત્ત થઇ જાય છે. જે વસ્તુ વાસ્તવિકરીતે જે રૂપ નથી તેમાં તે મિથ્યાવસ્તુની ભ્રાંતિ થવી તે **અવિદ્યા** કહેવાય છે. એ અવિદ્યાના બલથી જડ દેહાદિમાં આત્મપણાની, દેહાદિ અનિત્યમાં નિત્યપણાની, સ્રીપુત્રાદિનાં અપવિત્ર શરીરોમાં પવિત્રપણાની ને દુઃખદ વિષયોમાં તથા સ્રીધનાદિ વિષયોનાં સાધનોમાં સુખદપણાની ભ્રાંતિ થાય છે. એ અવિદ્યાને વશ થવાથીજ જીવ જન્મમરણના પ્રવાહમાં તણાયા કરે છે. અવિદ્યાના અંશની સાથે વા અંતઃકરણની સાથે આત્માના એકપણાની ભ્રાંતિને **અસ્મિતા** વા **ચિજ્જડ**ની ગ્રંથિ કહેવામાં આવે છે. એ અસ્મિતાનું વા ચિજ્જડની ગ્રંથિનું જ્યાંસુધી જડચેતનના વિવેકરૂપ તીક્ષ્ણધારવાળા ખડ્ગથી છેદન કરાતું નથી ત્યાંસુધી જીવ જન્મમરણની પરંપરાથી મોકળો થતો નથી. વિષયસુખમાં ને તેનાં સ્રીધનાદિ સાધનોમાં જે ઘાટી પ્રીતિ તે **રાગ** કહેવાય છે. એ રાગ અંતઃકરણનો મહારોગ છે. એ મહારોગનું જ્યાંસુધી વિમલવિરાગરૂપ અલૌકિક રસાયનના સેવનવડે શમન ન કરાય ત્યાંસુધી જીવ શાશ્વતીશાંતિનો ને શાશ્વતસુખનો

અનુભવ શી રીતે કરી શકે? પ્રતિકૂલ જણાતા પ્રાણિ-પદાર્થપર તેના દુઃખદપણાના સ્મરણપૂર્વક તેનું વેર વાળવા-માટે મનુષ્યના અંતઃકરણમાં પરિતાપનો અનુભવ કરાવનારી જે વૃત્તિ ઉપજે છે તે ક્રોધ વા દ્વેષ કહેવાય છે. એ દ્વેષરૂપ ચિત્તના જીર્ણ મહારોગનું સર્વ પ્રાણીઓમાં એકજ આત્મા રહ્યો છે, તેથી સર્વ પ્રાણીઓનાં શરીરો તે મારાંજ શરીરો છે એવી સમજરૂપ હિરણ્યગર્ભની માત્રા ચાટ્યા વિના શમન કરી શકાતું નથી, ને તેનું શમન કર્યા વિના જીવના અંતઃકરણમાં શીતલતાનો અનુભવ થતો નથી. મરણનું અંતઃ-કરણમાં રહેલું જે ભય તે **અભિનિવેશ** કહેવાય છે. બાલક, જુવાન, વૃદ્ધ, અભણ, ભણેલા, નિર્ધન ને ધનાઢ્ય એ સર્વને એ અભિનિવેશ કંપાવે છે. એ અભિનિવેશરૂપ મહારાક્ષસને આત્માના અમરપણાના નિશ્ચયરૂપ બ્રહ્માસ્ત્રવડે હણ્યા વિના જીવને સ્વાનંદસામ્રાજ્યની પ્રાપ્તિ થઇ શકતી નથી. મોક્ષે-ચ્છુએ અવિદ્યાદિ પાંચે ક્લેશોને પોતાના સદ્‌ગુરુના ઉપદેશનું શ્રદ્ધાપ્રીતિપૂર્વક અનુસરણ કરી હણી નાંખવા જોઇએ.

પ્રાણીઓનાં અંતઃકરણોમાં સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણો રહેલા છે. સત્ત્વગુણ શ્વેત, નિર્મલ, હળવો, પ્રાયશઃ સ્થિર રહેનારો, પ્રકાશમય ને અંતઃકરણમાં વૈરાગ્ય, ક્ષમા, દયા, ઔદાર્ય, સંતોષ, શાંતિ, વિવેક, સ્થૂલસૂક્ષ્મપદાર્થ-ના સ્વરૂપને સમજવાનું સામર્થ્ય ને સુખાનુભવ એ શુભધર્મો ઉપજાવનાર છે. આ સત્ત્વગુણ જ્યારે રજોગુણના ધર્મોથી

પરાભવં પામી મલિન થતો નથી ત્યારે તે શુદ્ધસત્ત્વગુણ કહેવાય છે. મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં એ શુદ્ધસત્ત્વગુણને બલવાન્ કરવા આદરપૂર્વક સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ.

પ્રાણીઓનાં અંતઃકરણોમાં રહેલો રજોગુણ રાતો, ચંચલ, કાંઇક ભારે, કાંઇક મલિનતાવાળો, અલ્પપ્રકાશવાળો અને અંતઃકરણમાં લોભ, રાગ, ક્રોધ, ક્રૂરતા, કૃપણુતા, અતૃપ્તિ, વ્યાકુલતા, અસહનશીલતા ને ઊતાવળાપણું એ આદિ દોષો ઉપજાવનાર છે. મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં રહેલા એ રજોગુણને વિવેકવિરાગાદિ સત્ત્વગુણના ધર્મોને બલવાન્ કરવાવડે તથા પરમાત્માની સ્તુતિ, તેમનું સ્મરણ ને તેમનું ધ્યાન એ શુભપ્રયત્નવડે પોતાના અંતઃકરણમાંથી દૂર કરવો જોઇએ, અર્થાત્ તે કામ ન કરી શકે એવી સ્થિતિમાં તેને મૂકી દેવો જોઇએ.

પ્રાણીઓનાં અંતઃકરણોમાં રહેલો તમોગુણ કાળા રંગનો, સત્ત્વગુણના ને રજોગુણના કરતાં ભારે, સત્ત્વગુણના તથા રજોગુણના પ્રકાશાદિ ને પ્રવૃત્તિ આદિ ધર્મોને કામ કરતા અટકાવનાર અને આલસ્ય, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, જડતા, તંદ્રા, નિદ્રા, મૂઢતા, ચિંતા ને ભય એ આદિ દોષો ઉપજાવનાર છે. મુમુક્ષુએ શાસ્ત્રોક્ત તથા પોતાના સદ્ગુરુએ ઉપદેશ કરી હોય તે પ્રવૃત્તિવડે પોતાના અંતઃકરણમાં રહેલા તમોગુણને બલહીન કરી નાંખવો જોઇએ. આસનાભ્યાસ, કપાલભાતિનો ને પ્રાણાયામનો અભ્યાસ, મિતાહાર ને

કીર્તનભક્તિ મનુષ્યના અંતઃકરણમાં રહેલા તમોગુણને બલહીન કરવામાં ઉપયોગી ગણાય છે.

જીવભાવમાંથી બ્રહ્મભાવને પામી બ્રહ્મરૂપે સ્થિતિ કરવામાટે જ્ઞાનની સાત ભૂમિકાઓ વા અવસ્થાઓ છે. એ ભૂમિકા શુદ્ધચેતનરૂપ આત્માની કે કેવલ જડરૂપ અંતઃકરણની નથી, પણ અંતઃકરણના ને ચેતનના મિશ્રભાવજેવા જણાતા ચિદાભાસની એટલે જીવાત્માની છે. શુભેચ્છા એ બ્રહ્મજ્ઞાનની પહેલી ભૂમિકા છે. તે ભૂમિકાને પામેલા પુણ્યવાન્ મનુષ્યને જણાય છે કે “ હું મૂઢ થઇને શું પડચો છું, શાસ્ત્રજ્ઞ ને બ્રહ્મજ્ઞ પુરુષોના સમાગમવડે હું દુઃખરહિત સુખમય સ્થિતિ કેવાં સાધનોથી પામું તે જાણું, ને તે સાધનોનું યથાવિધિ અનુષ્ઠાન કરું, મારું જીવન વાયુના કે જલના પ્રવાહની પેઠે ઉતાવળું ચાલ્યું જાય છે, ને પ્રાણિમાત્રનો નાશ કરવા તેમની પછવાડે ગુપ્તરીતે ફર્યા કરતો કાલ વણબોલાવ્યો સમીપ આવતો જાય છે, માટે મારે આળસુ થઇને પડચા ન રહેતાં મારું હિત કરનારાં સાધનો જાણી તેનું આદરપૂર્વક સેવન કરવું જોઇએ. સંસારરૂપી ઊંડા ને અંધારા કૂવામાં મારે આમ ને આમ પડચા રહેવું ઉચિત નથી. ચાલ, હવે હું શીઘ્ર કોઈ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકારુણિક પુરુષને શરણે જાઉં.” આવો વિચાર કરી વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ સાધનોમાં જે ન્યૂનતા હોય તે દૂર કરી તે કોઇ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને

પરમદયાલુ પુરુષની સમીપ જાય છે, અને વિનયપૂર્વક તેમની સ્તુતિ કરી તે તેમનું વિધિવત્ શરણ ગ્રહણ કરી તેમને બહુ ભયભરેલા સંસારસમુદ્રથી તારનારો ઉપદેશ આપવાની પરમાદરથી દીનભાવે પ્રાર્થના કરે છે. તે મહાપુરુષ તેના અંતઃકરણમાં રહેલા સંસ્કારોનો, અંતઃકરણના બંધારણનો, શરીરસ્થિતિનો ને તેની વ્યાવહારિક સ્થિતિનો વિચાર કરી તેને આવી રીતે ઉપદેશ કરે છેઃ–"જીવ, જગત્ ને ઈશ્વર આ ત્રણ વસ્તુતાએ સચ્ચિદાનંદઘન બ્રહ્મજ છે; અર્થાત્ તમે પોતે તમારા ત્રણ શરીરથી પર રહેલા બ્રહ્મ છો, ને સર્વ જીવો પણ બ્રહ્મ છે; પ્રતીત થતું આ નામરૂપાત્મક જગત્ માયામય છે, વાસ્તવિક નથી, અર્થાત્ તે પણ વસ્તુતાએ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છે; અને સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, વ્યાપક ને સ્વતંત્ર એવા શુભગુણોવાળા ઈશ્વર પણ બ્રહ્મસ્વરૂપજ છે. અહીં બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ વાસ્તવિક વસ્તુ નથી. તે બ્રહ્મ એક ને અદ્વિતીય છે. એ એક ને અદ્વિતીય બ્રહ્મનો તમે એકાંતમાં આદરપૂર્વક સતત વિચાર કરો. એ વિચાર જ્યાંસુધી મેં તમને જણાવેલો સિદ્ધાંત તમને સ્પષ્ટ સમજાય ત્યાંસુધી કરો." પછી તે પોતાના સદ્ગુરુના ઉપદેશનો પવિત્ર ને એકાંત દેશમાં બેસી સ્વસ્થમને આદરપૂર્વક વિચાર કરવા લાગે આ તેની વિચારણાનામની બ્રહ્મજ્ઞાનની બીજી ભૂમિકા છે. તે ભૂમિકામાં પ્રવેશેલો મુમુક્ષુ આમ વિચારે છેઃ—"વ્યવહારમાં ઈશ્વરજીવનો, જીવજીવનો, જીવજડનો, ઈશ્વરજડનો

ને જડજડનો જે ભેદ જણાય છે તે ભેદ ઉપાધિવડે પ્રતીત થતો હોવાથી મિથ્યા છે, આકાશના ઘટાદિ ઉપાધિવડે જણાતા ભેદની પેઠે. જેમ એકજ મહાકાશ મઠ, ઘટ ને લોટાની ઉપાધિથી ભિન્નભિન્નરૂપે જણાય છે, છતાં તે મઠાકાશાદિ મહાકાશથી ભિન્ન થઈ જતાં નથી, પણ મહાકાશરૂપજ રહે છે, તેમ એકજ શુદ્ધચેતનરૂપ બ્રહ્મ માયા, અવિદ્યાનો અંશ, પાંચ ભૂતો ને ભૌતિકપદાર્થરૂપ ઉપાધિથી ભેદ પામ્યાજેવું પ્રતીત થાય છે, પરંતુ તે વસ્તુતાએ ભેદ પામ્યું નથીજ. ઈશ્વરજીવનો ભેદ મિથ્યા છે, માયારૂપ ઉપાધિએ ને અવિદ્યાના અંશરૂપ ઉપાધિએ કરેલો હોવાથી, જે જે ભેદ ઉપાધિએ કરેલો હોય છે તે તે ભેદ મિથ્યા હોય છે, જેમ સ્વપ્નમાં ને મનોરાજ્યમાં પ્રતીત થતો ઈશ્વરજીવનો ભેદ. જીવજીવનો ભેદ મિથ્યા છે, અવિદ્યાના અંશોરૂપઉપાધિએ કરેલો હોવાથી, જે જે ભેદ ઉપાધિવડે પ્રતીત થતો હોય છે તે તે ભેદ મિથ્યા હોય છે, જેમ સ્વપ્નમાં ને મનોરાજ્યમાં પ્રતીત થતો જીવજીવનો ભેદ. જીવજડનો ભેદ મિથ્યા છે, અવિદ્યાના સાભાસ અંશરૂપ ઉપાધિએ ને નામરૂપ નિરાભાસ ઉપાધિએ કરેલો હોવાથી, જે જે ભેદ ઉપાધિએ પ્રતીત કરાવ્યો હોય છે તે તે ભેદ મિથ્યા હોય છે, જેમ સ્વપ્નમાં ને મનોરાજ્યમાં પ્રતીત થતો જીવજડનો ભેદ. ઈશ્વરજડનો ભેદ મિથ્યા છે, માયારૂપ સાભાસ ઉપાધિએ ને નામરૂપ નિરાભાસ ઉપાધિએ પ્રતીત કરાવેલો હોવાથી, જે જે ભેદ ઉપાધિએ પ્રતીત

કરાવ્યો હોય છે તે તે ભેદ મિથ્યા હોય છે, જેમ સ્વપ્નમાં ને મનોરાજ્યમાં પ્રતીત થતો ઈશ્વરનો ને જડનો ભેદ. જડજડનો ભેદ પણ મિથ્યા છે, નામરૂપ નિરાભાસ ઉપાધિએ પ્રતીત કરાવેલો હોવાથી, જે જે ભેદ ઉપાધિએ પ્રતીત કરાવ્યો હોય છે તે તે ભેદ મિથ્યા હોય છે, જેમ સ્વપ્નમાં ને મનોરાજ્યમાં પ્રતીત થતો જડજડનો ભેદ. ભેદનું જ્ઞાન કોઇ પણ પ્રકારના મનોવિકારવડે મનુષ્યના અંતઃકરણને દુઃખનો અનુભવ કરાવે છે, માટે મારે બ્રહ્મથી અભિન્ન આત્મસ્વરૂપના દૃઢ સાક્ષાત્કારવડે એ ભેદજ્ઞાનની પૂર્ણ નિવૃત્તિ કરવી જોઇએ. અખંડ, એકરસ, એક, અદ્વિતીય ને પરિપૂર્ણ બ્રહ્મસ્વરૂપમાં કોઈપણ પ્રકારનો વાસ્તવિક ભેદ કદીપણ સંભવતો નથી. "**एकमेवाद्वितीयं ब्रह्म**" (બ્રહ્મ એકજ અદ્વિતીય છે,) ને "**नेह नानाऽस्ति किंचन**" (આ બ્રહ્મમાં કાંઇ પણ ભેદ નથી,) એ શ્રુતિઓ તથા "**वासुदेवः सर्वमिति**" (પ્રતીત થતું આ સર્વ જગત્ વસ્તુતાએ સર્વમાં સ્થિતિ કરીને રહેલા બ્રહ્મરૂપ છે,) એ ગીતારૂપ સ્મૃતિ તથા મારા પૂજ્યચરણ સદ્ગુરુશ્રીનાં 'તું ને આ સર્વ જગત્ વસ્તુતાએ બ્રહ્મસ્વરૂપજ છો, વસ્તુતાએ તું ને જગત્ બ્રહ્મથી ભિન્ન નથી,' એવાં વચનો ભેદશૂન્ય અદ્વૈતબ્રહ્મનોજ બોધ કરે છે. હવે મારે મારા હૃદયમાંથી ભેદજ્ઞાન ને ભેદજ્ઞાનની વાસના અભેદના દૃઢનિશ્ચયવડે દૂર કરી દેવી જોઇએ.

સજાતીય, વિજાતીય ને સ્વગત એવા ત્રણ પ્રકારના

પરિચ્છેદ વા ભેદ પણ અપરિછિન્ન ને નિરવયવ બ્રહ્મમાં સંભવતા નથી. જેમ આંબાનો પીપળા આદિ વૃક્ષોથી ભેદ છે તેમ પોતાની જાતિવાળા અન્ય બ્રહ્મનો અભાવ હોવાથી બ્રહ્મમાં સજાતીય એટલે જાતિવડે થનારો ભેદ સંભવી શકતો નથી, જેમ આંબાનો પોતાની જાતિનાં વૃક્ષોથી ભિન્ન વસ્તુરૂપ પાષાણાદિથી ભેદ છે તેમ બ્રહ્મથી ભિન્ન જાતિવાળી કોઇ પણ વસ્તુનો સદ્‌ભાવ ન હોવાથી બ્રહ્મમાં વિજાતીય એટલે બીજી વિપરીત જાતિથી થનારો ભેદ નથી, માયા ને માયાનાં ભૂતભૌતિકરૂપ કાર્યો બ્રહ્મથી ભિન્ન જાતિવાળાં છતાં પણ તેઓ કલ્પિત હોવાથી બ્રહ્મમાં વિજાતીયભેદ ઉપજાવી શકે નહિ, અને બ્રહ્મમાં સ્વગતભેદ પણ સંભવતો નથી, કેમકે બ્રહ્મ નિરવયવ છે, સાવયવ નથી. આંબાનો પોતાના અવયવરૂપ શાખા, ઉપશાખા, પત્ર, પુષ્પ ને ફૂલથી ભેદ સંભવી શકે, પણ બ્રહ્મ જે સર્વદા અવયવથી રહિત છે તેમાં સ્વગતભેદ શી રીતે સંભવી શકે? નજ સંભવી શકે. માયા, પાંચ ભૂતો ને ભૌતિક વસ્તુઓને જો બ્રહ્મના અવયવ માનવામાં આવે તો-પણ માયા આદિ કલ્પિત હોવાથી સદ્‌રૂપ ને નિરવયવ બ્રહ્મમાં પારમાર્થિક સ્વગતભેદ ઉપજાવી શકે નહિ, કલ્પિત સ્વગતભેદ ઉપજાવે તો તેથી નિરવયવ, સૂક્ષ્મતમ ને અસંગ બ્રહ્મ સ્વગતભેદવાળું થતું નથી.

ભેદજ્ઞાનથી મનુષ્યના અંતઃકરણમાં પ્રતીત થતા પ્રાણિપદાર્થમાં અનુકૂલપણાનું ને પ્રતિકૂલપણાનું ભાન થાય

છે, અનુકૂલપણાના ને પ્રતિકૂલપણાના ભાનથી અનુકૂલ માનેલા પ્રાણિપદાર્થમાં મનુષ્યના અંતઃકરણમાં રાગ ને પ્રતિકૂલ માનેલા પ્રાણિપદાર્થમાં દ્વેષ ઉપજે છે, અને એ રાગદ્વેષને વશ થઇ મનુષ્ય અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્તિ કરી પોતાના અંતઃકરણમાં ધર્માધર્મના સંસ્કાર પાડે છે, ને ધર્માધર્મના એ સંસ્કારોવડે મનુષ્યનો જીવ દેવાદિ ઉત્તમ શરીરોને તથા પશ્વાદિ અધમ શરીરોને ગ્રહણ કરી પ્રધાનપણે દુઃખનો અનુભવ કરે છે. ભવભ્રમણનું ને દુઃખાનુભવનું મૂલ ભેદભ્રમ છે, માટે મારે એ ભેદભ્રમ બ્રહ્મજ્ઞાનવડે અવશ્ય નિવૃત્ત કરવો જોઈએ.

ભેદભ્રમરૂપ પિશાચ જ્યાંસુધી મારા અંતઃકરણને વળગેલો રહેશે ત્યાંસુધી તે ભેદભ્રમ મારું લોહી પીધા કરશે, ને મને નિર્મલ ને નિરવધિ સુખનો સ્થાયી અનુભવ કરવા નહિ દે, માટે મારે અભેદનિશ્ચયરૂપ બ્રહ્માસ્ત્રવડે એ ભેદભ્રમરૂપ પિશાચનું હનન કરવું જોઇએ.

ભેદભ્રાંતિને વશ થઇ મેં ઘણાં ઉત્તમાધમ શરીરો ધારણ કર્યાં, ને વારંવાર બલાત્કારે દુઃખોનો બહુ કડવો લાગતો અનુભવ કર્યો, છતાં હું હજી પણ આ ડાકિનીના જેવી ભેદભ્રાંતિને શામાટે છોડી દેતો નથી ? હવે મારે તે ભેદ-ભ્રાંતિરૂપ ડાકિનીને બ્રહ્મરૂપ ભૂમિમાં શીઘ્ર ભંડારી દેવી જોઇએ.

જેમ અનેક પ્રાણિપદાર્થમાં એકજ આકાશ રહ્યું છે, અને અનેક પ્રાણિપદાર્થમાં સત્તારૂપ સ્વભાવ એકજ રહ્યો છે,

તેમ સર્વ કલ્પિત પ્રાણિપદાર્થમાં સચ્ચિદાનંદસ્વભાવવાળું એકજ બ્રહ્મ રહ્યું છે એવો સુદૃઢ નિશ્ચય કરી મારે મારા અંતઃકરણમાં રહેલી ભેદભ્રાંતિને નિઃશેષ નિવૃત્ત કરી દેવી જોઇએ.

જેમ સર્વ પ્રાણીઓનાં શરીરોમાં ને સર્વ જડ પદાર્થોમાં એકજ સ્વભાવવાળાં પૃથિવી આદિ પાંચ ભૂતો રહ્યાં છે તેમ સર્વ પ્રાણીઓનાં શરીરોમાં ને સર્વ જડ પદાર્થોમાં સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ સ્વભાવવાળું એકજ બ્રહ્મ રહ્યું છે એમ સમજી હવે મારે મારા ભેદભ્રમને તુરત નિવૃત્ત કરવો જોઈએ.

માટીનાં સર્વ વાસણોમાં જેમ એક માટીજ રહેલી છે, લોહાનાં સર્વ શસ્ત્રાદિમાં જેમ એક લોઢુંજ રહેલું છે, પીતળનાં સર્વ વાસણોમાં જેમ એક પીતળજ રહેલું છે, તાંબાનાં સર્વ વાસણોમાં જેમ એક તાંબુંજ રહેલું છે, રૂપાનાં સર્વ વાસણો-માં ને અલંકારોમાં જેમ એક રૂપુંજ રહ્યું છે, અને ભિન્ન ભિન્ન નામવાળા ને ભિન્ન ભિન્ન રૂપવાળા સોનાના સર્વ અલંકારોમાં જેમ એક સોનુંજ રહેલું છે તેમ ભિન્ન ભિન્ન નામરૂપવાળાં સર્વ પ્રાણીઓનાં શરીરોમાં ને ભિન્ન ભિન્ન નામરૂપવાળા સર્વ પદાર્થોમાં સત્તા, જ્ઞાન ને સુખસ્વભાવવાળું એક બ્રહ્મજ રહેલું છે એમ સમજી મારે બહ્યદૃષ્ટિએ પ્રતીત થતા કલ્પિત ભેદોનું નિરાકરણ કરી એકજ અદ્વિતીય બ્રહ્મનો આંતરદૃષ્ટિવડે નિશ્ચય કરવો જોઇએ.

જેમ આકાશ એક છે, અને માયા પણ એક છે, તેમ બ્રહ્મ પણ એકજ છે, તેમાં ભેદનો લગારે અવકાશ નથી.

જેમ મૂઢ મનુષ્યો મહાકાશમાં મેઘાકાશ, ગૃહાકાશ ને ઘટાકાશાદિની ભ્રાંતિ કરે તેથી કાંઇ મહાકાશમાં વાસ્તવિક ભેદની ઉત્પત્તિ થતી નથી, તેમ અજ્ઞાની મનુષ્યો સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં ઈશ્વરની, જીવોની ને ભિન્ન ભિન્ન નામરૂપવાળા પદાર્થોની કલ્પના કરે તેથી કાંઈ અદ્વૈતબ્રહ્મમાં વાસ્તવિક ભેદનો સદ્ભાવ સિદ્ધ થતો નથી.

જેમ સોની ભિન્ન ભિન્ન નામવાળા ને ભિન્ન ભિન્ન આકૃતિવાળા સોના આદિના અલંકારોને પ્રજ્વલિત અગ્નિના સાહાય્યવડે ગાળીને તે સોના આદિનો એક ગઠ્ઠો બનાવી દે છે, તેમ મારે ભિન્ન ભિન્ન નામવાળાં ને ભિન્ન ભિન્ન રૂપવાળાં પ્રાણીઓનાં શરીરોને, જડ ભૌતિક પદાર્થોને, પાંચ ભૂતોને અને માયાને પણ તે સર્વના અધિષ્ઠાનભૂત બ્રહ્મના જ્ઞાનરૂપ પ્રખર અગ્નિના સાહાય્યવડે અદ્વૈત બ્રહ્મરૂપજ કરી દેવાં જોઇએ. પછી મને અદ્વૈતબ્રહ્મમાં ભેદનું દર્શન શી રીતે થઇ શકે ? નજ થઈ શકે.

જેમ જાડ્યવડે (શીતલતાવડે) જલમાંથી હિમ (બરફ) ઉપજે છે, અને સૂર્યનો તાપ લાગવાથી તે હિમ ગળી જઇને પુનઃ પાણી થઇ જાય છે, તેમ જાડ્યવડે ( અજ્ઞાનવડે ) અભેદરૂપ બ્રહ્મમાંથી જીવજગદ્રૂપ ભેદનો પ્રાદુર્ભાવ થયેલો જણાય છે, અને બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિનો અંતઃકરણમાં આવિર્ભાવ થવાથી તે ભેદ વિલીન થઇ જઇને એકજ અદ્વૈતબ્રહ્મરૂપ થઈ જાય છે.

મારા કરુણાસાગર સદ્ગુરુએ કૃપા કરી મને આપેલી દિવ્યદષ્ટિવડે મારે સર્વદા ભેદરહિત બ્રહ્મનોજ મારા મનમાં દઢ નિશ્ચય કરવો જોઇએ."

આવા મનનવડે સૂક્ષ્મબુદ્ધિવાળો તે પુણ્યશાલી મુમુક્ષુ બ્રહ્મનું સંશયરહિત દઢ પરોક્ષજ્ઞાન મેળવે છે. હવે તેને સમજાય છે કે વેદાદિ સર્વ શાસ્ત્રો એકજ અદ્વૈતબ્રહ્મનું સાક્ષાત્ કે પરંપરાવડે નિરૂપણ કરે છે, ને સર્વ મતપંથો જે વર્તમાન-કાલમાં પૃથિવીપર વિદ્યમાન છે તે પણ પરંપરાવડે કે સાક્ષાત્ એકજ અદ્વૈતબ્રહ્મનો મુમુક્ષુના ચિત્તના અધિકારપ્રમાણે ઉપદેશ કરે છે.

ઉપર જણાવેલી વિચારણાનામની બ્રહ્મજ્ઞાનની બીજી ભૂમિકાને પામેલો મુમુક્ષુ પછી પોતાને પરોક્ષ જણાયેલા બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાટે પોતાના મનને વિશેષ સ્થિર ને વિશેષ સૂક્ષ્મ કરવામાટે પોતાના સદ્ગુરુએ ઉપદેશ કરેલી રીતે બ્રહ્મનો વિચાર કે બ્રહ્મનું ધ્યાન એકાંત ને પવિત્ર દેશમાં પોતાના પવિત્ર આસનપર બેસી પરમાદરથી કરવા લાગે છે.

આત્માકારવૃત્તિઓનો કે બ્રહ્માકારવૃત્તિઓનો અખંડિત પ્રવાહ ચલાવવો, વા અનાત્માકારવૃત્તિઓનો પ્રવાહ રોકી સુશાંત રહેવું વા બ્રહ્મસ્વરૂપનો વિચાર કર્યા કરવો તે નિદિધ્યાસન કહેવાય છે. જેમણે શાસ્ત્રોક્ત નિષ્કામકર્મવડે પોતાના અંતઃ-કરણની શુદ્ધિ કરી હોય, જેમણે શબ્દાદિ વિષયોમાં દોષ-

દર્શન કરીને કે કોઈ પણ સાત્ત્વિક દેવનું ધ્યાન કરીને પોતાના અંતઃકરણની ચંચલતા ઘણે અંશે દૂર કરી હોય ને જેમણે બ્રહ્મ વા આત્મા અત્યંતસૂક્ષ્મ છે એમ વેદાંતશાસ્ત્રથી ને પોતાના સદ્ગુરુથી જાણ્યું હોય તે જિજ્ઞાસુ નિદિધ્યાસનનો અધિકારી ગણાય છે. નિદિધ્યાસનવડે મુમુક્ષુનું મન ઉત્તરોત્તર વધારે સૂક્ષ્મ થવા લાગે છે, તેથી જ્ઞાનની આ ત્રીજી ભૂમિકાને તનુમાનસા એટલે મનની સૂક્ષ્મતાવાળી સ્થિતિ કહેવામાં આવે છે. જે મુમુક્ષુ અનાત્માકારવૃત્તિઓને રોકી આત્માકારવૃત્તિઓનો પ્રવાહ ચલાવી આત્મસાક્ષાત્કાર કરવા ઇચ્છતો હોય તેણે પવિત્ર, ઉપદ્રવરહિત, એકાંત ને મનોનુકૂલ સ્થાનમાં પોતાના પવિત્ર ને કોમલ જાડા આસનપર સ્વસ્થમને પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસવું. સર્વ સાંસારિક ને શાસ્ત્રીય કર્મોના વિચારથી પોતાના મનને નિવૃત્ત કરવું, અને સર્વ લૌકિક ને શાસ્ત્રીય કર્મોની પ્રવૃત્તિ ત્યજી દેવી. પછી પોતાના સદ્ગુરુને શ્રદ્ધાપ્રીતિથી ત્રણ વાર પંચાંગનમસ્કાર કે સામાન્યનમસ્કાર કરી "હું બ્રહ્મ છું" એમ ગુજરાતીમાં કે સંસ્કૃતમાં મધ્યમસ્વરથી મધ્યમાવાણીવડે સતત બોલ્યા કરવું, અને મનને પોતાના શરીરે રહેલા ચેતનને એટલે આકાશથી પણ સૂક્ષ્મરૂપે રહેલા આત્માને આકારે કર્યા કરવું. શબ્દાદિ વિષયના ને તેનાં સાધનોના ચિંતનમાં તે પ્રવૃત્તિ ન કરે, તથા નિદ્રાને વશ ન થાય એમ સાવધાનતા સેવવી.

અંતઃકરણમાં રહેલા રાગદ્વેષના બલવાન્ સંસ્કારો કષાયદોષ કહેવાય છે. તે કષાયદોષવડે જિજ્ઞાસુનું અંતઃકરણ જડ થઇને ધ્યેયાકાર કે જગદાકાર ન થતાં એ રાગદ્વેષના બલવાન્ સંસ્કારોમાં ઘુંચાઇને પડયું ન રહે એવી પણ તેણે નિદિધ્યાસનકાલે સાવધાનતા સેવવી. સગુણસાકાર બ્રહ્મના ધ્યાનમાં મન રમમાણ થઇ જાય, ને નિર્ગુણનિરાકાર બ્રહ્મના વિચારમાં કે નિર્ગુણનિરાકાર બ્રહ્મના ધ્યાનમાં મન પ્રવૃત્તિ ન કરી શકે, અને અન્યની સમીપ સગુણસાકાર બ્રહ્મના ધ્યાનના આનંદની વાતો કરવાની ઇચ્છા થાય ત્યારે મુમુક્ષુએ જાણવું કે પોતાનું મન રસાસ્વાદનામના યોગવિઘ્નને વશ થયું છે. એ રસાસ્વાદદોષ પણ નિદિધ્યાસન કરનારે ત્યજી દેવો જોઇએ.

હવે વિક્ષેપ, લય, કષાય ને રસાસ્વાદ એ યોગવિઘ્નો વા નિદિધ્યાસનના અંતરાયો કેવી રીતે દૂર કરવા જોઇએ તે જણાવાય છે. બ્રહ્મવિચાર કે બ્રહ્મધ્યાનનો આરંભ કરવા માંડયા પછી થોડા સમયમાંજ મન બ્રહ્મવિચારનો કે બ્રહ્મધ્યાનનો પરિત્યાગ કરી પુરુષનું મન સ્ત્રીનું, [ સ્ત્રીનું મન પુરુષનું, ] પુત્રનું, અન્ય સગાંવહાલાંઓનું, મિત્રોનું, દુઃખ આપનારા દુર્જનોનું, આજીવિકાનાં સાધનોનું, પોતાના ધંધાના કામકાજનું, ઘરનું, ક્ષેત્રનું કે ધનાદિ પદાર્થોનું ચિંતન કરવા લાગે તો મુમુક્ષુએ પોતાના મનને આવી રીતે ઉપદેશ કરી તેને વિક્ષેપદોષથી રહિત કરી બ્રહ્મવિચારમાં કે બ્રહ્મધ્યાનમાં

જોડવું:–" હે મૂર્ખ મન ! સ્ત્રીના શરીરમાં કે પુરુષના શરીરમાં આસક્તિ રાખવાજેવું રમણીય શું છે તેનો તું સાવધાન થઇને વિચાર કર. બંનેના સ્થૂલશરીરપર વાળ ને રૂંવાડાં છે, જેમાં શરીરમાંથી નીકળેલો દુર્ગંધવાળો સૂક્ષ્મ અપવિત્ર મલ છે. વાળના ને રૂંવાડાના મૂલમાં ત્વચા આવેલી છે. જે ત્વચા પણ બહારની મલિન રજ ને શરીરમાંથી નીકળતા પ્રસ્વેદ તથા મલિન મલવડે અપવિત્રતાવાળી ને દુર્ગંધવાળી છે. શરીરનાં નવ છિદ્રોમાંથી ને અસંખ્ય રોમકૂપોમાંથી મલિન ને દુર્ગંધયુક્ત મલ, મલિન ને દુર્ગંધયુક્ત જલ ને મલિન ને દુર્ગંધયુક્ત વાયુ નીકળ્યા કરે છે. માથાઉપર વાળના મૂલમાં અપવિત્ર ને દુર્ગંધવાળો ખોડો ભર્યો છે. માથાપરના અપવિત્ર વાળમાં પણ મોહ પામવાજેવું શું છે ? આંખોના ગોલકમાં ત્વચા, માંસ, રુધિર, ઉષ્ણજલ ને ચીપડા એ મલિન પદાર્થો રહેલા છે. તેમાં રમણીય ને આસક્તિ રાખવાજેવું શું છે ? કાનના ગોલકમાં મલિન મલ ને ક્વચિત્ પરુ રહેલાં છે. તેમાં ત્વચા, માંસ ને રુધિરાદિ પણ રહેલાં છે. તેના તે દોષને ઢાંકવા તે કાનના ગોલકના ઉપરના કે નીચેના ભાગમાં સુવર્ણના, મોતીના કે હીરાના અલંકાર ધારણ કરવામાં આવે તોપણ તેથી તે સ્થલની મલિનતા દૂર થતી નથી, ને તેમાં રમણીયપણું આવિર્ભાવ પામતું નથી. નાકમાં પણ શુંગા, શેડા ને લીંટ રહેલાં છે, ને ત્યાં પણ ચામડી, માંસ

ને રુધિરાદિ છે. તેમાં સુંદર કાંઈ પણ નથી. મુખમાં જીભ, દાંતો, દાઢો, થુંક ને લાળઉપરાંત ચામડી, માંસ ને રુધિર રહેલાં છે. જમતાં દાંતોમાં ને દાઢોમાં ભરાઈ રહેલા અન્નાદિના શેષભાગમાંથી ને ઉદરમાંના પકવાશયમાંથી દુર્ગંધવાળો વાયુ મુખદ્વારા બહાર નીકળ્યા કરે છે. કપાલમાં, ગાલમાં ને હડપચીમાં પણ ત્વચા, માંસ, નાડીઓ ને હાડકાં રહેલાં છે. તેમાં પવિત્ર ને શોભાવાળું શું છે? એ બધા અવયવોનો સમૂહ મુખ કે મોઢું કહેવાય છે. કેટલાક વિષયાનુરાગી ઉન્મત્ત કવિઓ ભ્રમણાને વશ થઇ તે મુખને ચંદ્રની કે કમલની ઉપમા આપે છે. તે મુખમાં ચંદ્રના જેવું કે કમલના જેવું પવિત્ર ને આહ્લાદક શું છે? મહામોહથી અંધ થયેલા મનુષ્યોને મહામલિન પદાર્થો પણ રમણીય લાગે એ સ્વાભાવિક છે એમ વીતરાગ મહાપુરુષો કહે છે. મનુષ્યના શરીરના અવયવો ન્યૂનાધિક અમંગલ, ન્યૂનાધિક અપવિત્ર ને ન્યૂનાધિક દુર્ગંધવાળા છે એમ સમજી તારે કોઈ પણ મનુષ્યાદિના શરીરમાં તેને રમણીય કે સુખદ સમજી લેશ પણ રાગ રાખવો ઉચિત નથી. જો તને વાળ, ચામડું, નાડીઓ, રસ, લોહી, માંસ, મજ્જા, મેદ, હાડકાં, શુક્ર, વાત, પિત્ત, કફ, મલ ને મૂત્રના સમૂહરૂપ મનુષ્યશરીરમાં રાગ રહેતો હોય તો તને વૈતરણી આદિ નરક કે જ્યાં સર્વદા અમગલ, મલિન ને દુર્ગંધવાળા પદાર્થો ભરેલા રહે છે તેમાં પ્રીતિ કેમ નહિ થાય? જે શરીરમાં પ્રકટ કે અપ્રકટ રોગો રહેલા છે,

જે શરીર ક્ષણેક્ષણે પરિણામ પામી વૃદ્ધાવસ્થાવડે નિસ્તેજ ને શક્તિહીન થઈ મરણનું શરણ ગ્રહણ કરે છે, અને જેની સ્થિરતાનો લેશ પણ વિશ્વાસ રાખી શકાતો નથી એવા શરીરમાં રાગ રાખી પોતાની મહામૂર્ખતા પ્રકટ કરવી તે હે મન ! તને કોઇ પણ રીતે ઉચિત નથી."

મુમુક્ષુએ પોતાના મનને ઉપર પ્રમાણે સમજાવી તેને સ્વપરના શરીરમાં પ્રકટેલા રાગરૂપ વિક્ષેપથી રહિત કરવું. અથવા નિદિધ્યાસનકાલે જો કોઇ પણ મનુષ્યાદિના શરીરનું સ્મરણ થાય તો મુમુક્ષુએ તુરત બંને નાસાપુટથી ચાર પાંચ વાર રેચક કરી તે મનુષ્યના શરીરે રોકેલું ચેતન જોવા લાગી તે મનુષ્યાદિના કલ્પિત શરીરને તે ચેતનમાં લીન કરી દેવું. એવી રીતે તેણે દોષદર્શનવડે કે શરીરોપહિતચેતનના વિચારવડે પોતાના મનમાં પ્રકટેલો વિક્ષેપ શાંત કરવો.

નિદિધ્યાસનકાલે જો પુત્ર, શિષ્ય કે કોઈ પણ સગાંવહાલાં કે મિત્રાદિનું મનમાં સ્મરણ થાય તો તેમના શરીરનું અનિત્યપણું ને પરમાર્થનાં સાધનોના સેવનમાં તેમનું અપકારકપણું નક્કી કરી વા તે શરીરોને તેના અધિષ્ઠાનમાં લીન કરી પોતાના મનને શાંત કરવું.

તે વેલા જો કોઇ પણ પ્રકારના ધનનું સ્મરણ થાય તો ધનની પ્રાપ્તિ કરવામાં રહેલા દુઃખનો, તેનું યથાયોગ્ય રક્ષણ કરવામાં રહેલા દુઃખનો, તેને વાપરવામાં થતા

દુઃખનો ને તેનો જો વિનાશ થાય તો તેથી થનારા મહાદુઃખનો વિચાર કરી મનનો ધનને વિષય કરનારો વેગ નિવૃત્ત કરવો.

પ્રાણિપદાર્થમાં ક્ષણિક દોષદર્શન કે ક્ષણિક બ્રહ્મદર્શન બહુ ઉપકારક થતું નથી, પણ સ્થાયી દોષદર્શન ને સ્થાયી બ્રહ્મદર્શનજ તે પ્રાણિપદાર્થમાં રહેલા રાગને દૂર કરવામાં હેતુભૂત થાય છે.

જો નિદિધ્યાસનકાલે લય થાય તો લયનાં કારણોનો વિચાર કરી જે કારણથી તે વેલા લય થતો હોય તે કારણને યોગ્ય ઉપાયવડે દૂર કરવું. લય થવાનાં આ પાંચ કારણોમાંનું એક કે વધારે કારણ લય થવામાં હોય છે. અત્યાહાર, અજીર્ણ, ઊજાગરો, અતિશ્રમ ને અંતઃકરણમાં તામસદ્રવ્યનો વધારો. મુમુક્ષુએ કદીપણ અત્યાહાર કરવો નહિ. ગમે તેવા મિષ્ટ ને સ્વાદુ પદાર્થો પોતાના જમવાના પાત્રમાં આવે તોપણ તેણે પોતાનો જઠરાગ્નિ ન પચાવી શકે એટલો આહાર કદીપણ ન લેવો. તેણે પવિત્ર, પથ્ય ને પરિમિત આહારજ ગ્રહણ કરવો. ભોજન થઇ રહ્યા પછી તુરત વા ભોજનપછી આશરે ચાર કલાકે જો શરીર ને મન ભારે જણાય તો જાણવું જે આહાર વધારે ગ્રહણ કરાયો છે. થોડી ક્ષુધા શેષ રાખીનેજ ભોજનની સમાપ્તિ કરવી. બ્રહ્મસ્વરૂપનો દૃઢ સાક્ષાત્કાર કરવામાટે મનુષ્યશરીરને જીવતું રાખવાની આવશ્યકતા છે, અને મનુષ્યના સ્થૂલશરીરનું જીવન અન્નજલરૂપ આહારવિના નભી શકતું નથી માટે આહાર કરવાનો છે. ક્ષણિક ભોજનાનંદમાટે કંઈ

રસલોલુપ રસનાને પ્રસન્ન કરવામાટે આહાર કરવાનો નથી. જીવવામાટે ખાવું છે, ખાવામાટે જીવવું નથી, એમ સમજી મુમુક્ષુએ અવશ્ય મિતાહારી થવું. જો મિતાહારી થવાશે તો અત્યાહારવડે થનારો લયદોષ દૂર થશે. જો ઉદરમાં અપકવ અન્ન શેષ રહેવાથી અજીર્ણ જણાતું હોય તો જ્યારે પૂરતી ભૂખ લાગે ત્યારેજ જિજ્ઞાસુએ જમવું. ભૂખ ન લાગે ત્યાંસુધી તેણે નજ જમવું. ભૂખ લાગે ત્યારે પણ પથ્ય ને પરિમિત આહારજ કરવો. એવી રીતે અજીર્ણ-દોષની નિવૃત્તિ કરવાથી અજીર્ણવડે થનારો લયદોષ દૂર થશે. જો મોડી ઊંઘ આવવાથી વા પ્રાતઃકાલે વહેલું ઊઠ-વાથી અર્થાત્ ઉજાગરો થવાથી નિદિધ્યાસનકાલે લય થતો હોય તો નિત્ય પૂરતી નિદ્રા લેવી. રાત્રે બીછાનાપર ગયા પછી જો થોડા સમયમાં નિદ્રા ન આવતી હોય તો બીછાના-પર સ્વસ્થપણે બેસી, થોડી પલો લાંબા શ્વાસોચ્છ્વાસ લઇ, અંતઃકરણની ચંચલતા ને બહિર્મુખતા દૂર કરવાં, પછી ચીતા સૂઈ થોડી પલો સોહંનો કે કોઈ થોડા અક્ષરોવાળા પવિત્રમંત્રનો જપ પ્રત્યેક શ્વાસોચ્છ્વાસે ધીરે ધીરે કરવો, પશ્ચાત્ ધીરેથી જમણે પડખે ફરી હૃદયમાં સ્થિત પરમાનંદરૂપ બ્રહ્મમાં મનને સ્થિર કરી શયન કરવું. પછી અગત્ય જણાય ત્યારે ડાબે પડખે શયન કરવું. પ્રાતઃકાલે પોતાના શરીરને તથા અંતઃકરણને અનુકૂલ આવે એટલું વહેલું ઊઠવું, નિદ્રા શેષ રાખીને બહુ વહેલું ન ઊઠવું. પોતાના શરીરને,

ઇંદ્રિયોને તથા અંતઃકરણને થાક લાગે એટલું ચાલવાનું કે બીજું કોઇ કામ ન કરવું. જો પોતાના અંતઃકરણાદિમાં તામસદ્રવ્યનો વધારો હોવાથી નિદિધ્યાસનકાલે લય થતો હોય તો આહારને નિયમમાં રાખી નિદિધ્યાસનમાં બેસતા પહેલાં થોડો સમય કપાલભાતિ ને ભસ્ત્રિકાપ્રાણાયામ કરવાં. ઉપર જણાવેલા લયના હેતુઓ ઉપર જણાવેલાં સાધનોવડે દૂર કરવાથી પછી નિદિધ્યાસનકાલે જિજ્ઞાસુને લય–નિદ્રાજેવી સ્થિતિ–થતો નથી.

અંતઃકરણના ઊંડાણમાં ચોટી ગયેલા રાગદ્વેષના પ્રબલ સંસ્કારો કષાયદોષ કહેવાય છે એમ પૂર્વે જણાવ્યું છે. એ કષાયદોષ જિજ્ઞાસુ જ્યારે નિદિધ્યાસનમાં પ્રવૃત્ત થાય છે ત્યારે થોડા સમયપછી તેના અંતઃકરણને ક્યેયાકાર નહિ થવા દેતાં મૂઢજેવું કરી પોતાનામાં ઘુંચવી દે છે. આ કષાયદોષને દૂર કરવામાટે મુમુક્ષુએ વિવેકવિરાગને ઘણામાં ઘણા બલવાન્ કરવા જોઈએ. શબ્દાદિ પાંચ વિષયોમાં ને તેનાં સાધનોમાં (ઉપકરણોમાં) રહેલા દોષો પોતાના મનને શાસ્ત્રાદિનાં વચનોનો આધાર લઈ વારંવાર સદાગ્રહપૂર્વક સમજાવવા. જ્યાંસુધી તે વિષયોમાં ને તેનાં ઉપકરણોમાં મન સ્વાભાવિક ,ઉદાસીનતાવાળું થાય ત્યાંસુધી તેના દોષો તેની આગળ વારંવાર દૃઢતાપૂર્વક જણાવ્યા કરવા. વિવેકવિરાગરૂપ અગ્નિવડે જ્યારે શબ્દાદિ વિષયોમાં ને તેનાં ઉપકરણોમાં રહેલા રાગદ્વેષરૂપ

મલ બળી જાય છે ત્યારે નિદિધ્યાસન કરનાર જિજ્ઞાસુના અંતઃકરણમાં રહેલો કષાયદોષ દૂર થવાથી તેને અભ્યાસકાલે લય થતો નથી.

દેવાદિની મૂર્તિનું વિવર્તોપાદાનકારણ નિર્ગુણનિરાકાર બ્રહ્મ છે. સગુણસાકાર બ્રહ્મના કરતાં નિર્ગુણનિરાકાર બ્રહ્મ શ્રેષ્ઠ છે એમ ઉપનિષદો, અન્ય શાસ્ત્રો ને બ્રહ્માનુભવી પુરુષો કહે છે. સોપાધિક બ્રહ્મમાં માયારૂપ મિથ્યા અંશ છે, ને નિરુપાધિક બ્રહ્મમાં માયારૂપ મિથ્યા અંશ નથી. આરંભમાં જિજ્ઞાસુ સોપાધિક બ્રહ્મનું ધ્યાન કરી તેમનો સાક્ષાત્કાર કરે તેમાં કોઈ જાતનો વિરોધ નથી, પણ તેનેજ અંતિમસ્થાન વા પરાગતિ સમજી ત્યાંજ અટકે તો તે જિજ્ઞાસુ પોતાની બુદ્ધિને વધારે સૂક્ષ્મ કરી નિર્ગુણનિરાકાર બ્રહ્મનો સાક્ષાત્કાર કરી જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ મેળવી શકે નહિ, માટે ઉત્તમ જિજ્ઞાસુએ સગુણસાકાર બ્રહ્મના ધ્યાનમાં વા વિચારમાં વા તેને લગતી વાતો કરવામાં કાલક્ષેપ નહિ કરતાં પરમાદરથી નિર્ગુણનિરાકાર બ્રહ્મનું ધ્યાન નિરંતર કરવું. નિર્ગુણનિરાકાર બ્રહ્મનું ધ્યાન કરતી વેલા જે પ્રકાશ, નાદ ને શાંતિનો અનુભવ થાય તેને લગતી વાતો અન્યને કહેવાનો અંતઃકરણમાં વેગ પ્રકટે તો તે વેગ પણ નિદિધ્યાસનના અભ્યાસમાં વિઘ્નરૂપ થાય છે. તેણે પોતાના તેવા અનુભવને પચાવવાનું બલ પ્રાપ્ત કરવું જોઇએ. આ અભ્યાસ હું માત્ર પોતાના પરમકલ્યાણમાટે કરું છું, બીજાને મારો

આ અનુભવ જણાવી તેમની પાસેથી માન મેળવવામાટે હું આ અભ્યાસ કરતો નથી, એમ પણ તેણે પોતાના મનને સમજાવી તેને શાંત રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. એવી રીતે સગુણસાકાર બ્રહ્મના કરતાં નિર્ગુણનિરાકાર બ્રહ્મની શ્રેષ્ઠતા સમજાવાથી ને અન્યની આગળ પોતાનો અનુભવ જણાવવાની અગત્ય નથી એવો નિશ્ચય કરવાથી જિજ્ઞાસુના અંતઃકરણમાં રહેલો રસાસ્વાદદોષ દૂર થાય છે.

શુભવિચાર, શુભપ્રવૃત્તિ અને પરમાત્માની, સદ્ગુરુની ને બ્રહ્મવેત્તાઓની નિષ્કપટભાવવાળી સેવા કરી તેવડે પોતાના સદ્ગુરુના અને બ્રહ્મવેત્તાના આશીર્વાદની પ્રાપ્તિ કરવારૂપ સ્વસ્તિવાચન કરાવી, તથા નિદિધ્યાસનમાં પ્રવૃત્ત થયેલા મારો આંજનો દિવસ પુણ્યરૂપ છે એવા નિશ્ચયરૂપ પુણ્યાહવાચન કરી જિજ્ઞાસુએ શ્રદ્ધાપૂર્વક દીર્ઘકાલ, નિરંતર પરમાદરપૂર્વક નિદિધ્યાસન કર્યાં કરવું. એમ કરવાથી તેના નિદિધ્યાસનનો પરિપાક થઇ તેને પોતાના ત્રણ શરીરના, સર્વ જગત્‌ના ને માયાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થશે. આ વેલા તેમને સદ્રૂપ એટલે સત્તાસ્વભાવવાળા બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો હોવાથી તેઓ સત્ત્વાપત્તિનામની (સદ્રૂપ બ્રહ્મની પ્રાપ્તિ એ નામની ) જ્ઞાનની ચોથી ભૂમિકાને પ્રાપ્ત થયેલા ગણાય છે. તપોરૂપ બ્રહ્મવિચારને વાસ્તવિક ધન ગણનારા એ તપોધનરૂપ મુમુક્ષુ હવે મુમુક્ષુનામને દૂર કરી બ્રહ્મવિત્ વા બ્રહ્મજ્ઞાની એવું ઉત્તમ

નામ ધારણુ કરવા સમર્થ થયા છે. શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના, નાસિકા, વાણી, ઉપસ્થ, મન ને બુદ્ધિ એ નવ ગોનું (ઇંદ્રિયોનું) પાલન (જ્ઞાનના પ્રતિબંધક વિષયોથી રક્ષણુ) કરવાથી ગોપાલનામને પામેલા મુમુક્ષુ હવે હૃષીકેશ (ઇંદ્રિયોના નિયંતા) થયા છે. તેમના અંતઃકરણુમાં હવે તમોગુણુ તથા રજોગુણુ દેહનિર્વાહજેટલા રહેલા છે, બ્રહ્મજ્ઞાનમાં વા જ્ઞાનનિષ્ઠામાં અપકાર કરે એવા બલવાળા રહ્યા નથી. તેમના અંતઃકરણુમાં રહેલો સત્ત્વગુણુ હવે અભિમાનથી કે રજોગુણુના ને તમોગુણુના ધર્મોથી દબાતો નથી. તેઓ તે ત્રણુ ગુણોનું અતિક્રમણુ કરી પ્રત્યક્-તત્ત્વરૂપે સ્થિત થયા છે. તેઓ પ્રથમ આત્મામાં અચલ પરમપ્રીતિવાળા થઈ આત્મરતિ થયા હતા, પછી આત્માની સાથે પરમપ્રેમપૂર્વક ક્રીડા કરનારા થઈ આત્મક્રીડ થયા હતા, પછી આત્મામાંજ પોતાના અંતઃકરણુને જોડી દઇ સુખાનુભવ કરવાથી આત્મમૈથુન થયા હતા, અને હવે તે આત્મસ્વરૂપ થયા છે.

હવે તેમની પ્રાણુકલારૂપ પ્રાણુકુંડલિની ને ચિત્તકલા-રૂપ ચિત્તકુંડલિની દૃશ્યાભિમુખ રહી વિષયવાસનારૂપ હાલાહલ વિષનું વમન કરતી નથી, પણુ નિજાનંદરૂપ પરમા-મૃતનું પરમપ્રીતિપૂર્વક આસ્વાદન કર્યા કરે છે.

હવે તેઓ પરમપાવન ચિદાનંદરૂપ મહોદધિમાં નિરં-તર ઝીલી રહ્યા–સ્નાન કરી રહ્યા–છે. તેમના અનાદિ અજ્ઞાન-

ની ને ત્રિવિધતાપની નિવૃત્તિ થઈ ગઈ છે, અને તેઓ નિઃસીમ આનંદને પ્રાપ્ત થયા છે. હવે તેઓ અદ્વૈતતત્ત્વમાં સુસ્થિર થયા છે, અને સર્વ જગત્‌ને સ્વપ્નના પદાર્થોના જેવું મિથ્યા જુએ છેઃ—

" अद्वैते स्थैर्यमायाते द्वैते च प्रशमं गते।
पश्यंति स्वप्नवल्लोकं चतुर्थीं भूमिकां गताः॥"

( અદ્વૈતમાં સ્થિરપણું પ્રાપ્ત થવાથી ને દ્વૈત અત્યંત શમી જવાથી જ્ઞાનની ચોથી ભૂમિકાને પામેલા પુરુષો સર્વ લોકને સ્વપ્નના પદાર્થોની પેઠે મિથ્યારૂપે જુએ છે. )

સત્ત્વાપત્તિનામની ભૂમિકાને પ્રાપ્ત થયેલા તે બ્રહ્મવિત્‌ને કોઇ પણ પદાર્થ આકર્ષી શકતો નથી, કે આશ્ચર્ય પણ ઉપજાવી શકતો નથીઃ—

" न केवलं जगद्भावास्तत्त्वज्ञं रंजयंत्यमी।
नागरं नागरीकान्तं कुग्रामललना इव॥"

" चिदात्मन इमा इत्थं प्रस्फुरंतीह शक्तयः।
इत्यस्याश्चर्यजालेषु नाभ्युदेति कुतूहलम्॥"

( બ્રહ્મવિત્‌ને આ જગત્‌ના કોઈ પણ પદાર્થો આસક્તિ ઉપજાવી શકતા નથી, જેમ ચતુર ને ચતુરસ્ત્રીના પતિને કુગ્રામની મલિન સ્ત્રીઓ આસક્તિ ન ઉપજાવી શકે તેમ. અહીં ચેતનરૂપ આત્મામાંથી આવી રીતે આ શક્તિઓ આવિર્ભાવ પામતી પ્રતીત થાય છે એમ જાણનાર બ્રહ્મવેત્તાના મનવિષે આ લોકના આશ્ચર્યના સમૂહોમાં કુતૂહલ ઉત્પન્ન થતું નથી. )

બ્રહ્મને નહિ જાણનારના કરતાં બ્રહ્મવેત્તામાં આ પ્રમાણે વિશેષ જોવામાં આવે છેઃ—

"एक एव विशेषोऽस्य न समो मूढबुद्धिभिः।
सर्वत्रास्थापरित्यागान्नीरागममलं मनः॥"

( આ બ્રહ્મવેત્તામાં અન્ય મનુષ્યોના કરતાં આ અસાધારણપણું છે તેથી તે મૂઢબુદ્ધિવાળાના જેવા નથી; તે બ્રહ્મવેત્તા સર્વ પ્રાણિપદાર્થમાંથી સત્યપણાની બુદ્ધિનો પરિત્યાગ કરવાથી રાગરહિત નિર્મલ મનવાળા છે.)

શુભેચ્છા, વિચારણા ને તનુમાનસા આ જ્ઞાનની પહેલી, બીજી ને ત્રીજી ભૂમિકામાં જિજ્ઞાસુના મનને દ્વૈતની પ્રતીતિ હોય છે માટે તે ત્રણે ભૂમિકાવાળા જિજ્ઞાસુના મનની જાગ્રદવસ્થા કહેવાય છે, અને સત્ત્વાપત્તિનામની જ્ઞાનની ચોથી ભૂમિકાને પામેલા જ્ઞાનીનું મન દ્વૈતને સ્વપ્નસમાન જુએ છે તેથી તેમના અંતઃકરણની સ્વપ્નાવસ્થા કહેવાય છે. તેઓ દૃશ્યને મિથ્યારૂપ જોતા છતા પણ પૂર્વના પડેલા સ્વભાવથી મર્યાદાનો પરિત્યાગ કરતા નથીઃ—

"अब्धिवद्धृतमर्यादा भवंति विमलाशयाः।
नियतीं न विमुंचन्ति महात्मानो भास्करा इव॥"

(નિર્મલ અંતઃકરણવાળા બ્રહ્મવેત્તાઓ સમુદ્રની પેઠે મર્યાદાને ધારણ કરનારા હોય છે. તે મહાત્માઓ સૂર્યની પેઠે પરમેશ્વરે નિર્માણ કરેલી મર્યાદાનો પરિત્યાગ કરતા નથી, અર્થાત્ બાર માસના બાર સૂર્યો જેમ પોતપોતાના

માર્ગમાં નિયમપૂર્વક વિચરે છે તેમ બ્રહ્મવેત્તાઓ વેદમાં કહેલી મર્યાદાનો પરિત્યાગ નહિ કરતાં તે પ્રમાણે વર્તે છે.)

તેઓ સર્વદા અયોધ્યા, મથુરા, માયા, (હરદ્વાર,) કાશી, કાંચી, (શિવકાંચીવિષ્ણુકાંચી–કાંજેવરમ્,) અવંતિકા, (ઉજ્જન) અને દ્વારામતી (દ્વારકા) એ ચિતિશક્તિનાં (બ્રહ્મનાં) નામોવાળી મોક્ષપ્રદા વા મોક્ષરૂપ પરમપાવન પુરીમાં રહેનારા છે.

બ્રહ્મવેત્તા યુધિષ્ઠિરજેવા છે, જેમણે મહામોહરૂપ ધૃતરાષ્ટ્રનો ને તેમના પુત્રોનો–કામાદિરૂપ દુર્યોધનાદિનો–પરાજય કરી બ્રહ્મજ્ઞાનરૂપ સામ્રાજ્યની પ્રાપ્તિ કરી છે.

બ્રહ્મનિષ્ઠો બ્રહ્મરૂપ થઈ પરમસૂક્ષ્મ બ્રહ્મમાં રહેલા હોય છેઃ–

" संशान्तदुःखमजडात्मकमेकरूपमानंदमंथरमपेतरजस्तमो यत्॥
आकाशकोशतनवोऽतनवो महान्तस्तस्मिन्पदे गलितचित्त-
लवा वसंति ॥ "

(આકાશનાથી વધારે સૂક્ષ્મશરીરવાળા, વસ્તુતાએ ત્રણે શરીરોથી રહિત અને જેમનું સૂક્ષ્મચિત્ત બ્રહ્મમાં ગળી ગયું છે એવા મહાત્માઓ–બ્રહ્મવેત્તાઓ–જેમાંથી દુઃખ અત્યંત નિવૃત્ત થઈ ગયું છે એવા, ચેતનરૂપ, એકરૂપ, આનંદથી ભરપૂર અને જેમાંથી રજોગુણ ને તમોગુણ નિવૃત્ત થઈ ગયા છે એવા સ્વરૂપમાં–બ્રહ્મમાં–વસે છે.)

તેઓનાં અંતઃકરણો અભયાદિ છવ્વીશ પ્રકારની દૈવીસંપત્તિથી યુક્ત ને દંભાદિ આસુરીસંપત્તિથી રહિત હોય

છે. વળી તેમના અંતઃકરણમાં અમાનીપણું આદિ જ્ઞાનપ્રાપ્તિનાં વીશ સાધનો પરિપાક પામેલી સ્થિતિમાં હોય છે. કામ-ક્રોધાદિ રજોગુણના ધર્મો ને આલસ્યપ્રમાદાદિ તમોગુણના ધર્મો તેમના અંતઃકરણમાં બલહીન થઈ બાધ પામી ગયા હોય છે. તેઓ ત્રણ શરીરથી પર રહેલા પ્રત્યક્તત્ત્વને અને નામરૂપથી પર રહેલા બ્રહ્મને સ્પષ્ટ અનુભવે છે.

તેઓ સર્વ દશ્યને મિથ્યા સમજે છે તેથી તેમના અંતઃકરણમાં ભોગવિષે આસક્તિ પ્રકટતી નથીઃ-

" गंधर्वपत्तने किंचिन्नैंद्रजालिकनिर्मिते ।
जानन् कामयते किंतु जिहासति हसन्निदम् ॥
आपातरमणीयेषु भोगेष्वेवं विचारवान् ।
नानुरज्यति किंत्वेतान् दोषदृष्ट्या जिहासति ॥"
" स्वप्नेंद्रजालसदृशमचिंत्यरचनात्मकम् ।
दृष्टनष्टं जगत् पश्यन् कथं तत्रानुरज्यति ? ॥"

(માયાવીએ પ્રતીત કરાવેલા કલ્પિત નગરમાં તે માયાવીએ નિર્માણ કરેલા કોઈ મિથ્યા પદાર્થને જાણનારો પુરુષ તે પદાર્થની ઇચ્છા કરતો નથી, કિંતુ હસતો છતો તેનો પરિત્યાગ કરવાને ઇચ્છે છે. પૂરતો વિચાર કર્યા વિનાજ રમણીય જણાનારા ભોગોમાં એવી રીતે મિથ્યાપણાને તથા તુચ્છપણાને વિચારનારો પુરુષ તે ભોગોમાં અનુરાગ પામતો નથી, પરંતુ દોષદૃષ્ટિવડે તેમનો ત્યાગ કરવાને ઇચ્છે છે. સ્વપ્નના ને ઇંદ્રજાલના જેવું, જેની રચનાનું ચિંતન ન કરી

શકાય એવું, અને જોતાજોતામાં નાશ પામી જાય એવું આ જગત્ છે એમ જોતો છતો વિવેકી પુરુષ તેમાં કેવી રીતે અનુરાગ પામે? નજ પામે.)

તેઓ પરમાર્થદર્શી વા સમ્યગ્દર્શી થયેલા હોવાથી સ્થૂલાદિ ત્રણ શરીરોથી ને જાગ્રદાદિ અંતઃકરણની ત્રણ અવસ્થાઓથી પર રહેલા પોતાના સ્વરૂપભૂત પ્રત્યક્તત્ત્વને સ્પષ્ટપણે અનુભવે છે, અને બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા નામ-રૂપાત્મક જગત્‌ના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને પણ સ્પષ્ટપણે અનુભવે છે. તેઓ નિત્યતૃપ્ત ને પ્રશાંત હોય છેઃ—

"नित्यतृप्तः प्रशांतात्मा स आत्मन्येव तिष्ठति ॥"
(તે સદૈવ સંતોષી, અત્યંત શાંત અંતઃકરણવાળા ને આત્મામાંજ રહેલા હોય છે.)

તેઓ અપ્રાપ્તને આગ્રહપૂર્વક ઇચ્છતા નથી, ને જે અનાયાસે પ્રાપ્ત હોય તેનો ત્યાગ કરવામાં આગ્રહ સેવતા નથી. તેઓ પોતાના પ્રારબ્ધકર્માનુસાર જે કરવાનું હોય તે આસક્તિરહિત રહીને સૂર્યચંદ્રાદિની પેઠે પ્રારબ્ધકર્મની સમાપ્તિપર્યંત કરે છે. તેઓ પરમપાવન પદમાં રહ્યા છતા સમભાવવડે પોતાનો પ્રાપ્ત બાહ્યવ્યવહાર કરે છે—

"परं तत्त्वे परे शुद्धे धीरो विश्रांतमानसः ।
तदेवास्वाद्यन्त्यंतर्बहिर्व्यवहरन्नपि ॥"

(જેમ જારાનુરક્ત સ્ત્રી પોતાના ઘરનું કામકાજ કરતાં છતાં પણ પોતાના અંતઃકરણમાં જારથી મળેલા સુખનો

સ્વાદ લીધા કરે છે તેમ પરમપવિત્ર બ્રહ્મતત્ત્વમાં વિશ્રાંતિ પામેલા ધીર બ્રહ્મવેત્તા બહારથી વ્યવહાર કરતા છતા અંતઃકરણમાં બ્રહ્માનંદનો સ્વાદ લીધા કરે છે.)

તેમણે દૃઢ બ્રહ્મબોધવડે અજ્ઞાનનો તથા તેનાં કાર્યોનો બાધ કર્યો છે. બાધ પામેલાં અજ્ઞાનનાં કાર્યો ને અજ્ઞાન જ્ઞાનકાલે બાધિતાનુવૃત્તિથી પ્રતીત થતાં હોય તોપણ તે તે બ્રહ્મવેત્તાના આત્માનો બાધ કરવાને સમર્થ થઈ શકતાં નથી એમ વિદ્વાનો કહે છેઃ-

"बाधितं दृश्यतामक्षैः तेन बाधो न दृश्यते ।
जीवन्नाखुर्न मार्जारं हंति हन्यात्कथं मृतः?
अपि पाशुपतास्त्रेण विद्धः सन्न ममार यः ।
निष्फलेषुविनुन्नांगो नंक्ष्यतीत्यत्र का प्रमा? ॥
तिष्ठंत्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।
न भीतिर्बोधसम्राजः प्रत्युत कीर्तिः तस्य तैः ॥"

(બાધ પામેલું-પ્રત્યક્ષ મિથ્યા સમજાયેલું-દૃશ્ય જ્ઞાનીને ઇંદ્રિયોવડે ભલે જણાઓ, બાધ પામેલા તે દૃશ્યવડે તેમના આત્માનો બાધ જોવામાં આવતો નથી. જીવતો ઉંદર પણ પોતાના ભક્ષક બિલાડાને મારી શકતો નથી, તો મુયેલો ઉંદર તે બિલાડાને કેવી રીતે મારી શકે? અર્થાત્ અજ્ઞાનકાલમાં બાધ નહિ પામેલું દૃશ્ય પણ આત્માને ન હણી શક્યું તો હવે બાધ પામેલું દૃશ્ય આત્માને કેમ હણી શકે? નજ હણી શકે. પાશુપતાસ્ત્રવડે વીંધાયો છતો પણ

જે પુરુષ મુઓ નહિ તે હવે ફળાવિનાના રાડાવડે વીંધાયે-લા શરીરવાળો થઇને મરણ પામશે એમ કહેવું એમાં શું પ્રમાણ છે? અર્થાત્ જે આત્માને અજ્ઞાન પણ અજ્ઞાનકાલેં હણી શક્યું નહિ તે આત્માને હવે અજ્ઞાનવિનાનાં તેનાં કાર્યો હણશે એમ કહેવું પ્રમાણશૂન્ય છે. બ્રહ્મબોધવડે મારેલાં—બાધ પમાડેલાં—અજ્ઞાન અને તેના કાર્યરૂપ મુડદાંઓ ભલે બાધ પામેલી સ્થિતિમાં રહો, તેમના રહેવાથી બ્રહ્મ-બોધરૂપ સાર્વભૌમને લેશ પણ ભય નથી, પણ તેમના બાધ પામીને પ્રતીત થવાવડે તો ઊલટી બ્રહ્મબોધરૂપ સાર્વ-ભૌમની કીર્તિ છે.)

પુણ્યપુંજવાળા બ્રહ્મવિત્ બહારના શબ્દાદિ વિષયોમાં આસક્તિવિનાના, પોતાના પરમાનંદસ્વરૂપમાં વિરામ પામેલા, પોતાના શરીરને તથા જગત્‌ને મનોરાજ્યના જેવું મિથ્યા જાણનારા, અનાદિ અનંત બ્રહ્મસુખમાં રમણ કરવા-થી પરમાનંદી જણાનારા, વિષયસુખમાં રુચિવિનાના, કામક્રોધાદિના વેગને સહન કરનારા, હૃદયમાં પ્રતીત થતા નિજાનંદમાં નિમગ્ન રહેનારા, આત્મામાંજ વિશ્રાંતિ પામેલા, સંશયવિપર્યયવિનાના, અંતઃકરણાદિને વશ રાખનારા, સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા અને આત્મસ્વરૂપ પરંજ્યોતિ-ને અભેદભાવે અનુભવનારા હોય છે.

તેઓ પોતામા વાસ્તવિક સ્વરૂપને નિરંતર યથાર્થરીતે જોનારા, વિષયાનંદથી ભિન્ન બ્રહ્માનંદને સ્પષ્ટ અનુભવનારા,

ત્રિવિધતાપને પોતાના આત્મામાં નહિ જોનારા, જેમનું અનાદિ અજ્ઞાન નિવૃત્ત થઇ ગયું છે એવા, જેમને લૌકિક કે શાસ્ત્રીય કાંઇ પણ કર્તવ્ય અવશેષ રહ્યું નથી એવા, જેમને પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ પ્રાપ્ત થઇ ગયું છે એવા, જેમણે જાણવાયોગ્ય સર્વ જાણી લીધું છે એવા અને જેમની તૃપ્તિ નિરુપમ મનાય છે એવા હોય છે. તેઓએ કોઇ પણ કાર્ય કારણથી ભિન્ન નથી એવા નિશ્ચયવડે પ્રથમ ભૌતિક પદાર્થોને પાંચ ભૂતોરૂપે જોયા હતા, પછી પૃથિવીથી માંડીને આકાશસુધીનાં પાંચ ભૂતોને આકાશરૂપે જોયાં હતાં, પશ્ચાત્ આકાશનો માયામાં લય કરી તેને માયારૂપે જોયું હતું, અને અંતે તે અઘટિતઘટનાપટીયસી માયાને બ્રહ્મમાં વિલીન કરી સર્વાધિષ્ઠાન અદ્વય બ્રહ્મનો નિરાવરણ સાક્ષાત્કાર કર્યો હતો. હવે તેઓ સર્વદા પોતાના શરીરની અંતર ને પોતાના શરીરની બહાર દશે દિશાઓમાં શાંતતેજોમય પરમાનંદરૂપ બ્રહ્મને નિરાવરણ અનુભવે છે. તેમને પોતાનું શરીર, અન્ય મનુષ્યાદિનાં શરીરો, નદીઓ, તળાવો, સમુદ્રો, વનો, પર્વતો અને ઉપગ્રહો, ગ્રહો ને તારામંડલ આદિથી ભરેલું આકાશ અર્થાત્ ચૌદ ભુવનો બ્રહ્મરૂપેજ પ્રતીત થાય છે. જ્યાં જ્યાં તેમની દૃષ્ટિ ને મનોવૃત્તિ જાય છે ત્યાં ત્યાં તેઓ અખંડાનંદરૂપ બ્રહ્મનેજ જુએ છે.

તેઓ ભવિષ્યકાલના નિરર્થક વિચારો કરતા નથી, ભૂતકાલમાં બનેલા અનુકૂલપ્રતિકૂલ પ્રસંગોનું સ્મરણ કરતા

નથી, અને વર્તમાન ક્ષણુ તેઓ મંદમંદ હસતા છતા પરમ-પ્રસન્નતાપૂર્વક વ્યતીત કરે છે. વિષયાનુરાગી અજ્ઞાનીઓ જેમ અંતરબહાર સર્વત્ર ઓધનને જુએ છે તેમ આ બ્રહ્મવેત્તા અંતરબહાર સર્વત્ર અર્થાત્ સકલ વિશ્વને બ્રહ્મરૂપે જુએ છે.

તેઓના અંતઃકરણમાં કોઈ કોઈ વેલા પૂર્વના સંસ્કારોથી રાગદ્વેષનો ઉદય થાય તો ઉદય પામેલા તે રાગદ્વેષ વિવેકજ્ઞાનરૂપ અગ્નિવડે તુરત દાહ પામી જાય છે:—

" उत्पद्यमाना रागाद्या विवेकज्ञानवह्निना।
तदा तदैव दह्यंते कुतः तेषां प्ररोहणम् ? ॥"

(બ્રહ્મજ્ઞ પુરુષના અંતઃકરણમાં ઉત્પન્ન થતા રાગદ્વેષાદિ વિકારો વિવેકજ્ઞાનરૂપ પ્રજ્વલિત અગ્નિવડે તે તે સમયેજ બળી જાય છે તેથી તેઓનું પુનઃ ઊગવું શી રીતે થઈ શકે? નજ થઇ શકે.)

તેમનું અંતઃકરણ અનેક શુભગુણોથી ભરેલું હોય છે, અને તેમનું વર્તન મુમુક્ષુઓના અંતઃકરણને આકર્ષણ કરે એવું હોય છે:—

"आर्यता हृद्यता मैत्री सौम्यता मुक्तता ज्ञता।
समाश्रयन्ति तं नित्यमंतःपुरमिवांगनाः ॥
पेशलाचारमधुरं सर्वे वांछन्ति तं जनाः ।
वेणुं मधुरनिध्वानं वने वनमृगा इव ॥"

(સુજનપણું, મુમુક્ષુના હૃદયને પ્રસન્નતા ઉપજાવવાપણું, સુખી ને સમાનસ્થિતિવાળામાં મૈત્રી, પ્રસન્નવદનતા, મુક્તપણું ને જ્ઞાનીપણું એ શુભગુણો તે બ્રહ્મવેત્તાના અંતઃ-

કરણુનો, જેમ કુલવતી સ્ત્રીઓ અંતઃપુરનો સારી રીતે આશ્રય કરીને રહે છે તેમ, નિરંતર સારી રીતે આશ્રય કરીને રહે છે. જેમ વનમાં વનનાં હરણો પવનવડે મધુરનાદ પ્રકટાવનારા વાંસને ઇચ્છે છે તેમ સર્વ જિજ્ઞાસુઓ તે કોમલ આચારવાળા ને મધુર વાણીવાળા બ્રહ્મવેત્તાને ઇચ્છે છે.)

આ લોકના વિષયોના ભોગની ઇચ્છાનો, સ્વર્ગલોકના વિષયોના ભોગની ઇચ્છાનો અને સિદ્ધિઓની ઇચ્છાનો પરિત્યાગ કરવાથી પોતાના વાસ્તવિક સ્વરૂપનું દૃઢ જ્ઞાન થાય છે એવી સમજણવડે તેમણે આ લોકના ભોગોની ઇચ્છાનો, સ્વર્ગલોકના ભોગોની ઇચ્છાનો અને સિદ્ધિઓની ઇચ્છાનો પરિત્યાગ કરી દીધેલો હોવાથી હવે તે પરમ નિઃસ્પૃહ રહી નિજાનંદનું પરમપ્રીતિથી આસ્વાદન કર્યા કરે છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, હર્ષ, શોક ને ભયાદિ ધર્મો અંતઃકરણના છે, ક્ષુધાતૃષા એ પ્રાણના ધર્મો છે, અને જન્મમરણ એ દેહના ધર્મો છે, તેમાંનો કોઇ પણ ધર્મ આત્માનો નથી, આત્મા તો તે સર્વ ધર્મોનો ને તેમના ધર્મીનો પ્રકાશક છે એમ સમજી બ્રહ્મવેત્તા તેમાંના કોઈની સાથે અભેદ નહિ પામતાં પોતાના અવિકારી ને પરમાનંદ-સ્વરૂપમાં સ્થિર રહે છે.

જેમ ઘટાદિ પદાર્થનું મનુષ્યને થયેલું જ્ઞાન નાશ પામતું નથી તેમ સ્વપ્રકાશ બ્રહ્મસ્વરૂપનું બ્રહ્મવેત્તાને થયેલું જ્ઞાન પણ નાશ પામતું નથી. બ્રહ્મવેત્તાને બ્રહ્મનું એકવાર

થયેલું દૃઢ જ્ઞાન કદીપણુ નાશ પામતું ન હોવાથી પછી તે જ્યારે તે સ્વરૂપ અન્યને કહેવાને ઇચ્છે છે ત્યારે કહી શકે છે, તેનો વિચાર પણુ તે કરી શકે છે, અને તેનું ધ્યાન પણુ તે કરી શકે છે.

જેમ તરંગાદિમાં જલતત્ત્વ રહ્યું છે તેમ સર્વ પ્રાણિ-પદાર્થમાં બ્રહ્મ રહેલું છે, તેથી બ્રહ્મના જ્ઞાનથી સર્વકલ્પિતના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન બ્રહ્મવેત્તાને થઈ ગયાજેવું થાય છે.

જેમ પ્રકાશસ્વભાવવાળા સૂર્ય સર્વ અંધકારને પ્રકાશ-રૂપ કરે છે તેમ બ્રહ્મવેત્તા પોતાના સાક્ષિસ્વરૂપમાં કલ્પિત નામરૂપાત્મક સર્વ જગત્‌ને પોતાના સાક્ષિરૂપજ કરે છે.

જેમ દાહ કરવાયોગ્ય સર્વ કાષ્ઠાદિને બાળીને અગ્નિ બાળવાની ક્રિયાથી રહિત થઈ પોતાના સ્વરૂપમાં શાંત થાય છે તેમ બ્રહ્મવેત્તા સર્વ દૃશ્યનો બાધ કરીને પોતાના સચ્ચિદાનંદરૂપે રહેલા હોય છે.

જેમ બે ભાષાને સારી રીતે જાણુનારો પુરુષ બંને ભાષામાં વાત કરી શકે છે તેમ બ્રહ્મવેત્તા વ્યુત્થાનકાલે વ્યવ-હારમાં પ્રવૃત્તિ કરી શકે છે, અને વિવેકકાલે બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરી શકે છે.

જેમ કાગડાની એક નેત્રદ્રિય કાગડાનાં બંને નેત્ર-ગોલકમાં ગમનાગમન કરી શકે છે તેમ બ્રહ્મવેત્તાની બુદ્ધિ લૌકિકવ્યવહારમાં ને શાસ્ત્રીયવ્યવહારમાં પ્રવૃત્તિ કરી શકે છે.

જેમ નાટકનાં પાત્રોને સારી રીતે ઓળખનારો મનુષ્ય

તે પાત્રે કાઢેલા વેશને તથા તેના વ્યાવહારિક મૂલસ્વરૂપને જોઇ શકે છે તેમ બ્રહ્મવેત્તા વ્યુત્થાનકાલે જગત્‌ને તથા વિવેકકાલે બ્રહ્મને જોઈ શકે છે.

બ્રહ્મવેત્તાની પવિત્ર, એકાગ્ર, સૂક્ષ્મ ને શાસ્ત્રસંસ્કાર-વાળી બુદ્ધિ બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા વિવિધપણાના મિથ્યાપણાનો નિશ્ચય સ્થિર રાખી અખંડૈકરસ બ્રહ્મને જુએ છે.

જેમ સાગરમાં રહેનારા મગર ક્યારેક સાગરની સપાટીપર તરે છે, અને ક્યારેક સાગરને તળીએ જઈ બેસે છે તેમ બ્રહ્મવેત્તાની બુદ્ધિ પ્રારબ્ધકર્મના ઉદયવડે ક્યારેક નામરૂપાત્મક જગત્‌ને જુએ છે, અને વ્યાવહારિક ફલ આપનારું તે પ્રારબ્ધકર્મ શાંત થયે તે બ્રહ્મમાં વિરામે છે.

તેઓ ખાતાપીતા પ્રતીત થતા હોય તોપણ તેઓ વસ્તુતાએ ખાતાપીતા નથી, તેઓ હાલતાચાલતા પ્રતીત થતા હોય તોપણ તેઓ વસ્તુતાએ હાલતાચાલતા નથી, તેઓ બોલતા તથા જોતા પ્રતીત થતા હોય તોપણ તેઓ વસ્તુતાએ બોલતા કે જોતા નથી, તેઓ સ્વાદ લેતા કે સુંઘતા પ્રતીત થતા હોય તોપણ તેઓ વસ્તુતાએ સ્વાદ લેતા નથી કે સુંઘતા નથી, તેઓ સ્પર્શ કરતા પ્રતીત થતા હોય તોપણ તેઓ વસ્તુતાએ સ્પર્શ કરતા નથી, તેઓ સાંભળતા પ્રતીત થતા હોય તોપણ તેઓ વસ્તુતાએ સાંભળતા નથી, અને તેઓ મલમૂત્રનો ત્યાગ કરતા કે વાંચતાલખતા કે ઊંઘતા પ્રતીત થતા હોય તોપણ તેઓ વસ્તુતાએ મલ-

મૂત્રનો ત્યાગ કરતા નથી, કે વાંચતાલખતા નથી, કે ઊંઘતા પણ નથી. તેઓ શરીરના ધર્મોથી, ઇંદ્રિયોના ધર્મોથી ને અંતઃકરણના ધર્મોથી સર્વદા સર્વથા પર રહેલા છે. તેઓ સંગી જણાતા હોય તોપણ વસ્તુતાએ તેઓ અસંગીજ છે, તેઓ હર્ષશોકવાળા જણાતા હોય તોપણ તેઓ વાસ્તવિક-રીતે હર્ષશોકવાળા નથી, અને તેઓ વિચાર કરતા હોય તોપણ તેઓ વસ્તુતાએ કાંઇજ વિચાર કરતા નથી.

જેમ આકાશ પૃથ્વી આદિ ચાર ભૂતોમાં રહ્યા છતાં તે ચાર ભૂતોથી ને તેમના ધર્મોથી વાસ્તવિક સંબંધ પામતું નથી એજ આકાશનું આકાશપણું છે, જેમ સૂર્યાદિનો પ્રકાશ પવિત્ર કે અપવિત્ર પ્રાણિપદાર્થોની સાથે સંબંધ પામતો છતો પણ વાસ્તવિકરીતે તેમની સાથે તે સંબંધ પામતો નથી એજ પ્રકાશનું પ્રકાશપણું છે, અને જેમ આત્મા અંતઃકરણાદિના સંબંધવાળો જણાતાં છતાંપણ તેમની સાથે કે તેમના ધર્મોની સાથે તે વાસ્તવિક સંબંધ પામતો નથી એજ આત્માનું આત્મપણું છે, તેમ બ્રહ્મવેત્તા દેહાદિની સાથે ને અન્ય પ્રાણિપદાર્થોની સાથે રહેલા પ્રતીત થતા છતાં પણ તેમની સાથે તેઓ વાસ્તવિકરીતે રહેલા નથી, અર્થાત્ તેઓ સર્વદા અસંગીજ હોય છે એજ બ્રહ્મવેત્તાનું બ્રહ્મવેત્તાપણું છે.

જેમ કોઇ નગરમાં કે કોઈ ગામમાં તેની આઠે બાજુથી આગ લાગે તો પાંખરૂપ ઊડવાના સામર્થ્યવિનાનાં બાપડાં

ઉંદર આદિ પ્રાણીઓ તે આગમાં બળી જાય છે, પણ પાંખરૂપ સામર્થ્યવાળાં પક્ષીઓ ત્યાંથી સુખપૂર્વક અન્યત્ર ઊડી જાય છે, ને તે આગમાં બળીને મરણ પામતાં નથી, તેમ પોતાના બાહ્યવ્યવહારની કે પોતાના માનેલા શરીરાદિની પ્રતિકૂલતાની પ્રાપ્તિમાં સ્વસ્વરૂપને નહિ જાણનારા અજ્ઞાની મનુષ્યો શોકાધીન થઇ જાય છે, પણ પોતાના અસંગ સ્વસ્વરૂપને જાણનારા બ્રહ્મવેત્તાઓ તેવા પ્રતિકૂલ પ્રસંગને મિથ્યા સમજી તે વેળા શોકાધીન થતા નથી, પણ નિરવધિ નિજાનંદમાં નિમગ્ન રહે છે.

તે બ્રહ્મવેત્તાનો અદ્ભુત મહિમા શાસ્ત્રો નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

" स्नातं तेन समस्ततीर्थसलिले सर्वापि दत्तावनिर्,
यज्ञानां च सहस्रमिष्टमखिला देवाश्च संपूजिताः।
संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योऽप्यसौ,
यस्य [illegible]रणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥"
"कुलं पवित्रं जननी कृतार्था विश्वंभरा पुण्यवती च तेन।
[illegible]संवित्सुखसागरेऽस्मिंल्लीनं परे ब्रह्मणि यस्य चेतः॥"

( જે મહાપુરુષનું મન એક ક્ષણ પણ બ્રહ્મવિચારમાં સ્થિરપણાને પામે તેમણે પૃથિવીપરનાં સમગ્ર તીર્થોના જલમાં સ્નાન કર્યું, સમસ્ત પૃથિવીનું સુપાત્ર બ્રાહ્મણને દાન કર્યું, સહસ્રો યજ્ઞોવડે પરમાત્માનું યજન કર્યું, સર્વ દેવોનું સારી રીતે પૂજન કર્યું, પોતાના પિતૃઓનો સંસારથી સારી

રીતે ઉદ્ધાર કર્યો, અને તેઓ ભૂરાદિ ત્રણ લોકમાં પૂજવાયોગ્ય થયા.)

(જેમનું ચિત્ત અપારજ્ઞાનરૂપ ને અપારસુખરૂપ આ પરબ્રહ્મમાં લીન થયું છે તેમના વડે તેમનું કુલ પવિત્ર થયું, તેમનાં માતુશ્રી કૃતાર્થ થયાં, અને પૃથિવી પુણ્યશાલી થઇ.)

જ્ઞાનની ચોથી ભૂમિકાને પામેલા એ બ્રહ્મવિત્ મનોનાશનો ને વાસનાક્ષયનો વિશેષ અભ્યાસ કરવાથી ને સ્વસ્વરૂપનું અનુસંધાન ચાલુ રાખવાથી જ્ઞાનની અસંસક્તિકાનામની પાંચમી ભૂમિકાને પ્રાપ્ત થાય છે. પાંચમી ભૂમિકાને પામેલા તે મહાપુરુષનું મન બ્રહ્મસ્વરૂપમાં વિશેષ વિશ્રાંતિ પામેલું હોવાથી તથા તેમને મનોનાશની ને વાસનાક્ષયની વધારે પ્રમાણમાં પ્રાપ્તિ થવાથી તેઓ બ્રહ્મવિદ્વર–બ્રહ્મવેત્તાથી શ્રેષ્ઠ–એવા નામથી કહેવાય છે. જ્ઞાનની આ ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્વરનું મન આ લોકના ભોગોમાં, સ્વર્ગના ભોગોમાં ને સિદ્ધિઓમાં આસક્તિરહિત થયેલું હોવાથી જ્ઞાનની આ ભૂમિકાનું નામ અસંસક્તિકા–ભોગાદિમાં આસક્તિવિનાની–કહેવાય છે.

બ્રહ્મવિદ્વરનું મન દૃશ્યમાં સત્યપણાની ભ્રાંતિ નિવૃત્ત થવાથી સુષુપ્તિને પામેલા મનુષ્યના મનજેવું પ્રશાંત–વિક્ષેપરહિત–રહે છે તેથી તેમના મનની અવસ્થા સુષુપ્તિ કહેવાય છે. તેઓ પ્રારબ્ધકર્મવશાત્ બીજાની દૃષ્ટિએ શરીરાદિવાળા પ્રતીત થતા છતા પણ વસ્તુતાએ તેઓ શરીરાદિ બંધથી

મોકળા થયેલા હોવાથી જીવન્મુક્ત કહેવાય છે. એ બ્રહ્મવિદ્વરને કોઇ શાસ્ત્રમાં બ્રાહ્મણ, કોઈ શાસ્ત્રમાં સ્થિતપ્રજ્ઞ, ભગવદ્ભક્ત ને ત્રિગુણાતીત અને કોઈ શાસ્ત્રમાં અતિવર્ણાશ્રમી વા અવધૂત એવા નામથી કહેલ છે.

પ્રલયકાલ નહિ થયેલો હોવાથી બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું આ સર્વ જગત્ જેમનું તેમ વિદ્યમાન છતાં અને પોતે પોતાનો પ્રાપ્તવ્યવહાર કરતા છતાં પણ જેમણે આત્યંતિકપ્રલયવડે ભૌતિકોનો, ભૂતોનો ને માયાનો બાધ કર્યો છે તેથી તેઓ આકાશથી પણ વધારે સૂક્ષ્મ ને વધારે પવિત્ર ચિદાકાશને પોતાના શરીરની અંતર ને પોતાના શરીરથી બહાર જુએ છે તે જીવન્મુક્ત કહેવાય છે.

વ્યાવહારિકસુખની પ્રાપ્તિ થયે જેમનું મુખ હર્ષવડે વિકાસ પામતું નથી, ને વ્યાવહારિકદુઃખની પ્રાપ્તિ થયે જેમનું મુખ ખેદવડે સંકોચ પામતું નથી, તથા પ્રારબ્ધકર્મવશાત્ જે દેહનિર્વાહક સામગ્રી આવી મળે તેમાં જેઓ સંતોષી રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે.

જે પોતાના અંતઃકરણની જાગ્રદવસ્થામાં પણ પોતાના અંતઃકરણને સુષુપ્તિ–અવસ્થાના જેવું એટલે દૃશ્યના સંગથી રહિત ને પ્રશાંત રાખે છે, તથા જેમનું પ્રાપ્તિપદાર્થનું જ્ઞાન વાસનારહિત છે તે જીવન્મુક્ત કહેવાય છે.

જે પોતાના પ્રાપ્તવ્યવહારમાં ઉપરટપકે રાગાભાસવાળા તથા દ્વેષાભાસવાળા પ્રતીત થતા છતા પણ અંતઃ-

કરણના ઉંડાણમાં આકાશના જેવા અત્યંત નિર્મલ હોય છે તે જીવન્મુક્ત કહેવાય છે.

જેમના અંતઃકરણમાં હું કર્તા છું એવો ભાવ નથી, અને જેમનું અંતઃકરણ અનુકૂલ પ્રાણિપદાર્થાદિની પ્રાપ્તિથી હર્ષરૂપ વિકારને તથા પ્રતિકૂલ પ્રાણિપદાર્થાદિની પ્રાપ્તિથી શોકરૂપ વિકારને પ્રાપ્ત થતું નથી, અને જેઓ લૌકિકરીતે કર્તાજેવા જણાતા છતાં પણ પારમાર્થિકદૃષ્ટિએ અકર્તા છે તે જીવન્મુક્ત કહેવાય છે.

જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં રત હોવાથી તથા જેમનાં નેત્ર કોમલ ને વાણી મધુર હોવાથી, અને જેઓ કોઇનું અપ્રિય કરવા પ્રવૃત્ત નહિ થતા હોવાથી જેમનાથી કોઈ પ્રાણી ઉદ્વેગ પામતું નથી, અને પોતે દૃશ્યને મિથ્યા જાણતા હોવાથી તથા કોઇ તેમને પીડા આપતું નથી તેથી જેઓ કોઇ મનુષ્યાદિથી ઉદ્વેગ પામતા નથી, ને કદાચ કોઈ દુષ્ટ અપકાર કરે તો તેને તેઓ સહન કરે છે, અને જેઓ હર્ષ, ખેદ, ક્રોધ, ઈર્ષ્યા ને ભયથી રહિત છે તે જીવન્મુક્ત કહેવાય છે.

શત્રુ, મિત્ર, માન, અપમાન, આ ચઢીઆતું ને આ ઉતરતું આદિ સંસારસંબંધી કલ્પનાઓ જેમની નિવૃત્ત થઈ ગઈ છે, કલાઓને તથા વિદ્યાઓને જાણતા છતાં પણ જેઓ કલાઓના ને વિદ્યાઓના અભિમાનથી રહિત છે, અને જેઓ સાત્ત્વિકચિત્તવાળા છતાં પણ ચિત્તના સ્થૂલભાવથી રહિત છે

તે જીવન્મુક્ત કહેવાય છે.

જેઓ પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે પ્રાપ્ત થયેલો સર્વ પ્રકારનો વ્યવહાર અન્યના વ્યવહારના જેવો જાણીને કરતા છતા અંતઃકરણમાં શીતલ રહે છે, અને અંતઃકરણમાં પૂર્ણસ્વરૂપવાળા રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે.

પોતાના મનમાં રહેલી સર્વ કામનાઓનો જેમણે પરિત્યાગ કર્યો છે, અને જેઓ વિવેકજ્ઞાનયુક્ત અંતઃકરણવડે પોતાના સચ્ચિદાનંદસ્વભાવવાળા આત્મામાં સંતોષી રહે છે તે સ્થિતપ્રજ્ઞ (બ્રહ્મસ્વરૂપમાં જેમની બુદ્ધિ સ્થિર થઇ છે એવા) કહેવાય છે.

જેઓ પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલાં દુઃખોમાં ઉદ્વેગરહિત અંતઃકરણવાળા રહે છે, લોકોમાં અનુકૂલ મનાતાં વિષયસુખોની પ્રાપ્તિ થયા છતાં પણ જેઓ અભિમાનથી રહિત છે, અને વિષયાનુરાગ, ભય ને ક્રોધ જેમના અંતઃકરણમાંથી નિવૃત્ત થયાં છે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

જે વ્યાવહારિક શુભની પ્રાપ્તિ થાય તેમાં ને વ્યાવહારિક અશુભની નિવૃત્તિ થાય તેમાં ઘાટી પ્રીતિથી રહિત છે, અને જેઓ અનુકૂલ પ્રાણિપદાર્થની પ્રાપ્તિને વખાણતા નથી, ને પ્રતિકૂલ પ્રાણિપદાર્થની પ્રાપ્તિને નિંદતા નથી તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

જેમ કાચબો પ્રતિકૂલ પ્રાણિપદાર્થનું દર્શન થતાં પોતાનાં મસ્તકાદિ અંગોને પોતાની ઢાલમાં સંકોચી લે છે

તેમ જે મહાપુરુષ આકર્ષક વિષયોનું સામીપ્ય થતાં પોતાની ઇંદ્રિયોને તે તે ઇંદ્રિયોના વિષયોથી પાછી વાળી હૃદયાકાશભણી ખેંચી લે છે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

વિષયાભિલાષાવાળી ને પોતપોતાના વિષયોભણી વેગથી દોડતી ઇંદ્રિયોને જેમણે વશ કરી છે, જેમણે પોતાના બહુ ચંચલ ને વિષયભણી વેગથી દોડવાના સ્વભાવવાળા મનને વિષયચિંતનથી મોકળું કરી આત્મામાં સ્થિર કરવારૂપ વશ કર્યું છે, તથા જેમણે પોતાની બુદ્ધિને બ્રહ્મપરાયણ કરી પછી તે બ્રહ્મમાં સ્થિત થયા છે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

કોઈ પણ પ્રાણીનો દ્વેષ નહિ કરનારા, સુખી પ્રાણીઓમાં મિત્રનો ભાવ રાખનારા, દુઃખી પ્રાણીઓપર દયા રાખનારા, સ્ત્રી પુત્ર દ્રવ્ય ને શરીરાદિમાં મમતાવિનાના, પ્રાપ્ત થયેલી કોઇ પણ જડ વસ્તુનું અભિમાન નહિ કરનારા, દેહાદિમાં હુંપણાની ભ્રાંતિ નહિ રાખનારા, પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલા સુખદુઃખમાં સમાનભાવ રાખનારા, પોતાનો અપરાધ કરનારને ક્ષમા આપનારા, પ્રારબ્ધકર્મથી જે પ્રાપ્ત થાય તેમાં સર્વદા સંતોષી, પોતાના બહિર્મુખસ્વભાવવાળા મનને સર્વદા બ્રહ્મમાં સ્થિર રાખનારા, શરીરને તથા ઇંદ્રિયોને નિષિદ્ધકર્મમાં નહિ જવા દેનારા, શુભ વિચારમાં ને શુભ કર્મમાં દૃઢનિશ્ચયવાળા અને જેમણે પોતાના મનને તથા બુદ્ધિને પરમાત્માને અર્પણ કર્યાં છે તે ભગવદ્ભક્ત કહેવાય છે.

જેમના ભલા સ્વભાવને લીધે જેમનાથી કોઈ પણ પ્રાણી ઉદ્વેગ પામતું નથી, તે દશ્યને મિથ્યા જાણનારા હોવાથી પોતે પણ કોઇ પ્રાણીથી ઉદ્વેગ પામતા નથી, તથા જેઓ હર્ષ, ઈર્ષ્યા, ભય ને શોકાદિથી રહિત રહેનારા છે તે ભગવદ્ભક્ત કહેવાય છે.

જે વિષયોની ને વિષયોનાં સાધનોની સ્પૃહાથી રહિત હોય, જે શરીરની તથા અંતઃકરણની પવિત્રતા રાખનારા હોય, જે અચાનક પ્રાપ્ત થનારાં કાર્યોને યથાયોગ્ય કરવાના સામર્થ્યવાળા હોય, જે વિષયોમાં ઉદાસીનજેવા હોય, જે સંતાપથી રહિત હોય, જે સકામકર્મોમાં પ્રવૃત્તિ નહિ કરનારા હોય, ને જે પરમાત્મામાં વિશુદ્ધપ્રીતિ રાખનારા હોય તે ભગવદ્ભક્ત કહેવાય છે.

જે અનુકૂલ પ્રાણિપદાર્થની પ્રાપ્તિ થયે હર્ષ પામતા નથી, જે પ્રતિકૂલ પ્રાણિપદાર્થનો દ્વેષ કરતા નથી, જે દુઃખની પ્રાપ્તિ થયે શોક કરતા નથી, જે પ્રિય પ્રાણિપદાર્થની આકાંક્ષા કરતા નથી, જે શુભકર્મના અભિમાનવિનાના ને અશુભકર્મનો ત્યાગ સેવનારા હોય છે, જે શત્રુમિત્રમાં, માનાપમાનમાં, શીતોષ્ણમાં ને સુખદુઃખમાં સમભાવવાળા હોય છે, જે દશ્યમાં આસક્તિવિનાના છે, નિંદા ને સ્તુતિ જેમને સમાન જણાય છે, જે વાણીને વશ રાખનારા છે, જે પ્રારબ્ધકર્મવડે જે કાંઈ દેહનિર્વાહક સામગ્રી મળે તેમાં સંતોષ રાખનારા છે, જે ગૃહાદિમાં

મમતાવિનાના છે, અને જે શાસ્ત્રસિદ્ધાંતમાં સ્થિરબુદ્ધિ-વાળા છે તે ભગવદ્ભક્ત કહેવાય છે.

જે પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ પામનારા સત્ત્વ-ગુણના ધર્મોના, રજોગુણના ધર્મોના ને તમોગુણના ધર્મોના દ્રષ્ટા રહે છે, તેમાં જે પ્રતિકૂલ ધર્મો આવિર્ભાવ પામ્યા હોય તેનો જે દ્વેષ કરતા નથી, ને નિવૃત્ત થઈ ગયેલા અનુકૂલ ધર્મોની જે આકાંક્ષા કરતા નથી, તે ધર્મોમાં જે ઉદાસીનજેવા રહી તે ગુણોના ધર્મોવડે આત્મ-સ્વરૂપથી ચલાયમાન થતા નથી, અંતઃકરણમાં આવિર્ભાવ પામતા એ ત્રણે ગુણો પરસ્પરમાં સાધકબાધક થાય છે, ને હું તો તેમનો અવિકારી દ્રષ્ટા છું એમ સમજી જે આત્મ-સ્વરૂપમાં સ્થિર રહે છે, પણ ગુણોમાં ભળી જતા નથી, જે સુખદુઃખને મિથ્યા સમજી તેમાં સમ રહેનારા છે, જે આત્મસ્વરૂપમાં અભેદભાવે રહેલા છે, જેમને માટીનું ઢેકું, પાષાણ ને સુવર્ણ સમાન–હેયોપાદેયભ્રમરહિત–પ્રતીત થાય છે, જેમને પ્રિય ને અપ્રિય મનાતા પ્રાણિપદાર્થ તુલ્ય-જણાય છે,જે સહનશીલ છે, જે પોતાની નિંદાને તથા સ્તુતિ-ને, માનાપમાનને તથા શત્રુમિત્રના પક્ષને સમાન સમજે છે, અને જે કોઇ પણ સકામકર્મમાં પ્રવૃત્તિ કરતા નથી તે ગુણા-તીત (માયાના ત્રણ ગુણનું ઉલ્લંઘન કરી ગયેલા) કહેવાય છે.

જેઓ પહેરવાનાં ને ઓઢવાનાં વસ્ત્રોમાં, તથા શય્યાની સામગ્રીમાં આસક્તિથી રહિત છે, જે સર્વદા શાંત અંતઃ-

કરણુવાળા છે, જે પ્રારબ્ધકર્મવશાત્ જે આહારાદિ મળે તેમાં સંતોષી રહે છે, પ્રારબ્ધકર્મને લીધે જ્યાં શયન કરવાનું પ્રાપ્ત થાય ત્યાં જેઓ પ્રસન્નતાપૂર્વક શયન કરે છે, જેઓને બહિર્મુખજનોનો સંગ રુચતો નથી, જેઓ બ્રહ્મધ્યાન કરવામાં રુચિવાળા છે, જેઓ કોઇ પણ માયિક પદાર્થની આશા રાખતા નથી, જેઓ સકામકર્મમાં પ્રવૃત્તિ કરતા નથી, જેઓ કોઈની આગળ લૌકિક વસ્તુમાટે દીન થતા નથી, જેઓ કોઈની સ્તુતિનિંદા કરતા નથી, જેઓ લોકોના સંમાનને ઇચ્છતા નથી, અને જેઓ એકલા રહેવામાં પ્રસન્ન રહે છે તે **બ્રાહ્મણ** ( બ્રહ્મરૂપ થયેલા ) કહેવાય છે.

જેઓ શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણથી અત્યંત વિલક્ષણ, સર્વના સાક્ષી, સ્વયંપ્રકાશ ને સુખરૂપ બ્રહ્મને જાણે છે તે અતિવર્ણાશ્રમી ( વર્ણના તથા આશ્રમના અભિમાનથી રહિત–અવધૂત ) કહેવાય છે.

જેઓ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને સંશયવિપર્યયથી રહિત જાણે છે, તથા જેઓ શરીરમાં ચાર વર્ણો ને ચાર આશ્રમો માયાએ કલ્પેલા છે, તે વર્ણો ને આશ્રમો જ્ઞાનસ્વરૂપ આત્મામાં નથી એમ જાણે છે તે અતિવર્ણાશ્રમી કહેવાય છે.

આદિત્યના પ્રકાશથી જેમ લોકો પોતપોતાનો વ્યવહાર કરે છે તેમ મારા આત્મસ્વરૂપના જ્ઞાનસ્વભાવવડે આ

સમગ્ર જગત્ પ્રવૃત્તિ કરે છે એમ જે જાણે છે, જેમ સોનામાં કડાં તથા બાજુબંધ આદિ લોકોવડે કલ્પાયાં છે તેમ મારામાં માયાવડે આ જગત્ કલ્પાયું છે એમ જે જાણે છે, તથા છીપમાં અજ્ઞાનવડે જેમ રૂપું કલ્પાયું છે તેમ અજ્ઞાનવડે મારામાં મહદાદિ કલ્પાયાં છે એમ જે જાણે છે તે અતિવર્ણાશ્રમી કહેવાય છે.

જેમ સ્વપ્નનું જગત્ માયાવડે મારામાં આવિર્ભાવ પામે છે તેમ આ જાગ્રત્માં પ્રતીત થતું જગત્ પણ માયાવડે મારામાં આવિર્ભાવ પામ્યું છે એમ જે જાણે છે, અને જેમનું વર્ણનું તથા આશ્રમનું અભિમાન પોતાના અસંગ, અવિકારી ને સૂક્ષ્મતમ આત્માના સાક્ષાત્કારથી ગળી ગયું છે તે અતિવર્ણાશ્રમી કહેવાય છે.

જેઓને પોતાના આત્મસ્વરૂપમાં સ્થૂલશરીર, બંને પ્રકારની ઇંદ્રિયો, મન બુદ્ધિ આદિ અંતઃકરણો, કર્તાપણું, ભોક્તાપણું ને પ્રાણ પ્રતીત થતાં નથી, અને જેમને બ્રહ્મસ્વરૂપમાં ભૌતિક પદાર્થો, આકાશાદિ પાંચ ભૂતો ને પાંચ ભૂતોનું કારણ માયા પ્રતીત થતાં નથી, પણ સર્વત્ર અખંડૈકરસ બ્રહ્મજ પ્રતીત થાય છે તે અતિવર્ણાશ્રમી કહેવાય છે.

જેમના અંતઃકરણમાં અભયાદિ છવીશ પ્રકારની દૈવી સંપત્તિ લક્ષણરૂપે સ્થિત થઇ છે, જેમના અંતઃકરણમાંથી દૈવી સંપત્તિવડે નિવૃત્ત થવાયોગ્ય દંભદર્પાદિ સર્વ પ્રકારની આસુરી સંપત્તિ દગ્ધબીજભાવને પામી છે, જેમના અંતઃ-

કરણુમાંથી દેહવાસના, (દેહમાં આત્માની બુદ્ધિ, દેહમાં ગુણો લાવવાનો આગ્રહ ને દેહમાંથી દોષો દૂર કરવાનો આગ્રહ,) લોકવાસના (સ્વર્ગાદિ લોકની વાસના વા લોકમાં સારા કહેવડાવવાની તૃષ્ણા) ને શાસ્ત્રવાસના (કોઇ શાસ્ત્રનું વારંવાર આવર્તન કરવાની તૃષ્ણા, નાનાપ્રકારનાં શાસ્ત્રો વાંચવાની તૃષ્ણા ને શાસ્ત્રમાં કહેલાં કર્મો કર્યા કરવાની તૃષ્ણા) નિવૃત્ત થઈ ગઈ છે, જેમને પોતાના વાસ્તવિકસ્વરૂપનો ને જગત્‌ના વાસ્તવિકસ્વરૂપનો દૃઢ બોધ સુસ્થિર થયો છે, અને જેમના મનનો સ્થૂલભાવ નિવૃત્ત થઈ તેની સૂક્ષ્મભાવે સ્થિતિ થઈ છે તે જીવન્મુક્ત કહેવાય છે.

જેમના અંતઃકરણુમાં અમાનીપણું આદિ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો લક્ષણરૂપે રહ્યાં છે, જેમના અંતઃકરણુમાં ભગવાન્‌ના અનન્યભક્તનાં કોઈ પણ પ્રાણીનો દ્વેષ નહિ કરવો ઇત્યાદિ શુભલક્ષણો લક્ષણરૂપે વિદ્યમાન રહ્યાં છે, જેમના અંતઃકરણુમાં વિવેકવિરાગ પરાકાષ્ટાને પામીને રહેલા છે, અને જેમના અંતઃકરણને પોતાના શરીરની અંતર ને બહાર સર્વત્ર સ્પષ્ટ બ્રહ્મદર્શન થયા કરે છે તે જીવન્મુક્ત કહેવાય છે.

પંચીકૃત પાંચ ભૂતોના સ્થૂલદેહનો બાધ કરી તેમાંથી જેમણે હુંપણાનો (આત્મપણાનો) ભ્રમ દૂર કર્યો છે, જેમણે વાણી આદિ પાંચ કર્મેંદ્રિયોમાંથી, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોમાંથી, સ્ફુરણાદિ પાંચ અંતઃકરણમાંથી, પ્રાણાદિ પાંચ

પ્રાણોમાંથી, આકાશાદિ પાંચ અપંચીકૃતભૂતોમાંથી, (સૂક્ષ્મભૂતોમાંથી,)કર્મમાંથી,(રાગદ્વેષાદિવડે અંતઃકરણની ને ઇંદ્રિયોની બાહ્યપ્રવૃત્તિ કરાવનારા સંસ્કારોમાંથી, ) કામમાંથી (દૃશ્યમાં સત્યપણાની ને સુખદપણાની ભ્રાંતિવડે ઉપજતા ઘાટા રાગમાંથી ) ને અવિદ્યામાંથી (અંતરાત્માને આચ્છાદન કરનારા અજ્ઞાનમાંથી) સત્યપણાની ભ્રાંતિની નિવૃત્તિ કરી, તે સર્વને મિથ્યા જાણી, આત્મસ્વરૂપમાં સ્થિતિ કરી છે તે જીવન્મુક્ત કહેવાય છે.

જેમણે વેદાંતશાસ્ત્રનો ઉપદેશ સ્પષ્ટ જાણ્યો છે, જેમને સર્વ શાસ્ત્રોનું ને સર્વ ધર્મોનું તાત્પર્ય સ્પષ્ટ સમજાયું છે, જેમને પ્રયત્નવિના વ્યાપક બ્રહ્મસ્વરૂપનું આવરણરહિત સ્પષ્ટ દર્શન સતત થયા કરે છે, જેમણે મનની સ્થૂલતાનો ને ચંચલતાનો નાશ કર્યો છે, અને જેમણે બ્રહ્મદર્શનવડે દૃશ્યની વાસનાનો ક્ષય કર્યો છે તે જીવન્મુક્ત કહેવાય છે.

જેમ આકાશમાં રહેલો ખાલી ઘડો અંતરથી ને બહારથી શૂન્ય (અન્ય પદાર્થથી રહિત) છે તેમ જીવન્મુક્ત પુરુષ પણ અંતરથી ને બહારથી શૂન્ય છે, અર્થાત્ તેઓ અંતઃકરણમાં મનોરાજ્ય કરતા નથી, વા દૃશ્યની વાસનાથી રહિત છે, ને બહારથી રાગપૂર્વક કોઇ પણ વિષયોને ગ્રહણ કરતા નથી; અને સમુદ્રમાં રહેલો ઘડો જેમ અંતર ને બહાર જલવડે પૂર્ણ છે તેમ જીવન્મુક્ત પુરુષ અંતર ને બહાર પૂર્ણ છે, અર્થાત્ તેઓ બ્રહ્મદૃષ્ટિવડે અંતઃકરણમાં

ને બહાર સચ્ચિદાનંદૈકરસ બ્રહ્મથી પરિપૂર્ણ છે.

આ જીવન્મુક્ત પુરુષ સ્વેચ્છાવડે અંતઃકરણની નિરોધદશાને તથા વ્યુત્થાનદશાને સેવે છે. જ્ઞાનની ચોથી ભૂમિકાને પામેલા બ્રહ્મવિત્‌ને નિરોધદશા પ્રયત્નસાધ્ય હોય છે, ને તે નિરોધદશામાંથી પ્રારબ્ધકર્મના બલથી તેમને વ્યુત્થાનદશાની પ્રાપ્તિ શીઘ્ર થઇ જાય છે.

જેઓ બ્રહ્મજ્ઞાનામૃતવડે પરિતૃપ્ત થયેલા છે, ને જેઓ સર્વ પ્રકારના કર્તવ્યના અંતને પામેલા છે એવા જીવન્મુક્તે પરમાનંદરૂપ પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરેલું હોવાથી ને જ્ઞાતવ્યરૂપ બ્રહ્મસ્વરૂપને જાણેલું હોવાથી તેમને કોઈપણ પ્રકારનું કાંઇ પણ કર્તવ્ય અવશેષ રહેતું નથી.

સ્થૂલસૂક્ષ્મ કોઇ પણ દૃશ્યની સાથે મારો લેશ પણ વાસ્તવિક સંબંધ નથી એવા અનુભવવડે જીવન્મુક્ત પુરુષનું અંતઃકરણ શીતલ રહે છે. અંતઃકરણની જે શીતલતા તે સમાધિ કહેવાય છે. એ સમાધિ ઉત્તમ પ્રકારના શુભ વિચારનું ને ઉત્તમ પ્રકારની શુભ પ્રવૃત્તિનું ફલ છે.

જીવન્મુક્ત પુરુષ સર્વત્ર બ્રહ્મસ્વરૂપનું દર્શન કરનારા હોવાથી કોઈપણ મનુષ્યની નિંદા કરતા નથી, અને કોઇ મનુષ્ય પોતાની નિંદા કરે તો તેથી તેના ઉપર પોતાના મનમાં ક્રોધ કે શોક કરતા નથી, તેઓ કોઇ પણ અનાત્મવસ્તુનો અહંકાર કરતા નથી, તેઓ કોઈની ઈર્ષ્યા કરતા નથી, તેઓ ક્રિયાવડે, ભાષાવડે કે વેશવડે કોઈ પણ પ્રકાર-

નો દંભ (ખોટો ડોળ) કરતા નથી, તેઓ પોતાનામાં શ્રેષ્ઠપણું આરોપી અન્યનો તિરસ્કાર કરતા નથી, તેઓ કોઇ પણ પ્રાણિપદાર્થની પ્રાપ્તિની દૃઢ ઇચ્છા કરતા નથી, તેઓ કોઈ પણ પ્રાણિપદાર્થનો દ્વેષ કરતા નથી, તેઓ અનુકૂલ પ્રાણિપદાર્થની પ્રાપ્તિવડે પ્રાપ્ત થનારા સુખની સ્પૃહા કરતા નથી, તેઓ પોતાના પ્રારબ્ધકર્મના ઉદયથી પ્રાપ્ત થયેલા દુઃખમાં મુંઝાઈ જતા નથી, તેઓ સ્રી આદિની અભિલાષારૂપ કામને વશ થતા નથી, તેઓ અપકાર કરનાર મનુષ્યાદિપર ક્રોધ કરતા નથી, તેઓ દ્રવ્યતૃષ્ણાને અધીન થતા નથી, અને તેઓ અવિવેક, હર્ષ, બીજાના શુભગુણોમાં દોષારોપણરૂપ અસૂયા અને દેહાભિમાન આદિ દોષોને સેવતા નથી. તેઓ આત્માથી પૃથક્ કરેલાં પોતાનાં ત્રણ શરીરોને શવસમાન અમંગલ સમજે છે.

જીવન્મુક્તને આત્માના કર્તૃત્વભોક્તૃત્વાદિ ધર્મથી રહિત સ્વરૂપનો દૃઢ બોધ થયેલો હોવાથી એમને આત્માના સ્વરૂપમાં કોઇ પણ જાતનો લેશ પણ સંશય રહ્યો નથી. તેમણે પોતાના આત્મસ્વરૂપને દેહાદિથી ભિન્ન સુસ્પષ્ટ જાણેલું હોવાથી હવે તેમને દેહાદિમાં આત્માની ભ્રાંતિરૂપ વિપર્યયજ્ઞાન પણ રહ્યું નથી, અને તેમનામાં અનિત્ય પ્રાણિપદાર્થમાં નિત્યપણાની ભ્રાંતિ, પ્રાણીઓનાં મલિન શરીરોમાં પવિત્રપણાની ભ્રાંતિ, દેહાદિ જડમાં (અનાત્મામાં) ચેતનપણાની (આત્મપણાની) ભ્રાંતિ અને દુઃખરૂપ વિષયોમાં

ને તેનાં સાધનોમાં સુખરૂપપણાની ભ્રાંતિ રહી નથી.

સત્યભાષણ, શરીરની ને મનની પવિત્રતા, પ્રાણીઓ-પર દયા, અપકાર કરનારપર ક્ષમા, દશ્યપ્રાણિપદાર્થમાં નિઃસ્પૃહતા, પ્રારબ્ધવશાત્ જે અન્નાદિ પ્રાપ્ત થાય તેમાં સંતોષ, અંતઃકરણની ને વાણીની સરલતા, મનને વશ રાખવાનું સામર્થ્ય, ઇંદ્રિયોને વશ રાખવાનું સામર્થ્ય, આ-હારને તથા શરીરને વશ રાખવાનું બલ, શત્રુમિત્રાદિમાં સમભાવ, માનાપમાનાદિને સહન કરવાનું સામર્થ્ય, અંતઃ-કરણની પ્રસન્નતા, શાસ્ત્રજ્ઞાન, અતીંદ્રિય વિષયોનું સૂક્ષ્મ-જ્ઞાન, આ લોકના ને પરલોકના વિષયોમાં રાગરહિતતા, સત્ત્વગુણના વધારાથી પ્રાપ્ત થતું ઐશ્વર્ય, શૌર્ય, તેજસ્વિતા, બુદ્ધિબલ, મનોબલ, સ્મૃતિબલ, સ્વતંત્રતા, કુશલતા, કાંતિ, ધૈર્ય, કોમલતા, પ્રતાપ, નમ્રતા, સુસ્વભાવ, પરાક્રમ, ગાંભીર્ય, સન્માર્ગમાં સ્થિરતા, આસ્તિકતા, ધાર્મિકલોકોમાં પ્રસરતો યશ, અન્યજનોને તેમના પ્રતિ પ્રકટતું માન ને અહંકાર-રહિતતા આ પરમેશ્વરમાં રહેલા મહાગુણો આ જીવન્મુક્ત-માં ન્યૂનાધિક અંશે આવિર્ભાવ પામેલા હોય છે.

જ્ઞાનની ઉપર જણાવેલી પાંચમી ભૂમિકાનો અભ્યાસ કેટલોક સમય ચાલવાથી તે બ્રહ્મવિદ્વર જ્ઞાનની છઠ્ઠી ભૂમિકા-માં પ્રવેશ કરે છે. જ્ઞાનની આ છઠ્ઠી ભૂમિકાનું નામ પદાર્થાભાવની છે. એ ભૂમિકાને પ્રાપ્ત થયેલા પુરુષના અંતઃકરણને બ્રહ્મથી ભિન્ન શરીરની અંતરના ને બહારના

પદાર્થનું જ્ઞાન પોતાની મેળે થતું નથી. અન્યના જાગ્રત્ કરવાના વિશેષ પ્રયત્નથી તેમને બ્રહ્મથી ભિન્ન પ્રાણિપદાર્થ-નું થોડો સમય પ્રયોજનજેટલું ભાન થાય છે, તેથી તે ભૂમિકાને પદાર્થાભાવની એવું નામ આપવામાં આવ્યું છે. તેમનું અંતઃકરણ બ્રહ્મમાં બહુ વિશ્રાંતિ પામેલું હોવાથી તેમના અંતઃકરણની તે સ્થિતિને ગાઢસુષુપ્તિ કહેવામાં આવે છે. તેઓ બ્રહ્મવિદ્વરથી ઉત્તમ સ્થિતિને પામેલા હોવાથી બ્રહ્મવિદ્વરીયાન્ કહેવાય છે. એ ભૂમિકાને પામેલા મહા-પુરુષને પોતાના શરીરની કે લોકમાં પોતાના મનાતા પદાર્થો-ની વ્યાવહારિક મનુષ્યોની પેઠે પ્રતીતિ થતી નથીઃ–

" देहं विनश्वरमवस्थितमुत्थितं वा सिद्धो न पश्यति यतोऽध्यगमत्स्वरूपम् ।
दैवादुपेतमथ दैववशादपेतं वासो यथा परिकृतं मदिरामदांधः॥"

(જેમ મદિરાના મદથી પોતાના દેહાદિનું ભાન ભૂલી ગયેલો મનુષ્ય પોતાનું શરીર બેઠું છે કે ઊભું છે તેને તથા પોતાના પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા પહેરેલા વસ્ત્રને તથા પોતાના પ્રારબ્ધકર્મથી દૂર થઈ ગયેલા પહેરેલા વસ્ત્રને જોતો નથી, તેમ જ્ઞાનની છઠ્ઠી ભૂમિકાને પ્રાપ્ત થયેલા સિદ્ધ–બ્રહ્મજ્ઞ–પુરુષ પોતાના વિનાશી શરીરને તે બેઠેલું છે કે ઊભેલું છે તેને જોતા નથી, તથા પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલું વસ્ત્ર પહેરેલું હોય તેને તથા પ્રારબ્ધકર્મથી પહેરેલું વસ્ત્ર દૂર થઈ ગયેલું હોય તેને પણ જોતા નથી, કેમકે

તેમણે પોતાના અંતરાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપને જાણ્યું છે.)

જ્ઞાનની આ છઠ્ઠી ભૂમિકાનો વિશેષપ્રયત્નવિનાનો અભ્યાસ કેટલોક સમય ચાલવાથી તે છઠ્ઠી ભૂમિકાને પામેલા મહાપુરુષ સર્વ પ્રકારના કલ્પિત ભેદોની પ્રતીતિના અભાવથી જ્ઞાનની તુર્યગાનામની સાતમી ભૂમિકાને પામે છેઃ–

"भूमिषट्कचिराभ्यासाद्भेदस्यानुपलंभनात्।
यत्स्वभावैकनिष्ठत्वं सा ज्ञेया तुर्यगा गतिः॥"

(જ્ઞાનની છઠ્ઠી ભૂમિકાના ચિરકાલના અભ્યાસથી અને ભેદની અપ્રતીતિથી જે એક બ્રહ્મસ્વરૂપ સ્વભાવમાંજ સ્થિરપણું તે તુર્યગાનામની જ્ઞાનની સાતમી ભૂમિકા જાણવી.)

તુર્યગા એટલે આ વિશ્વની ચોથી સ્થિતિરૂપ જે બ્રહ્મ તેની સાથે અંતઃકરણની એકભાવ પામેલી સ્થિતિ. જ્ઞાનની આ સાતમી ભૂમિકાને પામેલા મહાપુરુષ બ્રહ્મરૂપે સુસ્થિત થયેલા હોવાથી અજ્ઞાનીઓને પ્રતીત થતા કોઈ પણ પ્રકારના ભેદોને જોતા નથી. તેઓ પોતાની મેળે કે અન્યના ન્યૂનાધિક પ્રયત્નથી વ્યુત્થાનદશાને પ્રાપ્ત થતા નથી. તેમના અંતઃકરણની અવસ્થા ઘનસુષુપ્તિ કહેવાય છે. તેઓ છઠ્ઠી ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્વરીયાનૂથી વિશેષમનોનાશવાળા ને વિશેષવાસનાક્ષયવાળા હોવાથી બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે. આ તેમનો છેલ્લો અસંપ્રજ્ઞાતયોગ હોવાથી તેઓ પોતાની મેળે કે અન્યના પ્રયત્નથી વ્યુત્થાનાવસ્થાને પામતા નથી,

તથા તેમણે પોતાના શરીરની ભાવિસ્થિરતામાટે પ્રથમ સંકલ્પ કરેલો નથી, તેથી તેમનું સ્થૂલશરીર અન્નપાનાદિને અભાવે તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ પડે છે. તેમનું તે સ્થૂલશરીર કોઇ પણ રીતે પૃથિવી આદિ પાંચ ભૂતોમાં મળી જાય છે. તેમની કર્મેંદ્રિયો, તેમની જ્ઞાનેંદ્રિયો, તેમનું અંતઃકરણ ને તેમના પ્રાણ અર્થાત્ તેમનું સૂક્ષ્મશરીર પોતાના ઉપાદાનકારણરૂપ પાંચ અપંચીકૃત ભૂતોમાં લીન થાય છે, ને તેમનું કારણશરીર અર્થાત્ અજ્ઞાનનો અંશ માયારૂપ થઈ જાય છે. તેમનામાં અજ્ઞાન ને વાસના ન રહેવાથી તેમનો ચિદાભાસ બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે. તે અજ્ઞાનાદિ કારણના અભાવે પુનર્જન્મ પામતા નથી.

આ પૃથિવીપર ચાર પ્રકારનાં માણસો છે, પામર-પ્રાકૃત-શાસ્ત્રસંસ્કારશૂન્ય, કિંચિત્શાસ્ત્રજ્ઞ-ઉત્કર્ષેચ્છુ-પોતાનો અભ્યુદય ઇચ્છનાર, જિજ્ઞાસુ-મુમુક્ષુ-મોક્ષસાધક અને મુક્ત-સિદ્ધ-બ્રહ્મવેત્તા. તેમાં પામર મનુષ્યને લૌકિક કે શાસ્ત્રીય વિવેક પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રકટતી નથી. તે પોતાના સંસ્કારને વા સ્વભાવને વશ વર્તનાર હોય છે. તેણે શાસ્ત્રનું શ્રવણ કે વાચન કરેલું હોતું નથી, તેથી તે પોતાના હિતાહિતને તથા શુભાશુભને સમજી શકતો નથી, તેથી તે પાપકર્મનો પરિત્યાગ કરી પુણ્યકર્મમાં-શુભવિચારમાં ને શુભકર્મમાં-પ્રવૃત્તિ કરી શકતો નથી. કિંચિત્શાસ્ત્રજ્ઞ વા ઉત્કર્ષેચ્છુ આ લોકનાં વિહિત સુખોમાં ને પરલોકનાં સુખોમાં

પ્રીતિવાળો હોય છે, તેથી તે સર્વદા સકામશુભકર્મપરાયણ રહેવા ઇચ્છે છે, અને યથાશક્તિ સકામશુભકર્મપરાયણ રહે છે. તેનામાં ઉપયોગપૂરતો લૌકિક વિવેક હોય છે, પણ મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી થાય એવો વિવેક તેનામાં હોતો નથી, ને તે તેવો વિવેક પ્રાપ્ત કરવા રુચિને અભાવે પ્રયત્ન પણ કરતો નથી. જિજ્ઞાસુના મનમાં વિવેકનો પ્રાદુર્ભાવ થવાથી તે જિજ્ઞાસુ આ સંસારમાંના શબ્દાદિ પાંચ વિષયોથી ને તેનાં સાધનોથી પ્રાપ્ત થતાં સુખોને મિથ્યા કે ક્ષણભંગુર, તુચ્છ ને પરિતાપક વા બંધક સમજવા લાગે છે, અને કોઇ પવિત્ર ને સ્થાયી સુખ મેળવવા ઇચ્છે છે. આવું સુખ બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કારથી થાય છે એમ તેના જાણવામાં આવવાથી તે બ્રહ્મસ્વરૂપ જાણવા ઉદ્યોગી હોય છે. મુમુક્ષુ–મોક્ષેચ્છુ–પણ ન્યૂનાધિક વિવેકવાળો હોવાથી તે વિષયોમાં રહેલા અનેક દોષો જોઈ વિષયસુખથી સંતોષ પામતો નથી, પણ આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિરૂપ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત કરવા ઇચ્છે છે. એ મોક્ષને તે ઇચ્છે છે તેથી તે મુમુક્ષુ કહેવાય છે. એ મોક્ષ આત્મજ્ઞાનથી કે બ્રહ્મજ્ઞાનથી થાય છે, તેથી તે આત્મસ્વરૂપને વા બ્રહ્મસ્વરૂપને જાણવા વેદાંતશાસ્ત્રનું શ્રવણાદિ કરવા આદરપૂર્વક પ્રયત્ન કરે છે. મોક્ષસાધક મોક્ષની પ્રાપ્તિ કરવામાટે વિવેકાદિ ચાર સાધનોનું ને વેદાંતશ્રવણાદિ ત્રણ સાધનોનું પરમાદરથી

સેવન કર્યા કરે છે. જિજ્ઞાસુ, મુમુક્ષુ ને મોક્ષસાધક ઉત્તરોત્તર વિવેકાદિ ચાર સાધનોનો ને વેદાંતશ્રવણાદિ ત્રણ સાધનોનો પરિપાક કરી બ્રહ્મસાક્ષાત્કારરૂપ સત્ત્વાપત્તિનામની જ્ઞાનની ચોથી ભૂમિકાને પ્રાપ્ત થઇ કૃતાર્થ થાય છે. મુક્ત કૃતાર્થ હોવાથી તેમને કાંઈ પણ કર્તવ્ય નથી.

સુખેચ્છુ મનુષ્યે મનથી, ઇંદ્રિયોથી, શરીરથી ને પોતાની બાહ્યસામગ્રીથી સર્વદા શુભકર્મરૂપ પુણ્યકર્મમાં પ્રવૃત્ત રહેવું, ને સર્વપ્રકારના પાપકર્મથી ઘણામાં ઘણું ઉપરામ પામવું. પુણ્યકર્મવડે મનુષ્યના અંતઃકરણની શુદ્ધિમાં વધારો થતો જાય છે. અંતઃકરણની શુદ્ધિમાં વધારો થવાથી મનુષ્યને સત્સંગમાં, સારાં સારાં પુસ્તકોનું શ્રવણ કરવામાં તથા વાચન કરવામાં, અને નિષ્કામબુદ્ધિથી સારાં સારાં કર્મો કરવામાં અભિરુચિ પ્રકટે છે, ને તેથી તે ઉત્સાહપૂર્વક સારાં સારાં કર્મો કરવા લાગે છે. તેને સમજાય છે કે પરમાત્માની, ગુરુની ને શાસ્ત્રની આજ્ઞાને પ્રીતિપૂર્વક માનવારૂપ તેમની શુદ્ધભાવથી સેવા કરવારૂપ ભક્તિથીજ મનુષ્ય પોતાનું કલ્યાણ સાધી શકે છે. આત્મજ્ઞાન વા બ્રહ્મજ્ઞાન માત્ર સમર્થ સદ્ગુરુના અનુગ્રહથીજ પ્રાપ્ત થાય છે, માટે મારે હવે અંતઃકરણને વિશેષ શુદ્ધ કરી, વિવેકાદિ સાધન પ્રાપ્ત કરી, શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાલુ સદ્ગુરુનું શરણ ગ્રહણ કરી બ્રહ્મસાક્ષાત્કાર કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. આવા નિશ્ચયને અનુસરી તે ઉપર કહેલી રીતે પ્રયત્ન કરે

છે, ને તે જ્ઞાનની ચોથી ભૂમિકાને પ્રાપ્ત કરે છે.

જિજ્ઞાસુએ યોગશાસ્ત્રના ને વેદાંતશાસ્ત્રના શ્રવણવાચનથી અને યોગીઓના ને બ્રહ્મજ્ઞાનીઓના પૂજ્યભાવયુક્ત સમાગમથી પ્રથમ પોતાની બુદ્ધિને વધારે શુદ્ધ ને સૂક્ષ્મ પદાર્થનું સ્વરૂપ સમજવાના બલવાળી કરવી. પછી ઉપદ્રવરહિત એકાંત ને પવિત્ર સ્થાનમાં સ્વસ્થમને બેસી શાસ્ત્રના ઉપદેશનું તથા પોતાના સદ્ગુરુના ઉપદેશનું વિવેકપૂર્વક ને આદરપૂર્વક ચિંતન કરી બ્રહ્મનું દૃઢપરોક્ષ જ્ઞાન મેળવવું. પછી અસંગ ને અદ્વૈત બ્રહ્મમાં પોતાના મનને વિચારથી વા ધ્યાનથી જોડવાનો પ્રયત્ન પરમાદરપૂર્વક કર્યા કરવો. આવા શુભ પ્રયત્નથી દ્વૈતની વાસનાનો વિલય થઈ જાય છે, અને અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. અસંગ ને પરમપાવન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થવાથી તે બ્રહ્મવેત્તાનું મન શુદ્ધસંવિદ્રૂપ ને પરમાનંદરૂપ બ્રહ્મમાં મનોનાશના ને વાસનાક્ષયના વધારાથી વધારે વિશ્રાંતિ પામવા લાગે છે. એમ ઉત્તરોત્તર તેમનું અંતઃકરણ બ્રહ્મમાં વધારે વધારે વિલીન થઈ અંતે બ્રહ્મરૂપજ થઈ જાય છે. આવી દુઃખશૂન્ય પરમાનંદરૂપ સ્થિતિ પ્રાપ્ત કરવી એજ મનુષ્યજીવનનું સફલપણું છે. પુણ્યશાલી મનુષ્યોને આ કથન સમજાઓ, ને તેઓ શુભપ્રયત્નપરાયણ થઈ તે દુઃખશૂન્ય પરમાનંદપદને પામો. ૐ

( સમાપ્ત )

# પુસ્તકોનું વિજ્ઞાપન

ઉપનિષદો રૂ. ૬–૪–૦ વેદાંતદર્શન પાકું પૂઠું રૂ. ૩–૮–૦. અર્ધું પૂઠું રૂ. ૩–૦–૦ સાંખ્યપ્રવચન રૂ. ૧–૦–૦ પાતંજલયોગદર્શન રૂ. ૨–૧૦–૦ યોગકૌસ્તુભ રૂ. ૧–૮–૦ પરમપદબોધિની રૂ. ૦–૧૪–૦ સદુપદેશદિવાકર પ્રથમકિરણ રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર દ્વિતીયકિરણ છપાય છે સદુપદેશદિવાકર તૃતીયકિરણ રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર ચતુર્થકિરણ રૂ. ૧–૨–૦ સદુપદેશદિવાકર પંચમકિરણ રૂ. ૦–૧૩–૦ સુબોધકલ્પલતા રૂ. ૦–૯–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ રૂ. ૦–૭–૬ ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ રૂ. ૧–૨–૦ શ્રીમદ્ભગવદ્ગીતા રહસ્યદીપિકાસાથે રૂ. ૩–૮–૦ ગીતાદિ પંચરત્ન રૂ. ૧–૮–૦ સંધ્યાનો [illegible] વિચાર રૂ. ૦–૧–૦ નાથસ્વરોદય રૂ. ૦–૩–૦ ભેળટીવાણીનું [illegible] રૂ. ૦–૧–૬ મનુષ્યમિત્ર રૂ. ૦–૫–૦ સ્વાભાવિકધર્મ રૂ. ૦–૩–૦ યોગપ્રભાકર રૂ. ૦–૪–૦ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ રૂ. ૦–૫–૬ શાસ્ત્રપંચાધ્યાયી રૂ. ૦–૫–૬ પ્રણવપદ રૂ. ૦–૩–૦ પ્રણવવિસ્તારપદ રૂ. ૦–૨–૦ નાથકાવ્ય ભાગ ૧ લો રૂ. ૦–૫–૦ નાથકાવ્ય ભાગ ૨ જો રૂ. ૦–૧૪–૦ સદુપદેશમાળા રૂ. ૦–૩–૬ પત્રકલ્પમંજરી રૂ. ૦–૩–૦ મહામંત્રમાલિકા રૂ. ૦–૩–૦ વિનોદમાળા રૂ. ૦–૫–૦ દુરાચારગિરિવજ્ર રૂ. ૦–૪–૬ રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઈશાવાસ્યાદિ સટીક રૂ. ૦–૮–૬ શ્રીસૂક્ત રૂ. ૦–૦–૬ વૈરાગ્યસુધાકર રૂ. ૦–૧–૬ ભક્તિસુધા રૂ. ૦–૦–૬ યજુર્વેદીય આહ્નિકપ્રકાશ રૂ. ૦–૮–૦ સનાતનધર્મનું નિરૂપણ રૂ. ૦–૧–૬ સુવિચારચંદ્રિકા રૂ. ૦–૫–૦ વિવેકભાસ્કર પ્રથમરશ્મિ રૂ. ૦–૯–૦ વિવેકભાસ્કર દ્વિતીયરશ્મિ રૂ. ૦–૯–૦ પાકું પૂઠું રૂ. ૦–૧૨–૦ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો રૂ. ૦–૯–૦ [illegible] વિવેક રૂ. ૦–૧–૦ જ્ઞાનદર્પણ રૂ. ૧–૬–૦ કર્તવ્યબોધ રૂ. ૦–૮–૦ શ્રીનાથસ્તુતિશતક રૂ. ૦–૨–૦ શ્રીભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર રૂ. ૦–૨–૦ નાથસંકીર્તન રૂ. ૦–૩–૦ દ્વિજસ્ત્રીઓનું આહ્નિક રૂ. ૦–૫–૦

ઉપરના પુસ્તકો મળવાનું ઠેકાણું:—વ્યવસ્થાપક,

**આનંદાશ્રમ, બીલખા કાઠિયાવાડ.**

---

અમદાવાદ–ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું